### શ્રી 

# અંબીકા કાવ્ય.

તથા

## શક્તિકાવ્ય.

( પ્રભાતિયાં, પદ, ગરબા, અષ્ટપદી.
હોરી, પદ, સ્તોત્ર. આરતી
વીગેરેનો સંગ્રહ છે. )

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## બુકસેલર

## હરગોવનદાસ હરજીવનદાસ

પુસ્તકાલય—અમદાવાદ.

## અમદાવાદ;

પાનકોરને નાકે પીરમહમદશાના રોજાના મકાનમાં
રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટિંગ પ્રેસમાં
જેશંગભાઈ મુળજી પટેલે છાપ્યું.

---

સંવત ૧૯૫૫. સને ૧૮૯૮.

કીંમત રૂ. ૧-૦-૦.

श्री

# ॥ अंबीक काव्य ॥

તથા

## शक्तिकाव्य.

( પ્રભાતિયાં, પદ, ગરબા, અષ્ટપદી,
હોરી, પદ, સ્તોત્ર, આરતી
વીગેરેનો સંગ્રહ છે. )

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર
હરગોવનદાસ હરજીવનદાસ
પુસ્તકાલય—અમદાવાદ.

અમદાવાદ.
રાજનગર ટાઈપફાઉન્ડરી પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કીમત રૂ. ૧-૦-૦.

# अनुक्रमणिका.

વિષય. પૃષ્ઠ.



**વીમળનો ગરબો.**



વિષય. પૃષ્ઠ.



**જસવતસીંગજીનો જસ.**

સમાપ્ત.


બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

પુસ્તકાલય ત્રણદરવાજે.

અમદાવાદ.

૭૦૪૫

॥ श्री ॥

# ॥ अंबोक क व्य. ॥

॥ श्रीगणेशायनमः ॥ श्रीसारदायनमः ॥

## પદ.

ગણુપતિદેવા તું ગરીબનીવાજે, ( ૨ ) વાર.
ચંદન ચરચીત પુષ્પે વધાવું, સિંદુરે કરૂં શેવા. ગણ. ૧
થાળ ભરી અમ્રત મોદીક, માંહી મીઠાઇ ઘણા મેવા. ગણ. ૨
પુજા કરી હું તો પાવલે લાગુ, ભક્તિ ભવોભવ લેવા. ગણ. ૩
શિવાનંદના સ્વામી રસિક શિરોમણ, વર આપ્યાના ઘણા એવા. ગણ. ૪

---

## પરભાત.

ઉઠ પ્રભાત સમર, લેતું શ્રી ગણેશ દેવા;
નામ લેતાં વિઘ્ન હરે, સફળવાકિ શેવા. ઉઠ. ટેક.
એકદંત દયાવંત, ચાર ભુજધારી;
મુસ્તક એને મુગટ સોહીએ, મશકની અસ્વારી. ઉઠ. ૧
પેરન વાકો પાન ફુલ, ખાનેકુ મેવા;
અમરદેવ સ્તુતિ કરે, સુદ કરે શેવા. ઉઠ. ૨
માતા જાકી પારવતી, પિતા માહાદેવા;
તાંનસેન ભજન કરે, રિદ્ધિ સિદ્ધિ લેવા. ઉઠ. ૩

## પ્રભાત.

જાગોને અલબેલી અંબા, દેવી ડુંગરાવાળીરે. ટેક.
પ્રાતસકાળે માયે પેહેરી પાવડી, કનક કળસ કર ઝારીરે;
અમરવેલનો કટકો લઇને, આવ્યાંછો લટકાળીરે. જાગો. ૧
ચાલીને ચાચરમાં આવ્યાં, બેઠાં બાજઠ ઢાળીરે;
મુખડાં પખાળી માયે સુખડાં કીધાં, દુઃખડાં નાંખ્યાં કાપીરે. જાગો. ૨
ચાંલો ચળકે હીરા ઝળકે, નાકે વેસર વાળીરે;
ઝાલ ઝબુકે માને ઝુમણાં લેકે, આંખલડી મેહ સારીરે. જાગો. ૩
આવીને આંગણીએ ઉભાં, દેવી દીન દયાળીરે;
અરૂણ ઉદે થયો આગનાઆપી, અવની બધ અજવાળીરે. જાગો. ૪
કર કંકણ ચુડી કટી મેખલા, ટીલડી આણંદકારીરે;
દાસ કીસોર કહે હરખી નીરખું, સાય કરો સંભારીરે. જાગો. ૫

## પ્રભાત.

ચડીરે અંબા મહીષાસુર મારવા, દેવનુ દુઃખ મન માંહે આણી;
કડા કડે દૈતને ક્રોડ ઉડાવીયા, સિંહ ચડી ચડી ચાલી શાણી. ટેક.
સાચી સનખલપુરી વિવીધ આયુધ ધરી, ચાચર ચોક તે આવી ચાલી;
દશો દીશાયેજ દીગપાળ બધે પળ્યા, ગડગડે ગગને ધરતી હાલી. ચડી. ૧
સાંગ ફરસી ગદા બાણ ત્રિશુળ અહી, શંખ બેડું ખપ્પર ડમરૂ વાજે;
નીસર્યાં માતતે અસુરદળ મારવા, હાં કેતાં વેરીનાં ગાત્ર ભાંજે.ચડી. ૨
પાંનનું પાત્ર તે હાથ માતા તણે, મન લોચન માહારક્ત દીસે;
ક્રોડ તેત્રીસ તે દેખી આણંદીઆ, મારીને અસુરનું રૂધિર પીશે. ચડી. ૩
અંબિકા માત માહા કાળી રૂપે થઇ, દૈત્યનું સૈન્ય દેવટ કીધું;
એક અનેક તે મંન નવ ધારીયા, મારીને દુષ્ટનું રૂધિર પીધું. ચડી. ૪
હાહાકાર હુવો અસુરના સૈન્યમાં, ખળભળ્યો મેરૂને સિંહ છળકયો;
ડગમગ્યો ચંદ્રને સુર્ય દેખી કરી, કશમશો કંદ્રુપ શેશ છળક્યો. ચઢી. ૫
અમર સહુ એ મળી આવી આશીશ દે, ક્રોધ મુકી કીરપા કીજે માતા;
ભક્તને લાડ લડાવીયા ભગવતી, સરવજન પામીયાં સુખશાતા. ચડી. ૬
જેજેજેકાર હુવોજ ત્રિલોકમાં, ચંદન પુષ્પની વૃષ્ટીથાયે;
ચરણ સેવે હરીરામ પ્રેમે કરી, તાહરી વાણીને વેદ ગાયે. ચડી. ૭

## પ્રભાત.

અંબા કેમ નથી જાગતી દુખ નથી ભાગતી, ત્યાગતી કેમ નીદ્ર નેણાં;
નાગરી નાત હમો અટપટું બોલશું, વાઘ ચડનારી તુંને દઈશું મેણાં. ટેક.
જ્યારે મહીષાસુર મદ ભર્યો મલપતો, ત્યારે તું વાઘ ચડી વન્ન ફરતી;
ખડગત્રિશુળ લેવા પડયાં કર વિષે, ક્ષણું ક્ષણું મધ મધુપાન કરતી. અંબા.૧
પાડાને મારતાં પ્રાક્રમ અતિ કર્યું, શાસ્ત્રમાં પડયું તો સબળ સાચું;
તે બળ તાહરૂં કયાં ગયું શ્રીઅંબીકા, આવડુ આળસતુનેક્યાંથીઆવ્યું.અં. ૨
શું કળી કાળમાં નથીરે ચૌંવાળીમાં, કેમ આરાસુરી અવળી બેઠી;
ભક્ત સંકટ સમે શયન કીધું તમે, શાને કાજે સતી નાસી પેઠી. અંબા.૩
કળી મધ્યે ચડી વિનાયક સહુ જપે, પ્રસિદ્ધ એ છે તેતો વેદ બોલે;
વેદના બોલનો તોલ રાખો સતી, નહીંજ રાખોતો હવે સૃષ્ટિ ડોલે. અંબા.૪
આવડી ઉતાવળ આજથી કેમ કરી, ગંગાનો રંગ સ્થિતી વર્ષ સાઠે;
તાહરે માહરે પ્રાત પુરવ તણી, તે કેમ જાયે મારે અંબા નાઠે. અંબા. ૫
મદન મુખ વચન સુણી,શીઘ્રથયાંસાંભળી,સિંહચઢી ધરી ત્રિશુળઆવ્યાંચાલી;
કાપ્યદુખ આપ્ય સુખ ચરણ કમળેશ્વરી, હે મમ હેમમપાવાવાળી. અંબા. ૬

ઉઠ તું અંબિકા સાહ્ય કર બહુચરા, ભક્ત સંકટ સમે આવો ધાઈ;
જ્ઞાનમાં ધ્યાનમાં સકળ વ્યાપી રહી, તાહરા રૂપને જોવું ન્યાહળી. ટેક.
આદ્યતું અંત્યતું મધ્ય માહેશ્વરી, તારૂણી ત્રિપુરા સુખદાઈ;
અવસર ચુકેથી અરથ કાંઇ નવ સરે, આપદા ભક્તની લાજ ખોઈ. ઉઠ. ૧
વિલંબ કીધા થકી વાત વણસે ખરી, જગતમાં શક્તિને કોણ નમશે;
કળિ કેરા કાળમાં જાગતી તું ખરી, તુંજ વિના દુઃખડાં કોણ હરશે. ઉઠ. ૨
સિંહ ઉપર ચડી ત્રિશુળ કરમાં ધરી, ચોસઠ જોગણી સંગ લાવો;
ભક્તિ ભાવે કરી લાખે વિનતી કરી, આપણા ભક્તના બરદ પાળો. ઉઠ. ૩

## પ્રભાત.

શ્રેષ્ટ તું સર્વદા શ્રેષ્ટ તું સર્વદા, પ્રથમ મા અંબિકા આદ્ય દેવી;
શિવ વિરંચીને વિષ્ણુ પેદા કર્યા, મઓએ સરસ્વતી નિત્ય સેવી. ટેક.
ચાર ભુવન વિષે વાસ વારાહીનો, વિકટ તેં કામ મા બહુજ કીધાં;
દાનવો દુષ્ટને દમન કીધા ઘણા, દેવોનાં દુઃખ દારીદ્ર લીધાં. શ્રેષ્ટ. ૧
ઇચ્છાથી અંબેદા અકળ ઉત્પન્ન થઈ, કાળીનો પાર કોઈ ન પાંમ્યા;
પ્રાક્રમ તાહરાં પ્રૌઢ મા જોઇને, સનમુખ દેવોએ શીશ નામ્યાં.શ્રેષ્ટ.૨
ભક્તિ તું મુક્તિ તું શક્તિ તું સર્વમાં, વિદ્યાને બુદ્ધિ તું વ્યાપ્ત માજી;
દરશન તાહરા દુર્લભ દેવોને, નમી નમી નિત્યે હું થાઉં રાજી. શ્રેષ્ટ.૩
મધુકૈટભ મા પ્રથમ તેં મારીઆ, મહિષાસુર રક્તબીજ રોળ્યા;
શુંભ નિશુંભને ધુમ્રરાક્ષસ મળી, ચંડ મુંડોને ચપટીએ ચોળ્યા.શ્રેષ્ટ.૪
એવા અસુર તે અનેક સંહારિયા, સહસ્ત્ર ભુજાને સહુ દેવ નમતા;
કરૂણાશંકર કહે આપ કીરપા થકી, કોટી ત્રિવીધ સંતાપ સમતા. શ્રેષ્ટ. ૫

---

માન મૂકી નમો માન મૂકી નમો, પર્મ પરમેશ્વરી પ્રથમ કહીએ;
શક્તિવિણ સુન્ય સહુ ચૂર્ણ ચાલે નહી, ચંડીકા માતને શરણ રહીએ. ટેક.
ત્રીપળ દાતાએ જેને કીપા કરી, નામ તે પુરૂષોનાં પૂર્ણ રાખ્યાં.
ગ્રંથો તે બહુ રચ્યા ગુણીજને ગુણથકી, કાવ્યને શાસ્ત્રસિધાંત ભાખ્યાં.માન.૧
બ્રહ્માને ભાવથી સાહ્ય થઇ સરસ્વતી, વેદો તેં ચાર વિખ્યાત કીધાં;
વ્યાસ સુકદેવનેપ્રસન્ન પરમેશ્વરી, દશ પદે અષ્ટ પુરાંણ દીધાં. માન. ૨
મારકંડે મુની મેહેર થકી ઉચર્યા, ચંડી પુરાણ કીપાએ કરીયું;
દસ વળી અષ્ટનું આયુશે જે હતું, તે પરે કલ્પજ એકસરીયુ. માન. ૩
મુંઢ ને મુર્ખનું માહા દુઃખ ટાળીને, માજીએ કવી કાળીદાસ કીધો;
ભારથી ભુમીમાં માગ મોટો થયો, અનેક એવા કરી જશ લીધો. માન. ૪

ધન્ય તું ધન્ય તું જય ત્રિપુરેશ્વરી, સમરણ સર્વેદા જેહ કરશે;
કરૂણાશંકર કહે એહ કર જોડીને, મનવાન્છિત ફળ સેજે સરશે. માન. ૫

---

તન મન ધન મુજ માત ભુવનેશ્વરી, પ્રાણ આધાર હું શરણે તારે;
બ્રહ્માને વીષ્ણુ તું શીવમાં વ્યાપીક, સર્વમાં શ્રષ્ટ તું એક મારે. ટેક.
એકથી ઉત્પન્ન અનેક માએ કર્યા, અસલને આધ તે એક જાણો;
બહુ જનો ભટકટા ભુમીમાં ભગવતી, રાખતો રેતીમાં જેમ વાણો. તન. ૧
પ્રવીણ તું પ્રાણમાં તીમીરમાં જોત્ય તું, સર્વ બ્રહ્માંડમાં એક શક્તિ;
એક સ્થાને ઠરી સર્વ સેવા કરી, અંતરે ઓળખો નીત્ય ભક્તિ. તન. ૨
આશરો એક આધાર છે તાહરો, બીજુ તે બાનુ મા નહીજ માહરે;
શુદ્ધ અશુદ્ધ અક્ષર નથી જાણતો, કાવ્ય કલ્પું હું આધાર તાહારે. તન. ૩
વાત વિસ્તારી મેં વિશેશે વિસ્વેશ્વરી, શિવતણાં પદો તે સીદ્ધ કીધાં;
તેપર મેહેર કરશોજ જુગ ધારીણી, જન્મથી ચરણે મેં ધોઇ પીધાં. તન. ૪
એક તું એક તું અખંડ બ્રહ્માડમાં, ગાઇને ગુણ હું થાઉં રાજી;
કરૂણાશંકર કહે બીજ ન રાખતો, જીતી જો હારતો આજ બાજી. તન. ૫

---

ધ્યાનધર ધ્યાનધર અંબિકા માતનું, જેને સુરમુનીવર શીશ નામે;
ધ્યાન શીવજી ધરે વિષ્ણુ શેવા કરે, માતનો પાર બ્રહ્મા ન પામે. ટેક.
આધ બ્રહ્માણી રૂદ્રાણી માહાલક્ષ્મી, વેદ વિખ્યાત નવખંડ જાણી;
રિદ્ધસિદ્ધ દાયણી કાપે પાતક હણી, માત ત્રિભોવન ધણી અંબેરાણી. ધ્યા. ૧
આધ જોગેશ્વરી માત ત્રિપુરેશ્વરી, આધ માહેસ્વરી સુખદાઇ;
દાતા છે શક્તિ તું ભક્તને મુક્તિ દે, જાણી પોતા તણો લે નભાવી. ધ્યા. ૨
દુષ્ટ સંહારણી દૈત્ય દળ મારણી, ભક્ત જન તારણી અંબેમાતા;
દાસ અમૃતતણી રાખ્ય સાહાય ધણી, બાળ જાણી કરો સુખ શાતા. ધ્યા. ૩

**દેશી ફેર.**

જેમ તું રાખેરે આરાસુરી, તારે ભાવે રહીએ;
મનની વૃથા જાણો માતાજી, મુખથી શું કહીએ. જેમ. ટેક.
માત તાત તું માહરે, જળહળતો પારો;
તુજ વિના બીજુ કો નહી, જળહળતો પારો. જેમ. ૧
ઉત્તર દેશ આરાસુરી, પુરવ માહાકાળી;
દક્ષણમાં દેવી અંબુજા, ચુંવાળ બહુચરબાળી. જેમ. ૨
ચારે દેશે તું વ્યાપી રહી, બ્રહ્માએ ન જાણી;
શી શી શોભા કહું માતની, શીવની પટરાણી. જેમ. ૩

ચંડ મુંડ તેં મારીયા, રક્ત બીજને રોળી;
સુરીનર મુનીવર એમ વદે, મારી માતા છે ભોળી. જેમ. ૪
સહસ્ત્ર કળશ તારા નામના, વલ્લભ શીર છાજે;
જગ શઠયો કેમ વાપરે, અંબા માથે બીરાજે. જેમ. ૫

## ઉપર પ્રમાણે.

બહુચર બાળા શેવીયે, સકળ સિદ્ધી આપે;
કરણી ભુંડી હોય કેવીયે, કૃપાદ્રષ્ટિયે કાપે. બહુચર. ટેક.
પ્રેમે પુજો પ્રભાતમાં, ધ્યાન ધરીને ધાપે;
મન રાખો જગત માતામાં, ન દો જમને જવાપે. બહુચર. ૧
કીરતી શ્રવણે સુણી સદા, ગાયે ગરબા અલાપે;
જેરે જોઇએ તે જદા તદા, આપે વણ માપે. બહુચર. ૨
દેવ દેવી દુનિયાં વીશે, તે પોતાને પ્રતાપે;
બહુ બળ બહુચરનું દિશે, જે ઉથાપે ને થાપે. બહુચર. ૩
જીવું જીવાડોને જસ કરી, ન જપુ મા વના જાપે;
વલ્લભને શિર બહુચરી, આખા વિશ્વમાં વ્યાપે. બહુચર. ૪

## વલ્લભભટ વાણી.

### પ્રભાતીયું.

આશરો એક આધાર આરાસુરી, અવનીમાં આવીને સરવ જોવું;
મોટ મોટેરા તે માન મુકી કરી, આપ જોયાવિના આપ ખોવું. ટેક.
ઘર થકી ધન્ન તે અધ કીધો નહીં, એણે ધધે તો તે ધરમ જાયે;
નામ લેતાં નવનિધ આવી મળે, નામ લેતાં સરવ લાગે પાયે. આ. ૧
કોડ પુરા કરી વહાર મા બહુચરી, કુમતે કરી મેં કાંઈ ન જાણ્યું;
માહાતમ તાહરૂં મન જાણ્યાવિના,બળેકરી સાને સંકટ તાણ્યું. આ. ૨
હુંપદ ટાળીને તુંપદ શેવતાં, અધ તણો સ્પર્શ નવ અંગે લાગે;
જાગતી જોત તુ જગતમાં અંબીકા, તુજવિના અવસ્ય કોણ જાગે.આ. ૩
બ્રહ્મ શિવ શક્ર તે ધ્યાન તારૂં ધરે; કોડ તેત્રિસ તે કોણ લેખે;
આધ તું એક મંડાણ તું ઇશ્વરી; યોગેશ્વર એક દેખે. આ. ૪
પરમ પ્રીતે કરી શેવો સનખલપુરી, મંન ધરી માનજો મન સાચું;
સંસારમાં શીવતે શક્ત શેવ્યા વિના, સુકૃત કીધું તેતો સરવ કાચું. આ. ૫
બ્રહ્મ તું વિસ્નું તું નામ નારાયણી, આધ તું અંત તું વિશ્વ વ્યાપી;
સ્થાવર જંગમ જગત સચરાચરે, સર્વ દેવે મળી તુજને સ્થાપી. આ. ૬

લક્ષ ચોરાશી માંહીજ માતા તમો, લક્ષ તન માંહી તમો લક્ષ માંહી;
શંકને ટાંક કરૂણા કરીયા તમો, વાહરે રહી ભટજીની બાંહે સાહી. આ. ૭

**આરાસુરમાં પંચતીરથી કરતી વખત ગાવાનો ગરબો.**

માતુ આરાસુરની રાયરે, આઈ અંબીકારે મા. ટેક.
આરાસુરમાં બીરાજતીરે મા, શેવકને શીર છાજતીરે મા;
આસન બેઠી ગાજતીરે મા, માજી તુંને દીઠે માહા સુખ થાયરે. આઈ. ૧
મંડપની રચના ઘણીરે મા, હીરા રત્ન જડયા મણીરે મા;
શોભા શ્રી સુરની ઘણીરે મા, માજી તુંને દીઠે પાતીક જાયરે. આઈ. ૨
પુજા કરે મધ્યતે સમેરે મા, કામ ક્રોધ મોહને દમેરે મા;
અંબાને મન તે ગમેરે મા, માજી તુંને દીઠે મન લોભાયરે.આઈ. ૩
ગંગોદક નિરમળ ભરીરે મા, કરે પખાલ જુગતે કરીરે મા;
દુર થકી નાસે અરીરે મા, માજી તું કરૂણા કર કીરતારરે. આઈ. ૪
ચંદન પુષ્પ ચડાવતાંરે મા, મન માજીનું લડાવતાંરે મા;
અબીલ ગુલાલ ઉડાવતાંરે માં, માજી તેનો સફળથાય અવતારરે.આઈ. ૫
જાઈ જુઈને માલતીરે મા, કીંકરીયો થઇ મહાલતીરે મા;
કંઠે શેર કરી ઘાલતીરે મા, માજી તુ નીરભે પદ દાતારે. આઈ. ૬
બહુ જન પારે આવતાંરે મા, મેવો બહુવિધ લાવતાંરે મા;
અંબા માને ધરાવતાંરે મા, માજી તેને ભવસાગર મધ્ય તારરે. આઈ. ૭
ધુપ દીપ નૈવેદ કર્યાંરે મા, નર નારી મોહે ભર્યાંરે મા;
પાંન પત્ર મધે ધર્યાંરે મા, માજી તેને નવનિધ ધણિ આપરે. આઈ. ૮
ઘંટ વજાડી કરે આરતીરે મા, નર નારી મન ધારતીરે મા;
તનમનધન સહુ વારતીરેમા, માજી તેના દુઃખદારિદ્ર બધાં કાપરેમા. આ. ૯
સનમુખ રહી શીશ નામતાંરે મા, કોટી જન્મ દુઃખ વામતાંરે મા;
પુરણ પદવી પાંમતાંરે મા, માજી તેને પોતાનો કરી થાપરે. આઈ. ૧૦
હવન વેળા સહુ આવીનેરે મા, સપરીવારે સમજાવીનેરે મા;
પુજાપો બહુ લાવીનેરે મા, માજી ત્યાં બ્રાહ્મણ કરતા જાપરે. આઈ. ૧૧
કરે હવન ઘણા જાપથીરે મા, ટળે તનના તાપથીરે મા;
અંબા આપો આપથીરે મા, માજીતે જુગ ચાર સચરાચર જાણરે.આ.૧૨
પુજા સર્વે સમરપતાંરે મા, શ્રીફળ ઘાટડીઓ અરપતાંરે મા;
બ્રહ્મભોજન કરી તરપતાંરે મા, માજી તે વેદ પુરાણે પ્રમાણરે. આ. ૧૩
પ્રદક્ષણા જઇને કરેરે મા, અંબામા મનમાં ધરેરે મા;
નવનિદ્ધ દ્વાર તેને રહેરે મા, માજીતુંમુળ મહીમા મંડાણરે. આઈ. ૧૪

પંચતીરથી કરવા મળ્યાંરે મા, કોટીક કર્મ કુડાં બળ્યાંરે મા;
સાજન સહુ સરવે મળ્યાંરે મા, માજીતુનિરમળ પદ નિરવાણરે. આઇ. ૧૫
ગણપતને શીશ નામશેરે મા, જનમ મરણ બે વામશેરે મા;
ચાર પદારથ પામશેરે મા, માજી તેને આપે પુત્ર ધન નારરે. આઇ. ૧૬
શિવ સનમુખ બેસે સહીરે મા, મોહ માયા મમતા વહીરે મા;
અલખ નિરંજન એ કહીરે મા, માજીતારા સેવકને આધાર રે. આઇ. ૧૭
ચાચર પુજા કીજીએરે મા, મન વાંછીત ફળ લીજીએ રે મા;
અમ્રત રસ એ પીજીએરે મા, માજી તેં કર્યું સકળ દેદારરે. આઇ. ૧૮
આદ્ય સ્થાનક વાસો વસ્યાંરે મા, દયા દિલ આણી ધસ્યાંરે મા;
આયુધ અંગે ધર્યા હસ્યાંરે મા, માજી તમે ઉતારો ભવપારરે. આઇ. ૧૯
વારાહી દીન વાળીયેરે મા, પાપ તે સકળ પ્રજાળીયેરે મા;
જોજો આંખ રસાળીએરે મા, માજી તમે સૌની રાખો લાજરે. આઇ. ૨૦
ભુતળ રેહે સહુ એ થકેરે મા, જે નમણ ચડાવે મસ્તકેરે મા;
સાખ વખાણે પુસ્તકેરે મા, માજી તેને અંતે સ્વર્ગવિમાનરે. આઇ. ૨૧
ઉલટ મન સહુનાં થયાંરે મા, ત્રણ તાપ તનના ગયારે મા;
અડસઠતીરથ અહીં લહ્યાંરે મા, માજી તું સાચુ સત્ય દયાદાનરે. આઇ. ૨૨
ચાચર પુજીને આવતાંરે મા, આજ્ઞા માજીની લાવતાંરે મા;
વાવ્ય સનમુખ પળાવતાંરે મા, માજી ત્યાં પુજન તારૂં થાયછેરે. આઇ. ૨૩
ભૈરવ પાયે લાગીયેરે મા, આળસ તજીને જાગીયેરે મા;
મન માન્યું જઇ માગીયેરે મા, માજી એવો ભૈરવ બાળેવેશરે. આઇ. ૨૪
મારકંડ કહે મોહ થકીરે મા, અનેક સ્વરૂપને એકથીરે મા;
અંબા મા બીજી નથીરે મા, માજી તારો પાર ન પામે શેશરે. આઇ. ૨૫
સિધવાઇ સહુથી વડીરે મા, ધ્યાન ધરોને રૂદે ઘડીરે મા;
ક્ષણું એક રહો ઉભાં અડીરે મા, માજી સિદ્ધ શુભ કરે ઉપદેશરે. આઇ. ૨૬
આદ્ય શકતી એકછેરે મા, વાવ્ય તણી વિવેક છેરે મા;
વન તરૂવર અનેકછેરે મા, માજી ભુતળ ન લે તારો ભેદરે. આઇ. ૨૭
આનંદ ઉદે થયો અંગમાંરે મા, ચાલો જઇએ સહુ સંગમાંરે મા;
મન રાખોજી શું ચંગમાંરે મા, માજી તેનું થાયે શુદ્ધ શરીરરે. આઇ. ૨૮
માન સરોવર એ લહુરે મા, ઇંદ્ર અમર આવે સહુરે મા;
ઉરવંશીગાન કરે બહુરે મા, માજી તેનું નીરમળ દીસે નીરરે. આઇ. ૨૯
ઉભા તે મા સરોવર કનેરે મા, નાહાશે પોતે એકે મનેરે મા;
શિવસહીત ચતુરાનનેરે મા, માજી એવું માન સરોવર તીરેરે. આઇ. ૩૦
વાજાં વાજે છંદમાંરે મા, મીઠાં મહા મન મંદમાંરે મા;

છત્ર રહેછે આનંદમાંરે મા, માજી તમે દક્ષતા રાખો ધીરરે આઈ. ૩૧
નર નારી બધ જાઇનેરે મા, આપોઆપ ગમાઇનેરે મા;
શેવો આદ્ય અજાઇનેરે મા. માજી તમે મનની પુરો આશરે. આઇ. ૩૨
ગાજતે વાજતે આવિયાંરે મા, શોભા શકળ સજાવીયાંરે મા;
માજીને મન ભાવિયાંરે મા, માજી સહુ કરતા હાશ વિલાશરે.. આઈ.૩૩
દેવીએ દલીતને બહુ હણ્યારે મા, માર્યો મહિશ તે નહી મણ્યારે મા;
અમરકુંદો મુખથી ભણ્યારે મા,માજી જાય કાળકુડયો આકાશરે. આઇ. ૩૪
સકળ તીરથ અહીં વાશિયેરે મા, ભમવું નવ પડે કાશીએરે મા;
નરહો સહુમન રાશિયેરે મા, માજી તારો વાસોછે સરવ અક્ષયરે આઈ. ૩૫
રમો મન નિરમળ મતીરે મા, શેવો ત્રિભોવનના પતીરે મા;
જો હોય કરમ તણી રતીરે મા, માજી સાચીશેવો અંબા શક્તિરે આ.૩૬
અંબા અંબા જે રટેરે મા, પ્રાશ્ચિત પુરવ તણાં ઘટેરે મા;
માજીને નિત્યે રટેરે મા, એછે સકળ કળા બધ્ય શક્તરે. આઇ. ૩૭
ગરબો ગાએ માનવીરે મા, સેહેજે નહાશે જહાનવીરે મા,
દમે નહી કોઈ દાનવીરે મા, માજી તરે નરનારી આ રક્તરે. આઇ. ૩૮
શાખે સુણીને સાંભળેરે મા, ભવસિંધુ ફેરો ટળેરે મા;
અંબામા પોતે મળેરે મા, માજી તમે વલ્લભ દેજો ભક્તરે. આઇ. ૩૯

## ગાગરનો ગરબો.

ચાલી ચાચરરે જૈયે, અલબેલીને કહીયે. ૧
અલબેલી તું મોરી માતા, જાણી નમીયા વેદ વિધાતા. ૨
ચાચર ગરબોરે ગાતા, હિંડે મારી બહુચરીયા મદમાતા. ૩
બાળી બહુચરિયા સંગે, રમતા ચાચર રૂડે રંગે. ૪
ગાતા થાતારે રાતા, જોગણીયો સહુ એ સંગાતા. ૫
પુનમ પુરણરે ચંદ્ર, ઉગ્યો આણંદ સાગરકંદ. ૬
ગાગર શોભારે સારી, જુગતે અંબા જુગથી ન્યારી. ૭
શોભા સનખલપુરની સારી, બોલ્યાં કુરકટ માડી મારી. ૮
પંખી મુખ બહુચરીયા બોલે, નહી કોઈ ત્રિભોવન ચાચર તોલે. ૯
ચાચર રૂડોરે માતા, તું છો શિવ સુતનીરે વિધાતા. ૧૦
ચાચર ગરબોરે ઘુમે, જોગણીયો સહુ લુમેઝુમે. ૧૧
બોલ્યાં અંબારે વાણી, આદ્ય શક્તિ તું માત ભવાની. ૧૨
આવી અંબારે રંભા, મોટી માને ચાચર રમવા. ૧૩
ગરબો અક્ષત લઇને વધાવ્યો, અંબામાએ મસ્ત ચડાવ્યો. ૧૪
ચાચર રચિયો રે ગરબો, ગુણનિધિ સાગર જેવો ગરબો. ૧૫

ગરબો ગાતીરે અંબા, આવી યોગણી ચાચર રમવા. ૧૬
ગરબે દીવોરે કીધો, વધાવી મુસ્તક માએ લીધો. ૧૭
ચાચર ઘુમેરે અંબા, આવી બહુચર ચાચર રમવા. ૧૮
જોડી અદભુત રે સારી, લેજો શિવસુત માન વધાવી. ૧૯
રૂમઝુમ નેપુરરે વાજે, તેનો શબ્દ ગગનમાં ગાજે. ૨૦
લે હબોડારે વાળી, વાજે ઢોલ દદામાં તાળી. ૨૧
ચળકે ચરણા રે ચોરી, ખરકે કંકણુ નાંખે મોરી. ૨૨
મુખની કાંતિરે ઝળકે, શ્રવણે રવિ શશી સરખા લળકે. ૨૩
ગાયે સહુ રસરે મેલી, જાણે દુધમાં સાકર ભેળી. ૨૪
જોગણી સહુ આવી ઉમંગે, રમતાં ચાચર રૂડે રંગે. ૨૫
ગાયે યોગણીઓ સહુ આવી સંગે, વાજે તાલ મૃદંગ બહુ ઢંગે. ૨૬
કરેછે શિવ સુતરે વાણી, સુણજો સનખલપુરની રાણી. ૨૭
ભટ વલ્લભ માતાજી તારો, એવું જાણીને પાર ઉતારો. ૨૮
આંગી રચી આદ્યને અંગે, શ્રીફળ ચુંદડીયો સહુ સંગે. ૨૯
માતા થાતારે રાતા, ચાલી મંડપ માંહે જાતાં. ૩૦
પ્રથમ ગણપતિ દરશણ થાતા, જઇને માનસરોવર નાતા. ૩૧
નિરમળ કાયારે કીધી, ત્યાંથી આંગી હાથમાં લીધી. ૩૨
ટાળો ભય ભવમાં રે ભમતાં, જઇને આદ્ય સ્થાનકે નમતાં. ૩૩
પુરૂષાર્થ આપે રે પળમાં, સાચું માનજો જો હોયે દલમાં. ૩૪
નારી નર કીધા એ ગોખે, બેઠી સનખલપુરમાં શોભે. ૩૫
શિવ સુતે તારા ગુણ ગાશે, ભવસાગર તરીને જાશે. ૩૬
અરજી મેં તો માન કીધી, ક્ષણું એકમાં મારી સુદ્ધ લીધી. ૩૭
કારજ માજી મારૂં કરજો, મારી અરજી ચિત્તમાં ધરજો. ૩૮
આશ રાખુછું રે તારી, કરજો કારજ માડી મારી. ૩૯
દરશણ બહુચરીયા દેજો, શેવક જનની તે શુદ્ધ લેજો. ૪૦
ચાચર ગરબોરે માયો, પાલવ અંબામાનો સાહ્યો. ૪૧
અરજી હાથેરે લીધી, દસ્કત કરી પાછી દીધી. ૪૨
અરજી મેં ચાચરે ગાઇ, શુણજો સનખલપુરની આઇ. ૪૩
એવી શિવ સુતની રે વાણી, શુણજો આરાસુરની રાણી. ૪૪

---

## આણંદનો ગરબો.

મારી અંબામા આણંદ ભરી, મા આરાસુરની રાયરે;
શોભા શી કહું સ્વર્ગપુરીની, અકળ કળા ન કળાયરે. મારી. ટેક.

વદન શરદમાં ચંદ્ર સમાણી, રૂદન અધીક વધાઇરે;
આનંદ કંદ જુગતમાં જાણી, અદભુત અંબા આઇરે. મારી. ૧
મા તું બ્રહ્માંણી તું રૂદ્રાણી, વૈશ્નવી છો આપરે;
પીઠ બ્રહ્માંડ અખંડ સમાણી, જાણી નીજ પરતાપરે. મારી. ૨
આસન ચાર ખુંટ ચો ખાંને, સચરાચર સંસારરે;
ભક્ત સમરથ કરી પરમાણે, નોધારાનિ આધારરે. મારી ૩
રાત દીવસમાં રહે રંગ રાતી, ગાતી ગાંન સુગંધરે;
માત સપ્ત મહુપાંને માતી, નીશદીન નવલે રંગરે મારી. ૪
એક સમે ઉલટ મન અંબા, રમતા રમત રશાળરે;
કહે બોલાવો ગૌરી અંબા, બહુચરને તતકાળરે. મારી. ૫
સમરતાં સહ્નખનપુરી આવ્યાં, ભાવે ભરીને ઉમંગરે;
બેન કહી અંબા એમ બોલ્યાં, મીલાવી સખીયો સંગરે. મારી. ૬
કાળી કોટરાને કામાક્ષી, કુંતાને કનકાઇરે;
અનપુરણાને આદ્ય અજાઇ, હરસીધને સિંધવાઇરે મારી. ૭
ભેટયા ભાવ ધરી ભગવતીયો, બધે પસાઇ બાહુરે;
યોગણી મળી જગતને જપતીઓ, લળકે માંહો માંહરે. મારી. ૮
સરવ સ્વરૂપ અનુપમ શકિતયો, સુંદરતાયે અથાગરે;
લાડઘેલી મળીછે લકિતયો, અંતરમાં અનુરાગરે, મારી. ૯
કુંમકુંમ કેસર આડ કપોળે, નયણે કાજળ રેખરે;
ત્રિપુરા સુખ ભરયાં તંબોળે, વરસે સુધાં નિમેશરે. મારી. ૧૦
મણી માંણેક નથ્ય નાકે નૌતમ, ગૌતમનું તપ તેજરે;
બન્ને બેનો મળી બધ્ય ઉત્તમ, જુગતે જોડા જોડરે. મારી. ૧૧
ઝળકે ઝાળ ઝુમણું ઝળહળ, કંઠે એકાવળ હારરે;
મણી માણેક માંહે મુકતાફળ, ઝાંઝરનો ઝમકારરે. મારી. ૧૨
પુનરપી હાર પુષ્પના બેહેકે, પારી જાત મંદારરે;
વચે ચાંપા ચોસર લેહેકે, શોભે શુભ શણગારરે. મારી. ૧૩
ચાચર ચાલી કરે કર ઝાલી, મહાલી મન રંભારે;
વચમાં બેનો બે મતવાલી, બહુચરને અંબાયરે. મારી. ૧૪
કુંડે મળી કરી વળી કોડે, મોડે મંદીર દ્વારરે;
જનુની રહિ બન્ને જોડા જોડે, હિંડે ફરતી હારરે. મારી. ૧૫
બોલ્યાં બેહેનો બે બરદાળી, બહુચર અંબા સાથરે;
શક્તિ સહુ સરવ સંભાળી, તાળી લે સંગાથરે મારી. ૧૬
ગાતાં ગાંન તાંન અનુમાને, સાને સમજી જાયરે;

માત નિત્ય સદા મધુપાને, સરવે શ્યામ ઉદાયરે મારી. ૧૭
તાલ મરદંગવેણુ જંત્ર વાગે, સાજે સર્વ સમાત્રરે;
ખુદે ખેલ કરી સમજાવે, ગાજે મધ્ય દરબારરે. મારી ૧૮
રમતાં મન ગમતાં મન ભમતાં, ઠમકે પાયે પળાયરે
ચરણે નેપુર રમઝમ વાગે. લટકે લંક વળાયરે' મારી ૧૯
ખુદે ખેલ ખાંત કરી ખાંતે, દાંતે ઘુંઘટ સાહિરે;
ભગવતી ભાવ દેખાડે ભ્રાંતે, પોતે પુરણ ડાહિરે મારી ૨૦
કડકડાટ કર લે રસ ડંડા, તડતડાટ બધ્ય તાળરે
ખડખડાટ હરતી થઈ રંભા, ગડગડાટ ધવ નાદરે મારી ૨૧
હબોડા હરસિધ લે હરખી, કરી કોટડા જોડરે;
સખી ટોળે સહુ સરખા સરખી, હરખી હોડા હોડરે. મારી ૨૨
ફુલી નખશીખ ફરે ફુદડી, બહેન મળી બધ્ય ખેલરે;
ચળકે ચરણા ચોળી ચુંદડી- વળી રંગની રેલરે. મારી ૨૩
વરખે ચંદન પુષ્પ વિમાને, અંમર રહ્યા આકાશરે;
નીરખે નીજ જન ધરી ધ્યાને, સમરે શ્વાસોશ્વાસરે. મારી ૨૪
કરી વિલાસ આસને આવ્યાં, અલબેલી બેઠાં આઇરે;
શાક પાક બધ્ય મધ્ય મુકાવ્યાં, ભલી કરી ભુજાઇરે મારી ૨૫
રમ્યાં રાત નવ દસમી દીને, જમી જોગણીયો જાયરે;
પરસ્પરે કહે છે ધંનધંને, વળિયાં માગી વદાયરે. મારી ૨૬
ચડયાં રથ પથે વળ્યા વાયુ વિધ મગ્ન થયાં બધ મનરે;
નીજ જનને આપી નવનિધ સિધ, ઉતરીયાં આસનરે. મારી ૨૭
ગરબો શીખે ગાયે સાંભળે, નર નારી વૃધ બાળરે
પીડ ધરી પરઘેર નવ ભટકે, તેની અંબા લે સંભાળ. મારી ૨૮
આપે લક્ષ લાભ ધન ધન્યે, દારા પુત્ર પરીવારરે:
માણસમાં ગણું જીવે માન્યે, તેને અવશાને ઓધારરે; મારી ૨૯
ભક્તવચ્છલ એ સદા ભવાની, માગી મુની વદાયરે;
બીજા મત કરી કરે રખવાળી, મેહેરબાની મહંમાયરે મારી ૩૦
શેવો શકત જકત નીજ જાતા, દાતા દુનિયાં માંહરે;
ગુણ ગાતાં કરે મન માતાં, રાતા રહે જહાં ત્યાંહરે. મારી ૩૧
એક મને આરાધો ઇશ્વરી, સમરથ આપે સકતરે;
પુરણ પ્રેમ વના પરમેશ્વરી, ભગવતી આપે ભકતરે: મારી ૩૨
એ રસ ઈશ્વરીઓયે નીપાવ્યો, ચાલી ચાચર માતરે;
મારકંડ ઋષી સુખ કહેવડાવી, બધા વિશ્વમાં વાતરે, મારી ૩૩

અંબા બહુચર મા નહી અંતર, જે જન ભાખે ભેદરે;
નરનારી રહે નરક નીરંતર, તેને અધમ બાલ કહે વેદરે. મારી ૩૪
એ બે બેનો ગવાણી જગતમાં, આપે ઇશ્વરતાઇરે;
ગુણ ગાઇને જીવું જગતમાં, વલ્લભ ધોળા ભાઇરે. મારી ૩૫

---

## સંકટના ક્ષામણાનું ગીત.

જેજે આરાસુરની રાણી, માત ભવાનીરે; હું અરજ કરૂં મન આણી, માત ભવાનીરે ૧ તમે આનંદે ઘેર આવો, માત ભવાનીરે, તમે સેવકને મન ભાવો, માત ભ. ૨ તારો સેવક થાય છે દુઃખીયો માતભ. તમે આવીને કરજો સુખીયો, માતભ. ૩ તને નહિ વાહાલો નહી વેરી, માતભવાની. ૪ તુને દેવના પુજે પહેલી, માત ભવાનીરે. ૫ હુંતો આઇને ચરણે લાગુ, માતભ. તારો દાસ થઇને માગુ, માતભ. દીન જોઇને દાસ તમારો, માતભ. આસરો તે અંબે તારો, માતભ. ૭ તારે હાથે ચુડલો ખળકે, માત ભ. તારે કાને કળાફુલ લળકે, માતભ. ૮ માંણેકના મુગટ ઝળકે, માત ભ. વચ્ચે પાનુ લીલું ચળકે, માત ભ. ૯ મોતીની પહેરી વાળી, માત ભ. સેયકને લો સંભાળી, માત ભ. ૧૦ તારે દ્વારે ના મળે તાળુ, માત ભ. તેં પેહેર્યાં દક્ષીણી સાળુ; માત ભ. ૧૧ તું રંભા આવે ચાચર માત ભ. આવેછે સહુએ જાતર, માત ભ. ૧૨ દુઃખીયાનાં દુઃખજ ભાગો, માતભ. દ્વારે આવે છેજન લાખો, માતભ.૧૩ દુનિયામાં ટંકો તારો; માત ભ. હાવાં અંબે સુખ સારો, માત ભ. ૧૪ તારે પારે હવન થાય, માત ભ, ત્યાં માનુની મંગળ ગાય, માત ભ. ૧૫ ચુંદડી શ્રીફળ હોમાય, માત ભ. ત્યાં માનુની ધુન્ય મચાય, માત ભ. ૧૬ અંબામા મંગળ કરીયે, માત ભ. તારો ગુણ અંતર વેરીયે. માત ભ. ૧૭ મહેરબાની કરીયે માત, માત ભ. સુખીયાં સહુએ જન થાય, માતભ. ૧૮ તારો આરાસુરમાં વાસ, માત ભ, કહે વલ્લભ ધોળાદાસ. માત ભ, ૧૯ આ વલ્લભ કેરી વાણી માત ભ, સુણજો આરાસુર રાણી, માત ભં ૨૦

## ગરબી.

અલબેલીરે અંબેમાત; દરસણ કરવાને.
માનો જોવા સરખો ચોક, ચાચર ફરવાને. ટેક.
ચાચર ફરીયે દુઃખડાં હરીયે, માના ગુણલા ગાઇયેરે;
અંબા માનુ નામ સમરતાં, ગણાંજ સુખીયાં થઇયે, દરશણ. ૧
આઇ અજાઇ ગણપતી ભૈરવ, ત્યાં બેઠા હરસિધ્ધરે;

પંચ તીરથની પુજા કરતાં, પામે છે નવનિધ. દરશણ. ૨
ત્રણ આઉ તીરથ છે મોટું, કોટેશ્વર કૈલાસરે;
સરસ્વતીમાં સ્નાનજ કરતાં, થાયે પાતીક નાશરે. દરશણ. ૩
વિમળશી ધન પારજ પામ્યો, જાતે શાવક ખેડારે;
ત્રણ ડગલાં માનુ નામ દૈ ખોદતાં, નીકળી સોનાની કઢા. દરશણ. ૪
પંચ તીરથની પુજા કરતાં, દેહનાં દુઃખડાં વામેરે;
ભટ વલ્લભ કહે ભગવતી સેવતાં, પુરણ પદવી પામેરે, દરશણ. ૫

### છંદ.

જેજે આરાસુરની રાણી, તારી અકળ કળા ન કળાણી;
સાચી બહુચરા ભવાની, જેજે આરાસુરની રાણી. ટેક.
માને મુનીવરે જાણી સાચી, ધ્યાન ધરી મન જાણી.
ભકત વચ્છલની બાંહ તાણી, આરાસુરમાં આણી. જેજે. ૧
શુક સનકાદીક નારદ કહેછે, શકિતઓ સહુ રંગ રમે છે;
ગાન તાન અનુમાન કરીને, શાને સમજી રહે છે. જેજે. ૨
ચાચર કુંડે ચાહી રહા છો, નૌતમ ગરબા ગાઇ;
અંબા સંગે બની બેનડી, હરસીધને સિધવાઈ. જેજે. ૩
અંબા બહુચર બની બેલશું, અલ્લાપે કુંતા આઈ;
કાલી કોટરા રંગભેર રમતાં, મધ્ય બની કનકાઈ. જેજે. ૪
તાલ પખાજ વેણાજંત્ર વાજે, ભેર ભુંગળ ઝાંઝર ડફ બાજે;
પંચ શબ્દ મળી ગગને ગાજે, લળી મળી રૂપ સોહાવે. જેજે. ૫
નવ દાડા રસ રમી જોગણી, ભાખે મુખ અમૃત વાણી;
ખાનપાન અનુમાન કરીને, વલ્લભ જસ ગુણ જાણી. જેજે. ૬

## ગરબો.

### નવરાત્રીનો.

આરાસુરની અંબામા ગરબે રમેજો, રમકે માજી ચાચર માંહ જો;
ઘણણ ઘમકે પાયે ઘુઘરાજો, મા ઠણણણ ઠમકે પાયે પળાયજો.આરા.ટેક.૧
નવદુરગા મળી છે નવરાતમાં જો, જોગ જોગણી કેરા સાથજો;
આવી ઉભી ચાચર પ્રભાતમાં જો, માંહોમાંહ કરતી હીંડે વાતજો.આરા.૨
આજ આરાસુર મળી જોગણી જો, એક એકથી અધીક મલકાયજો;
રીઝ્યાં ચાચરમાંહે સહુ જોગણીજો,કરતી હીંડે કુશળ તણી વાતજો. આરા.૩
ચંડી ચામુંડા ચોસઠ જોગણી જો, કળી કદુંપને કનકાઇજો;
તુળજા હીંગળાજ બાવે ભોગણી જો, આગળ ત્રિપુરાને તું કાંઈ જો.આરા.૪
આશાપુરી અનપુરણા અંજેશ્વરી જો, બહુચર બાળાને ત્રિપુરાય જો;

મહાલક્ષ્મીને ભુવનેશ્વરીજો, સંગે વૈશ્નવીને ઉમીયાય જો. આરા. ૫
વિધાતાને સંગે છે વિશ્વેશ્વરી જો, અમનેશ્વરી અંબા સંગાથ જો;
બીજી બેનો આવી આનંદભરીજો, સંગે આવ્યાં સહુ ચાચર માંહેજો. આ. ૬
અંબા રંભા ચાચર ચાલતાંજો, બેનો મળીને લાડતાં જાયજો.
મળી જોગણી તે મન ભાવતાંજો, કહે ચાલો સહુ ચાચર માંહેજો. આ. ૭
મંડપ આવ્યાં ચરણ ચલાવતાં જો, મલકે માંહોમાંહે મન જો;
આવી જોગણીયો માને લાડતાં જો, કેહેછે બેસો બેની આસનજો. આ. ૮
બેઠાં મંડપ માંહે સહુ જોગણીજો. દીઠી કંદ્રપ કળા તણી તન જો;
ગાતા મદભરી આરોગણી જો, જોગણીયોનાં મનાવ્યાં મન જો. આરા. ૯
ઉઠયાં મદ આરોગી અમરેશ્વરી જો, ભાવે મીઠાઈ બહુ પકવાન જો;
કરી ચાચર ચાલ્યાં ચતુરેશ્વરીજો, આચમન કરી સહુએ ખાધાંપાનજો. આ. ૧૦
મુખવાસ કર્યો ઈશ્વરીજો, આરતી લાવી સારી મા મન જો;
મણી મુક્તાએ વધાવે પરમેશ્વરીજો, આરતી કરતાંબોલ્યાંવિવિધતાનજો. આ. ૧૧
શોળ શણગારે ચાચર આવીયાંજો, સૌએ પહેર્યાં ચરણાં ચોળી ચીરજો;
ગાતાં અમર અંગે માધરાવીયાંજો, જોગણીયોએ પહેર્યાં નૌતમચીરજો. આ. ૧૨
પેહેરી ઘેરી લહેરી ચાચરમાં વળ્યાંજો, જાણે સાગર સરિતા ભળ્યાં ત્યાંહજો;
મધુરી વાણી અંબા ઓચર્યાંજો, ગાતાં જાતાંરાતાં મંડપમાંહજો. આ. ૧૩
ગગન મંડળની કરી ગાગરીજો, સુંદર શશીયક્ષ હરખાય જો;
તે ગાગર અંબાએ મુસ્તક ધરીજો, ગાગરને તેજે રવી ઢંકાયજો. આ. ૧૪
સુનાનો ગરબો માયે ઘડાવીયો જો, પુષ્પાક્ષત મોતિયે વધાય જો;
ગરબો જોગણીને મન ભાવીયોજો, ગાવા માંડયો ચાચર માંહ્યજો. આ. ૧૫
ગાગર સમે જુમે ગુમે જોગણી જો, ફરે ફુદડી કુદે ખુંદે ખેલ જો;
નાનારંગની હોડી સહુયે ચુંદડીજો, વાજાં વાગે મ્રદંગને તાળજો. આ. ૧૬
વેણા બહુ વિધ નારદ ગાયછે જો, મુખથી અંબા ઉદો કહેવાય જો;
બીજી જોગણી મળીને ધાયછેજો, કાળી બહુચર મળીને ગાયજો. આ. ૧૭
હીંડે અંબોડા બે હાથે કરી જો, બધ્ય થઇછે બરોબર ત્યાંહ્ય જો;
ગાય વાય ગુણ શિરોમણી જો, હેવો ખેલ મચ્યો ચાચરમાંહ્યજો. આ. ૧૮
સુર મળ્યા સહુ અમર સંગમાં જો, પુષ્પ વરશે અતી ત્યાં હરોડજો;
અંત્રીક્ષથી હરખેછે દેવાંગના જો, હરણી નરખીરહ્યા તેત્રીશ કોડજો. આ. ૧૯
રમી વળ્યાં નવદુરગા નવરાતમાં જો, ઉત્તમ દીવસ આસો માસ જો;
વિજીયાદસમીયે ઉલ્લાસમાં જો, રમતાં જમતાં કરતાં હાસ્ય જો. આ. ૨૦
ગાઇ વાઈ ડાહી સહુ જોગણી જો, અરસપરસથી રીઝ્યાં મા મન જો;
મળી વિદાય થયાં શિરોમણીજો, વળતાં અંબા દેછે સહુને માન જો. આ. ૨૧

માન દઇ માતા મંદિર આવિયાંજો, અંબા વધાવ્યાં મણી મુકતાય જો;
ગાયો ગરબો અંબા મન ભાવિયાં જો, વસ્ત્ર પહેર્યાં માતનમન ઢંકાયજો. આ. ૨૨
ગરબો ગાતાં અંબા સિદ્ધ મળે જો, ભવસાગર સાંભળતાં તરે જન પ્રાણજો.
જોગમાં જોગણીયો નિશ્ચે મળે જો, શિવસુતને આપી અમ્રત વાંણજો. આ. ૨૩
હું તો વલ્લભ મા ચરણ પ્રતાપથી જો, ગુણ ગાઈ રાખું છું તારી આશ જો;
પાલવ સાહ્યા મા પ્રતાપથી જો, જુગમાં જીવું તારે વિશ્વાસ જો. આ. ૨૪
મારૂં મન રહ્યું અંબા બાઇમાં જો, જાગતે વાગતે અંબા પાલવ સાહિ જો.
ખોજોખોજોપાપમાનશરોવરનાહીનેજો, હુંવસુછુ શિવસુતનાઘરમાંહીજો આ. ૨૫

## રાગ સોહણી.

સમરૂં સદા ભરપુર, સુખની આપો ઘડીરે મા. સમરૂં. ટેક.
આરાસુરમાં અંબા બીરાજે, મન્નપતી આવે મોરી માત;
વાહન વાઘે ચડીરે મા. સમરૂં. ૧
જગમગ જોત જડાવની ઝળકે, મા કોટી શશીનું તેજ;
મણી મુક્તાએ જડીરે મા. સમરૂં. ૨
તુજ મુખ જોવા મૈયાં મારૂં મન હરખે, દરશનના મુને કોડ;
જોવાની ટેવ પડીરે મા. સમરૂં. ૩
કેહે વલ્લભ સુલ્લભ કરી વિનવું મા, વિધી આપોને બહુ તોલ;
નયણાં ભરી ભરીરે મા. સમરૂં. ૪

## રાગ કાફી.

શરણ આયેકી રાખો લાજ, મૈયા તોરે શરણે આયેકી રાખો લાજ. ટેક.
વણીક વિમળશાને રાજ કરાવ્યું મા, જુગવાણી વિખ્યાત. હો મૈયાં તોરે.
બાવે કુબાવે જનુનીને શેવો, તેનાં સરીયાં કાજ. હો મૈયાં તોરે.
દાસ વલ્લભભટ કહે કરજોડી, મેહેર કરો માહારાજ. હો મૈયાં તોરે.

## દલપત કવીની વાણી.

### ગણપતીનો ગરબો.

સમરતાં સુખ પામીયેને, સાહ્ય કરે સુંઢાળોરે;
દરશણે દુઃખ વામીયે ને, મોટા દેવ દુંદાળોરે. ૧
પેહેરણ એને કંચુકીને, માથે સુંદરી ખુંપરે;
સિંદર અંગે શોભતું ને, એછે આનંદ રૂપરે. ૨
ચાર ભુજનો દેવતા ને, ગોરીનો ગજદંતરે;
સુરપતિ શેવા કરે ને, મહીમા છે અત્યંતરે. ૩
કટી સોહીયે કટી મેખલા ને, ઘુઘરીઓ બેઉ ચર્ણરે;
બાંહે બાજુબંધ બેરખા ને, કુંડળ લળકે કર્ણરે. ૪

યજ્ઞોપવિત્ર અર્પતું ને, શેવંત્રાનો હારરે;
ઉંદર એને ખેલવાને, મોદિકનો છે અહારરે. ૫
ડાબા હાથમાં કમળ ફુલને, જમણા હાથમાં ફરસીરે;
કર કમંડળ બેરખા ને, રહેછે અમી વરશીરે. ૬
એવા ગણપતિ પુજીએ ને, સંભુ જેના તાતરે;
મનવાંછિત ફળ પામીએ ને, ઉમીયા એની માતરે. ૭
શુદ્ધ બુદ્ધ બે નારીયો ને, સ્વામી કાર્તીક ભાઇરે;
રિદ્ધ સિદ્ધ બે કુંવરીયો ને, ક્ષેમ કુશળ જમાઇરે. ૮
લક્ષ લાભ બે દીકરા ને, એવું તો ઘરસુત્રરે;
સાચે મને શેવજો, એ છે પારવતીનો પુત્રરે. ૯
નામ લેતાં સિદ્ધ પામીગે ને, છે શિવનું વરદાનરે;
નિત્ય ઉઠી શિશ નામીયે, તો પામીએ બહુ સંતાનરે. ૧૦
સાંભળજો સહુ માનવી તમે, એટલું કહ્યું કરજોરે;
ગરબો આ ગણેશનો તમે, આગળથી ઓચરજોરે. ૧૧
ગાશે સુણશે ભાવશું ને, તેનાં કારજ સરશેરે;
ગાવા પહેલા મન લાવશુ ને, વિનવીયે હરવરશેરે. ૧૨
સંવત સત્તર છાશિયોને, ઉત્તમ આશો માસરે;
નવરાત્રીની પંચમી, ગુણ ગાયે દલપત દાસરે. ૧૩
માગુ મનથી એટલું જે, પોચે મનની આશરે;
સુખ સંસારનાં ભોગવે ને, અંતે સ્વર્ગ નિવાશરે. ૧૪

**અજાઈ માતાનો ગરબો, મંદીર આગળ કળસ મુકીને ગાવાનોછે.**

માન સરોવર તીરે માતા, અજાવડી કહીયેરે મા;
તેનું દરશણ કીધે સહુ કો, સુખીયાં થઇએરે મા. ૧
અંબાની જેવડી બેન તે, જઈ બેઠી વન માંહરે મા;
અજાય માને વૈભવ ન ગમે, અતિ આનંદ મન માંહરે મા. ૨
ઓસડ જોગણી ડાબા જમણી, બેઠી માની પાસરે મા;
આદ્ય શક્તિ છે અજાવડી તે, પુરણ જોત્ય પ્રકાશરે મા. ૩
સવળી દેવ્યા મા નિરલોભી, નહી કોની પરભાયરે મા;
જેને સેવે સંકટ નવ પામે, તેને શેવો નીતરે મા. ૪
તળાવનાં જળ ભરી તુંમડાં, તે વાડીનાં ફુલરે મા;
કુમકુમ અક્ષત લેઇને પુજો, મહિમા અધીક તુલ્યરે મા ૫
અજાય પુજે અંબા પરસન, તેમાં નહી સંદેહરે મા;
વાટ ઘાટમાં સુખીયા રાખે, કોઇને નવ દે છેહરે મા. ૬

કર્મ કછોટો કર આયુધ લઇ, બેઠી દૈત્ય હણેરે મા;
નયણે માને અમી ઝરે ને, નિરખે ભક્ત ભણીરે મા. ૮
અજાબ્ય તળેથી માટી ચોળે, સઘળા રોગ હણેરે મા;
જનમ જનમના પ્રાશ્ચીત જાયે, વાણી વેદ ભણેરે મા. ૮
વૈભત્ર નહી પણ પારો પ્રત્યક્ષ, જાણે સુરીનર લોકરે મા;
એ બે બેનોમાં ભેદ ગણે કોઇ, તેનું જીવતર ફોકરે મા. ૯
અજાવડીનો ગરબો જે કોઇ, ગાયે ભાવ ધરીરે મા;
સુખ સંપત પામે ઘણું. ભવસાગર જાયે તરીરે મા. ૧૦
સંવત સત્તર ચોરાસીના, ભાદરવા શુદ બીજરે મા;
રવિવારે એ પારે દલપત, ગાય મનની રીજરે મા. ૧૧
સાંભળતાં સુખ શાહતા થાયે, જાય તનના તાપરે મા;
મારી બુદ્ધિ પરમાણે બોલું, અંબાનો પરતાપરે મા. ૧૨

ગરબો.

પ્રથમ ગણપતિને લાગુ પાય કે, ધન અંબાલાલરે;
મુને સરસ્વતી થાજો સાહ્ય કે, ધન અંબાલાલરે;
માનો ગરબો રૂડો થાય કે, ધન અંબાલાલરે;
માના ચાચર વચે ગવાયકે. ધન. ગરબો સાવ સોનાનો કોરાવ્યો કે ધન.
અંબાસાએ મોતીડે વધાવ્યો કે, ધન. ઉઢાંણી રતન જડાવી કે. ધન.
દીવેટો તેવા સુતરની સોહીયે કે, ધન. સુરીનર મુનીવરના મન મોહીયેકે ધન.
ગરબો આરાસુરીએ અજવાળ્યો કે, ધન. સ્વર્ગ ભોવનથી ઇંદ્રે ભાળ્યો કે. ધન.
જોગણીઓ ચોસઠ મળી જોવા કે, ધન. રંભા સજ થઇ અંગ સમારી કે.ધન.
ફુલેલ ભરાવી વાળ્યા અંબોડા કે, ધન. કાજળ સિંદુર તે કેસ સમારી કે.ધન.
હોડી જાુજવા રંગની સાડી કે, ધન. ચણીયા અતલશના ભાતભાત કે. ધન.
રૂમઝુમ ધુઘરા પાએ વાજે કે, ધન. રંગે ગરબો ગાયેને પાડે તાળી કે. ધન.
ઝીણાં વાજન વાજે પછવાડે કે, ધન. દુધ કડયાં સાકરો ભેળી કે. ધન.
કઇ ન બેસે ને ગાયે રસતાળીકે, ધન. ગાતાં ગાતાં સખીને પડયો વાદકે. ધન.
સ્વર્ગ ભોવનથી સુણ્યો નાદ કે, ધન. જોવા આવ્યાં દે ઇંદ્રને ઇંદ્રાણી કે. ધન.
દેવતા સર્વે મળીને જોવા આવ્યાકે, ધન. હારડા પુસ્પતણા બહુ લાવ્યાકે. ધન.
બ્રહ્મા આવ્યા બ્રહ્માણી સંગે કે, ધન. સુરજ આવ્યા તે રાણી રંદેલ સાથેકે.ધન.
રોહણી જોવા આવ્યાં ચંદ્રસાથેકે,ધન. પાતાળની નાગણી મળીઆવી કે.ધન.
રંભાતાણી લીધી રૂપે રૂડી ભાળીકે,ધન. શીવ આવ્યા ઉમિયાં અરધાંગેકે.ધન.
ગંગા જોવાઆવ્યાંતે મેલી કાશીકે,ધન. ઋષી ત્યાં હવન કરેને હોમે ખીરકે.ધન.
કત્યે ક્વચે કસબી ચીર કે, ધન. શ્રીફળ હોમે ને અગર ચંદન કે. ધન.

સર્વ ભણી કરેછે લક્ષમી હવન કે,ધન. પુરણાહુતી કરી પાવલે લાગ્યાકે. ધન. ચોસઠ જોગણી મળી કષ્ટ ભાગ્યાંકે, ધન. નવાપાક નીપજાવ્યા ભાતભાત કે. થાળ ચોસઠ જોગણીની પુરાવી કે, ધન. વચે આરાસુરી આવી કે. ધન. જાણી આરોગે એક સઘળા વીર કે, ધન. આરોગે ભૈરવ પોતે વીર કે. ધન. સરસ્વતી આરોગે કુંવારી કે, ધન. બટુક હનુમાન બાળ બ્રહ્મચારી કે. ધન. ઋષી આરોગી ઉઠયા તે રૂડું લાગે કે, ધન. બ્રહ્મા વીસ્નું શીવનું મન હીસે કે. પોતે આરોગ્યા નીમ ભય મેલીકે, ધન. થાયે અમ્રત તણી ત્યાં હેલી કે. ધન. આપ્યાં પાન બીડાં લવીંગ સોપારીકે,ધન. માજી તું જેવી છો તેવી રહેજે પ્રસન કે, ધન. શીખે સુણે ગાય ગવરાવે કે, ધન. ગરબો સંપુરણ થયો છે સુભકારી કે, ધન. દાસ દલપત જાવું બલીહારી કે, ધન.

### ગરબો સંકટનો. આણંદના ગરબાની દેશી.

પુજુ ગણપતીના પાય, શુદ્ધ બુદ્ધના સ્વામી મા;
શમરૂ સારદા માય, ગુણ ગાઉ સીરનામી મા. ૧
હો અંબે મારી માય, આરાસુર રાણી મા;
સાંભળજ્યે વિખ્યાત, કર્મ તણી કાહાણી મા. ૨
કળજુગનો મહીમાય, પાપ ઘણું થાયે મા;
કરમ ધરમ લોપાય, પરજા પીલાયે મા. ૩
અધીપતી એવો રાય, તે કેમ નીપજાવ્યો મા;
કાળજ કરડી ખાય, હરી લેછે માયો મા. ૪
એને કેમ કહું ભુપ, રૈયતને પીડે મા;
એતો કાળ સ્વરૂપ, સરવસ્વ લુટીલે મા. ૫
કોળી લુટે રાત, દીવસે એ પાપી મા;
વેરો લે વિક્ષાત, સહુ થાક્યા આપી મા. ૬
હાકેમે વાળ્યો દાટ, ચાતુર માસમાં મા;
નીમ છે મહીના આઠ, નાસા નાસવા મા. ૭
તેને આપી ઓથ, સહુ રાખે રાજી મા;
ન પડે કોની ઓથ, નહી કો મરદ ગાજી મા. ૮
કો નવ માને હાક, સહુ ભળીયા બાથી મા;
કંથે વાહાડયુ નાક, લઈ ચાલ્યો હાથી મા. ૯
તરૂણાવધ તરવાર, સહુ એની માને મા;
એ સઘળે પામ્યા હાર, કહી કેમ વીખાસે મા. ૧૦
લુટાણું ગુજરાત, એ સુખે થાપે મા;
ક્ષીન આવે વરસાદ, રહી તેને પાપે મા. ૧૧

દૈત્યતને શીર વેડ, તેતો કપુર ગયો મા.
જાણી પાડી વેડ, તે નીરગુણુ થયો મા. ૧૨
કોઇની સુણે નહી વાત, મનમાં ગરવ ઘણો મા.
જાત વિના નહીં ભાત, છે વછીયાત તડમાં મા. ૧૩
મેહેલ્યા સહુ રોજમાર, ચાડીને ચસકે મા.
બેઠુ માણુસ અજાર, કો નવ હીંડી શકે મા. ૧૪
માંહો માંહે બહુ ખાર, પકડાવે વેરે મા.
મારે મોહોકમ માર, ચોર તણી પેરે મા. ૧૫
ચોકી ચોદશ થાય, નવ પુછે કોહોની મા.
નાણાં નગદ લેવાય પછે અવધ મોની મા. ૧૬
કોડી નવ ખરચાય, હાકેમને ત્રાસે મા.
અવગતિયાં મન થાય; રહે મન નિરાશે મા. ૧૭
કોઇ નર નાશી જાય, એ હરકત ભાગા મા.
તેનાં ઘર ખોદાય, પુંઠળ થઇ લાગ્યાં મા. ૧૮
બહુ ધાતુ પાત્ર વેચાય, તે અડધે મુલે મા.
થર થર ધ્રુજે કાય, હાકેમને હલ્લે મા. ૧૯
લેછે સરવની જગાત, મહારાજા આવ્યો મા.
બમણી લીધી મુલાખાત, એ હાકેમ કહાવ્યો મા. ૨૦
બારે ભાગોળ બંધ, ઉઘાડી બારી મા.
નીત્ય નગરમાં ધંધ, કલ્પે નર નારી મા. ૨૧
એતો અહીઆં રીત, લે ડગલે ડગલે મા;
એ ભર્યા છે વીપરીત. મુલકમાં સઘળે મા. ૨૨
શ્રાવણ કેરો સાથ, તુજ શરણે આવ્યો મા.
પડ્યો કે માણુસ હાથ, તે કેમ લુંટાવ્યો મા. ૨૩
વિસનગરનો દૈત, આડે આંતરીયો મા;
બગડી તેની નૈયત, તેતો અધરમ કર્યો મા. ૨૪
હાટકેશ્વરનું તેજ, તે તુજને માને મા;
ઘણું અઘટતું એજ, પડ્યા બંધીખાને મા. ૨૫
અઘટતું કેમ ઘટાય, જે જંન વિશ્વાસે મા;
ઘટશે તુજ મહિમાય, સહુ કરશે હાંશી મા. ૨૬
ધોલો મારશે લોક નવ કીધી સાહે મા.
નવરા નાગર લોક, અંબાવે જાયે મા. ૨૭
ભંડારા બહુ થાય, લાડુ દુધપાકે મા;

એ લડથા નિત્યે જાય, એ લાલચમારે મા. ૨૮
જે વરશાંલીયા વિખ્યાત, આવે શીરસાટે મા,
એમ વાંકી બોલશે વાત, તે નર નહીં ખાટે મા. ૨૯
મારી અંબા છોડાવે આજ, નાગરી નાતને મા;.
છે બાંધ્ય બ્રહ્માની લાજ, આરાસુરી માતને મા. ૩૦
ઉગ્યો સરવે સુર સ્વર્ગ પતી પોતે મા.
દુષ્ટને કહાડો દુર, આદ્રષ્ટે જોતે મા: ૩૧
તેં માર્યા છે દૈત, મહિષાસુર સરખા મા;
વ્રત્યો જેજેકાર. દેવ સરવે હરખ્યા મા. ૩૨
એ પાપી કોણુજ માત્ર તરણવત તાહારે મા;
ભાગો એના માન, નાખો નીચારે મા. ૩૩
મોકલ તારો મીત્ર મારી કરે કટકા મા;
શોણીત ચાલે શરીર, રંગ તણા ચટકા મા. ૩૪
મુસકે બાંધી માર. ચકટા વચ્ચે મારે મા;
હુકમનો કરનાર, તુ વિના નહિ હારે મા. ૩૫
જે ઘેર અંબાનું ધ્યાન. તે કેમ દંડાશે મા.
હજો તેના દીવાન, જીવતા કેમ જાસે મા. ૩૬
ત્રિભોવન તારૂ તેજ, તુ સઘળે વ્યાપિ મા;
કરૂ વીનતી એજ, રહિ ન શકે પાપી મા. ૩૭
હસ્તીનાપુર ઉધોત, જેવું ક્રમ પાળે મા;
તુંછે જાગતી જોત, નિંદા કરે સાંખે મા; ૩૮
સુણી સેવકની વાત આસનથી ઉઠ્યાં મા;
મુકીને મરજાદ, અંબાજી રૂઠયાં મા; ૩૯
રાંણી જાયો રજપુત*, વિસનગર આવ્યો મા;
પકડયો પાપી દુષ્ટ, વિપ્રને છોડાવ્યા મા. ૪૦
બ્રાહ્મણ આવ્યા ઘેર. સહુ કારજ સીધુ મા;
આઇજીએ કીધી મહેર, મન મારૂ રીઝ્યું મા. ૪૧
અણ વીસવાસી લોક, કો નવ લે ગતને મા.
આપત નાંણાં રોક, મેલી હીંમતને મા. ૪૨
મુકાવ્યા અંબાવ તે ફાસુ છોડી મા,

*દાંતાના રાંણા માનસીંગજીના બાપે નાગરોને બંધીઆનામાંથી છોડાવ્યા, ને માજીની જાત્રા કરાવી. વાસ્તે એક કોડી દાણલીધું નહી ને તેડીગયા માટે અસલથી નાગરોનુ દાણુ લેવાતુંનથી ને દુષ્ટને મારી જસ લીધો.

બ્રાહ્મણુ આવ્યા ઘેર, નવ બેઠી કોડી મા. ૪૩
જેમ કીધું આ કાજ, તેમ અહીંયાં આવો મા;
દેશપતી મહારાજ, સંગાથે લાવો મા. ૪૪
આવ્યા નગરમોજાર, રાજાને તેડી મા;
સહુને થયો આધાર, ચીંતા સહુ ફેડી મા, ૪૫
આ સંગમાં રંગભેર, સહુ ગરબા ગાસે મા;
અંબા ઘેરે ઘેર, નિત ઓછવ થાસે મા. ૪૬
મહારાજ અધીપત, મન ગમતો આવ્યો મા,
ઉતરયો જે નદીપાર, મન મહારે ભાવ્યો મા. ૪૭
તે વારે દુષ્ટ થયો અસવાર, મોરચે રહ્યો થંભી મા;
ચડયો કરીને કોપ, મહારાજ સામી મા. ૪૮
માર્યા મુસદી ચાર, મોરચો ભંગ કીધો મા;
પાપીની પડી હાર, પછી લુંટી લીધો મા. ૪૯
સલા કરી જેમ તેમ, તેણે કારજ સીધ્યું મા;
(પછી) નીસાસો પામી દુષ્ટ, શેહેર કબજે કીધું મા; ૫૦
સઘળે ચોરી થાય, કાંઇ ન પડે ડાઘો મા;
મહા મોટા મહારાજ, સઘળે થયો શાળો મા; ૫૧
ભલો ભલો કહેવાય, સહેરની પુરતમાં મા;
દાખલ થયો અધીપત્ય, ઉતમ મહુરતમાં મા; ૫૨
મહારાજ અધિપત્ય જેહ ઘણી ભાવે મા;
એની આશ પુરે શક્ત, ભેદ કશો ન લાવે મા. ૫૩
આનંદ થયો સહુ જન, સુખે ગાયે મા;
ઉઘડયાં કોટીક દ્વાર, દીપક ઓછવ થાયે મા. ૫૪
આજ વાધ્યો મહિમાય, આગળ જશ થાશે મા,
લખશે એમ કવીત, અગિતે વંચાશે મા. ૫૫
કહેછે દલપત દાસ, મા સનમુખ ભાળો મા,
પુરો મનની આશ, દેહ દુરબળ ટાળો મા; ૫૬

## નાહાના કવીની વાણી નાગર હતો.

* પંચતિરથી કરતી વેળાયે પ્રથમ ગણુપતી આગળ ગાવાનો

### ગરબો.

આઇ આશા પુરો અંબિકા.
શેવો શેવો અંબે આરાસુરી, માની ચાકરી ચોખી કરી;
માના દરશણથી ચીંતા ટળી. આઇ આશા. ૧

પ્રથમ ગણપતી દરશણ કીજીએ, રિધસિધ માગીને લીજીએ;
માને મહોલે હાથા દીજીએ. આઇ મા. ૨
માનુ ચાચર અતિ રળીઆમણું, શોભા તે શી શી વર્ણવું:
માને દૂર થકી દેખી નમું. આઇ મા. ૩
વાવ્યનાં તે નીરમળ નીર છે, ચાચર એચર વીર છે;
ત્યાં ભૈરવો રણધીર છે, આઇ મા. ૪
માનુ માન સરોવર સારૂ છે, ત્યાં અજાવ્ય દરશણ જાતું છે;
માના પારા મધે જઇ ગાતું છે. આઇ મા. ૫
માના વાઘ ગોધન સિંહ ચરે. એક દીનમાં તે રૂપ ત્રણ ધરે;
દુઃખીયાનું દુઃખ સેજે હરે. આઇ મા. ૬
મા આરાસુર વાસો વસે, મા સિંહાસન બેઠી હશે;
માજી શેવકની વહારે થશે. આઇ મા. ૭
સરસ્વતીમાં જઇને નાહીશું, દેહ શુદ્ધ નીરમળ થાઇશું;
આવા કોટેશ્વરના ગુણ ગાઇશું. આઇ મા. ૮
વિશ્વ મોહ ભરી વીખમાં ભરી. માજી જાગતી જોતે ખરી;
માએ વિમળને કરૂણા કરી. આઇ મા. ૯
ચાચર ફરી ગરબે રમે, ગરબે રમે માને ગમે;
માજી નાનો અંબાને નમે. આઇ મા. ૧૦

(અજાવ્ય માતાનો ગરબો ગાઇ રહ્યા પછી માથે
કળસ લઇને નીચેના ગરબા ગાય છે.)

## ગરબો.

પાતળીરે પુતળીરે, પાણીડાની હાર, સરોવરીયા પાળ ધરનાળે બેડાં ભર્યાંરે;
કોઇ સીંચજોરે, સીંચજોરે વાડીમાંની વેળ, (૨) સીંચજો વાડીમાના કેવડારે,
કોઇ કેવડીયારે, કેવડીયારે મારી અંબામાને ભેટ, (૨) પાવડીએ રક્ષા કરોરે.
કોઇ પાવડીએ રક્ષા કરોરે. નાના મોટાને ખંમા કરોરે.
પાતળીરે પુતળીરે, પાણીડાની હાર, સરોવરીયા પાળ. ધરનાળે બેડાં ભર્યાંરે૧
કોઇ સીંચજોરે, સીંચજોરે. વાડીમાંની વેળ, (૨) સીંચજો વાડીમાંના મોગરારે,
કોઇ મોગરારે, મોગરારે. મારી અંબા માને ભેટ. (૨) ઘાટડીએ રક્ષા કરોરે.
કોઇ ઘાટડીએ રક્ષા કરોરે, નાના મોટાને ખંમા કરોરે. ૨

## દેશી ફેર.

શીંગડુ વાગેરે તંબરીયુ, જેનો શબ્દ ગયો આકાશ.
અંબા તારીરે પીપળીયે, ઝાધાવું ગૌરી ગાય.
ગાય ચરેને પાણી પીયે, મારી અંબા દુધડે નાહે,

સવા મણુનોરે ખીચડો, માંહી સવા ધાણીનું તેલ.
રમજો જમજોરે માવડીઓ, ખેલાવજો સારી રાત.
શીંગડું વાગેરે તંમરીયું, જેનો શબ્દ ગયો આકાશ.
અંબા તારીરે પીપળીયે, બંધાતું ગૌરી ગાય.
ગાય ચરેને પાણી પીયે, મારી અંબા દુધડે નાહાય.

---

ઉપરના ગરબા ગાઈ રહ્યા પછી કળસ માથે લઇને માતાજીના ચાચરમાં પંચતીરથીનો ગરબો ગાતાં ગાતાં આવવું. ને તે ગરબો પુરો કરીરહ્યાપછી માથેથી કળસ ચાચરમાં મુકી નીચેના ગરબા ગાવા.

## ગરબો

હમે શ્રાવણકેરા આવનારા, હમે ભાવે પુન્નગો લાવનારા,
હમે લાડુને ઘી જમનારા, હમે દુધપાક પુરીયો જમનારા,
હમે પંચરાત્રી રહેનારા, હમે થતાક થેઇ થેઇ કરનારા,
હમે શ્રાવણ કેરા આવનારા.

## દેશી ફેર ફરતે ફરતે ગાવાનું.

માજી આજનો દહાડો રહેવા દોની. મને ચાચર રંબા દોની,
મને ઓટલે સુવા દોની. મને દીલ ખોલી વાત કહોની,
મારા તનમનની ગત લ્યોની; સવારે ઉઠી ચાલતું જો. ટેક.
મારી મા ચાચરમાં વસે અંબામાવડી જો;
મારી મા હવનને કાજે દોવડાવો ગાવડી જો;
મારી મા ખીર ખાંડ ઘૃત લોની, મા ચાચર રંબા દોની,
મારા તનમનની ગત લોની. મા દીલ ખોલી વાત કોની,
મને ઓટલે સુવાદોની, સવારે ઉઠી ચાલવું જો, ૧
મારીમા ચાચરમાં આવશે તારાં ભાવુડાં જો,
વાંમે ગણપતી, દક્ષણ વેરાડી જો.
મા આજ૦ મુને ચાચર ર૦ મારા તન૦
મુને દીલ૦ મુને ઓટલે૦ સવારે ઉઠી ચાલવુ જો. ૨
મારી મા ચાચરમાં વશે તારાં મરગડાં જો,
મારી મા ડુંગરમાં બેઠી અંબા ગરગડાં જો;
મારી મા આ૦ મુને ચાચર૦ મારા તન૦
મને દીલ૦ મને ઓટલે૦ સવારે ઉઠી ચાલતું જો. ૩
મારી મા શામા શંભુ પાછળ અન્નવડી જો,
મુકે નાનો મુસ્તક તારી પાવડી જો;

મારી મા આ૦ મુને ચાચર૦ મારા તન૦
મને૦ દીલ૦ મને એટલે૦ સવારે ઉઠી ચાલતું જો. ૪

---

ઉપરના ગરબા ગાઇ રહ્યા પછી, "શુલેનઃ પાહિનોદેવી" એ મંત્ર પાંચ વખત ભણીને; કળશમાંથી માતાજીના શીખરે પાણી છાંટવું; પછી સરવે ગાનારાઓ ઉપર છાંટવું. માતાજીને દંડવત કરીને, મુકામ ઉપર જવું, પછી માતાજીની પુજા કરવાનો આરંભ કરવો. પછી થાળ આરતી કરીને જમવું. બીજે દીવસે રંગીલો કરવો. તે માતાજીના મંડપના પગથીયાં, ધોઈ સ્વચ્છ કરી કંકુએ રંગવાં ને નીચે કળસ સ્થાપના વેદ મંત્રથી કરી પુન્યાવાચન વેદનું કરવું. માતાજીને ને ભટજીને મોહે કંકુ પીળી આવવું. પછી રંગીલો પુરો થયા પછી જેને ભંડારા કરવા હોય તેણે કંકુ લેવું, માતાજીના દેરાની આગળપાછળ હાથા દેવા પછી કળસ વિસર્જન કરીને માતાજીના શીખ્ખર ઉપર "સુલેહનઃપાહિનો દેવી" એ મંત્ર ભણીને ઉંધો કરીને પાંચ વખત પાણી છાંટવું. પછી વરસુનીયાને છાંટવું. માતાજીને નમસ્કાર કરીને વદાય થવું એવો નાગરોનો વંશપરંપરાથી શ્રાવણ માસમાં ધારો છે.

"શ્રીજગદંબાર્પણમસ્તુ"

## ગરબો.

ધનધન આજુનો દીન, અંબામાવડીરે, તુને દીઠે માન્યું મંન. અંબામાવડીરે. ૧
તુંતો અલબેલી છું લેહેરી અંબા૦ આંખ રંગભરી ઘેરી, અંબા. ૨
તારે મુસ્તક ભરી વાડી, અંબા૦ તેંતો પહેરી દખણી સાડી, અંબા. ૩
અદભુત સિંહાસન બીરાજે, અંબા૦ સદા સેવકનેશીર છાજે, અંબા. ૪
મુને વહાલો ચાચર ચોક, અંબા૦ તહાંનો રમવાની છે સોખ, અંબા. ૫
ત્રિભુવનમાં તારૂં નામ, અંબા૦ ચૌદલોકનો વિસરામ. અંબા ૬
તારી પાવડીનો છું ચાકર, અંબા૦ સનમુખ જોજે મારી ઠાકર. અંબા. ૭
આઈ અકળિત છો વિધાતા, અંબા૦ ડુંગરવાળી મોરી માતા. અંબા ૮
તારો નિશ્ચેછું હું રાંક, અંબા૦ મારો થયો હશે કાંઇ વાંક, અંબા. ૯
શીખ દીધી ઘણું કરી, અંબા૦ પાપ કાહાડી નાંખો ધરી. અંબા. ૧૦
મહેર દ્રષ્ટે જુવો નહાળી, અંબા૦ છોરૂ જાણીને લ્યો પાળી, અંબા. ૧૧
દુઃખડાં કાડી નાંખો કાપી, અંબા૦ નવદીન બેસુ કળસ થાપી, અંબા. ૧૨
સનમુખ જોજે માતા ભોળી, અંબા૦ પુજા કરૂ કુમકુમ ઘોળી, અંબા. ૧૩
મુજ ઘેર આવો લેહેરે, અંબા૦ મહાલક્ષ્મી રંગભેરે, અંબા. ૧૪

બરદારી બરદ પાળો, અંબા૦ રાંક જાણી દોષ ટાળો. અંબા. ૧૫
પુષ્પ ચોખલે વધાવું, અંબા૦ થાળ અમરીતે પુરાવું, અંબા. ૧૬
જેજે બોલો મુખથી વાણી, અંબા ધન ધન સનખલપુરની રાણી, અંબા ૧૭
ચાચર ગરબે રમવા તેડો, અંબા૦ મહેર આણી નાવ ખેડો અંબા. ૧૮
મા ભરૂંસો તારો ભારે, અંબા૦ તમો નિશ્ચે આવો વહારે, અંબા. ૧૯
જેજે બોલો મુખથી વાણી, અંબા૦ ધનધન આરસુરની રાણી, અંબા. ૨૦
પારે આવી ગરબો ગાવે, અંબા૦ તેના દુઃખ દારિદ્ર જાશે, અંબા. ૨૧
શેવક જાણી કરજો સાહે, અંબા૦ તુંને નાહાનો લાગે પાયે, અંબા. ૨૨

## ગરબો દેશી ફેર.

અંબા અલબેલી દીસેછે આજ રંગમાંરે, ચોસઠ જોગણી અજાઈ સરવસંગમાંરે
તારૂં સ્વરૂપ દીસેછે રળીઆમણુંરે મુખ ચંદ્રમાં થકી ઘણુ સોહામણુંરે. ૨
શુસ્તક વેણી બીરાજે વીશાળેશુરે, ગુથી ચમરી ને ફુમતી માળશુરે. ૩
વચ્ચે ચળકે તે ચાકશુરૂ હીમનારે, હીરાજડીત્ર જડયા તેજોત્ય ભોમનારે. ૪
તારૂં તરસે થયુ દીસેછે ઘણું ટેકમારે, સેંથેક સિંદુરે પુર્યો તે અવળ છોમારે. ૫
નેન કાજળ સાર્યાં તે દીસે રાતડીરે, બંટી સારી બાંધી તે શી કહુ વાતડીરે ૬
હીરા ઝળકે તેઅંબાને ગોરે ભાલશુરે, વળી મુકતાની પહેરી તે વચ્ચે લાલશુરે ૭
મુસ્તક મુગત બીરાજે એક તુલ્યનોરે, વચ્ચે પાનુ ચળકે તે અમુલ્યનુંરે. ૮
છત્ર હીમના ઝળકે તે બંધી ઝાલશુરે, શીક્કા ઝુમખા જુમે ઝાઝા ભારશુરે, ૯
તેલ ફુલેલ મરદાવે મોરી માવડીરે, ઉષ્ણોદક ભર્યાછે ગંગાજળીરે. ૧૦
કરી પખાલ લેંથે શાવરાવ્યો લાલનોરે, સાળુ કસુંબે સુતો તે પહેર્યો ચાલનોરે ૧૧
ચંદન ઘોળા કેસર કપુર કાચલીરે કટી મેખળા બાંધી કમર પાતળીરે. ૧૨
માથે ટીલાં કીધાં તે ત્રણ શેરનારે, ઝળકે હીમ મુકતાફળ ઝવેરનારે. ૧૩
માને ગળે ગળુબંધ બાંધીયારે, મુખ જોયાથી દુઃખ સર્વે વામીયાંરે. ૧૪
કોટે કાંડલીને સાંકળી ને ઝુમણુંરે, ઉતરી અરીસો માળાને બરેણું ઘણુંરે. ૧૫
હાથે કેરખીને બેરખીને બોરસુરે, બાંહે બાજુબંધ બાંધ્યા સુના દોરશુરે. ૧૬
હાથે વાંકડાને સાંકળાને કાંકણીરે, ગોખ જોખમાં બીરાજે અંબા બાકડીરે ૧૭
કોંડે કંગણી જલા છલા આળશીરે, ગરબો જોવા આવ્યા તે બ્રહ્મા મહારૂષીરે ૧૮
પાયે ઘુગરીને ગુજરી વાજતીરે, ચૌદ લોકમાં અંબા તું બીરાજતીરે. ૧૯
દીપક જોતો જણાયછે જુગતમાંરે, તારૂં નામ લેતો જાય મુકતમાંરે. ૨૦
તુંને શેવી સદાયે શ્રેષ્ટમાંરે, તુંને ન સેવે તે જાય કલેશમાંરે. ૨૧
સેવક નાહાનો મુકે મુસ્તક તારી પાવડીરે, ચાચરગરબે રમે અંબામાવડીરે ૨૨
બેઉ કરજોડી સેવક વાણી વદેરે, હુંતો માગુછુ જે અંબાજી રહેજો રૂદેરે ૨૩

## આદીતરામ કવીની વાણી.

ધન અંબાલાલ, વશીઆ ડુંગર માંહરે જાગા જાઇને. ૨૬.
પ્રથમ ગણપતીનું દરશણ કરીયે, માનો ડોલ લઈ ચાચર ફરીએ:

માની પાવડીએ જઇ શીશ નમીયે. ધન૦ ૧
અંબા આરાસુરમાં બીરાજે છે, માને છત્ર સોનાનું શીર છાજેછે;
સિંહાસન બેઠી બીરાજેછે. ધન૦ ૨
માને મુગટ જડાબ જોત ઝળકેછે, માને કાને કળાફુલ લળકેછે;
વચ્ચે પાનુ લીલુ ચળકેછે. ધન૦ ૩
માને શિરપર કલગીને તોરા, માનુ તરશે થયું ઝુકે જોરા;
માજી પુરો મનોરથ મા મોરા.ધન૦ ૪
માને ચોટલે ચોટી ફુમતી, શોભે ટોટી બંદી ઝુસતી;
શીકે ઝુમખે હીંડે લુમતી. ધન૦ ૫
માને નાકે વેસર હીરા ગાલે, મારે ટીલાં કીધાં કેસર આડે;
માને ટીલડી તપેછે લલાટે, ધન૦ ૬
માને ગળે ઘરેણાં ઘણાં હીસે, માંહે ઉતરી માળા અરીસે;
એવી દુનીયામાં દાતાર દીસે.ધન૦ ૭
માને બાંહે બાજુબંધ બજોઠા, શોભે સારી કેડે કમર પટા;
એવી આણંદી કરાવે આનંદ ઘટા. ધન૦ ૮
માની ચોળી અત્તરમાં બોળી, ચુવે અરગચે રંગે રોળી;
સાળુ કેસરીયારંગે ઘોળી ધન૦ ૯
માજી લખો લેખ કરમે રૂડા, તારા મનસુબા છે અતી ઉંડા;
રાખો અખંડ હેવાતન ચુડા, ધન૦ ૧૦
માજી પહેરો કાંબીને કલ્લાં, માજી આપો પુત્ર ભરો પલ્લાં;
ભોળી ભવાની કામ કરો ભલ્લાં. ધન૦ ૧૧
સોવરાવો ચંદરવા સ્થંભા, માજી ભાવે ગૌરીમાં રંભા;
કેવડાવો ઉદો ઉદો અંબા. ધન૦ ૧૨
માયે દીપક જોત્યો અજવાળી; પ્રથવીના પ્રાશ્ચીત પરજાળી;
માયે નીત્ય નીત્ય કીધી દીવાળી. ધન૦ ૧૩
બંધાવો તોરણુ બારણે, માજી કામ કરોછો કારણે;
હુંતો પલક પલક જાઊં વારણે. ધન૦ ૧૪
ચાચર આવી પાડે તાળી, તારી અકળ ગત્ય ગબર વાળી;
હવે દશા નિશ્ચે વાળી. ધન૦ ૧૫
ચાચર આવી ગરબે રમીયે, તેતો અંબા માને મન ગમીયે;
અંબા દુરથકી દેખી નમીયે. ધન૦ ૧૬
માને આંગણે નોબત વાગે છે. તેનો શબ્દ ગગનમાં ગાજેછે;
મડપમાં ઘંટા વાગે છે, ધન૦ ૧૭
માજી દરશણ દો નયણે નીરખુ, રહો પ્રેમ રૂદે હઇડે હરખુ;
મારે બીજુ નથી કોઈ તમ સરખુ. ધન૦ ૧૮

માજી રાખો લાલાની લાલી, હેવી સાહિબ અંબા મતવાલી;
આણંદી અંબા અતીશે વહાલી; ધન૦ ૧૯

મોકલો મેહ આવે રાહુને તુર, ભરો વાવ્ય સરોવર નદીયે પુર;
ખરેખરાં વસ્યાં ગામ આરાસુરી. ધન૦ ૨૦

માજી અષાડ અશો મહા ચૈતર, એ ચારે તારાં નવરાતર;
મારે પસાયતાં વાવી ખેતર. ધન૦ ૨૧

તારા નામથકી હું અળગો, મુને ચાચર રમ્યાનો ઘણો ગળકો;
માટે આવીને દામણે વળગ્યો. ધન૦ ૨૨

માજી નવરંગી નીશાની ફરકે, દેખી દુઃખ દારીદ્ર બેઉ થરકે;
તારે રંક રાય બે સહુ સરખે. ધન૦ ૨૩

તારી ધરમ ધજા ધનધન વારી, હેવી સાહેબ અંબાજી મારી;
માજી જીવ પરજા છે સહુ તારી. ધન૦ ૨૪

તારી વાતો દીઠી ઘણી ન્યારી, મુને લાગી મીઠડી બહુ સારી;
એવી ઉમીયાજી આણંદકારી, ધન૦ ૨૫

મા જીતું જશ ગાઇ પારે, આઈ આશરે રહુછું તારે;
અંબામા જર જજમાન મારે. ધન૦ ૨૬

મા સાચી સદાસત્ય બરદાળી તારી અકળ ગત્ય ગબરવાળી;
રાખો આદીત વચન પીતે પાળી. ધન૦ ૨૭

**જે( કોઈ અંબીકાજી માતને આરાધશેરે લોલ.) એ રાગ.**

## અરજી.

સ્વસ્ત શ્રી આરાસુર માંહેરે, અંબા અલબેલી બીરાજે છે ત્યાંહેરે. ૧
શુભસ્થાનક ચાચર ચોકરે, મહંમાઇ સચરાચર ગોખેરે. ૨
પુજી આરાધું પાવડી તોરારે, મહામાઇ તું માવડી મોરીરે. ૩
પ્રેમ અરચો પુજો તે નીત્યમાનેરે, રિદ્ધસિદ્ધ આપે સકળ ગુણ નીધ્યાનરે ૪
શીશી ઓપમા તમારી વખાણુંરે, ખરી ખોડીયાળ ખરૂં મારૂં નાણુંરે ૫
માહારાજા બીરાજ રાજ રાજેરે સદા સર્વદા સૌભાગ્ય કરવા કાજેરે. ૬
શીરછત્ર છો તાત તમો મારેરે, હુંતો જીવું આધાર આઇ તારેરે. ૭
મારે માતુશ્રી સત્ય અંબા આઇરે, બ્રહ્મા વીષ્નુ મહેશ્વરે ગાઇરે. ૮
લખીતંગ ચરણ રેણુ આદેરે, ભોળી દુઃખડાં હરો તે અવસાનેરે. ૯
પાયે લાગુ પરણામ વાંચો મારોરે, સદા સાચો ગુલામ છું તારોરે ૧૦
છત્ર અત્રછે કુશળ માત તમથીરે, કદી સેવા પુજા નથી થાતી હમથીરે. ૧૧
પારે તેડો છો વર્ષ એક નીમેરે, નાવ ખેડોછો હેત ધરી પ્રેમેરે. ૧૨
મેહેલ સામા રહીને મજરો કરીયેરે, અંબા જે અંબા કહીને ચાચરફરીયેરે. ૧૩

આજ અજાવ્ય કરો સુખ શાતારે, ભોળી દુઃખડાં ભાગો તેભેરવી માતારે. ૧૪
તારો મોટો દરબાર ચાર ખુટેરે, સેવક કીધા સરદાર ડેરાં ઉટેરે ૧૫
બીજું બીજ મંત્ર છો મહાકાળીરે, સદા શીરપર રોહો પાવાવાળીરે ૧૬
દણક્ષ વાળી વેળા તે તમો વાળોરે, કોલ આપી પ્રજા તે સહુ પાળોરે ૧૭
થોડે લખે ઘણું કરી જાણુજોરે, નારાયણી રૂદે વાત આણુજોરે. ૧૮
કરો જેજેજેજે તે જગત જનુનીરે, ધરો એક ચીત વાત મારા મનનીરે ૧૯
સંવત અષ્ટાદશ અષાડેરે, ફાગણ પક્ષ ત્રતિયાને ગુરવારેરે. ૨૦
અંબા અલબેલી ભરોસો ભારેરે, રંગરંગીલી આવો આદીતની વારેરે. ૨૧

## પરમાનો.

કરજોડી પ્રણામ કરૂ પહેલોરે. મારી મા પાસે તે આવું દોડી વેહેલોરે. ૧
દુર્ગા દેવી તે રીધ્ય ઘણી ભરીયેરે, માજી વિશ્વને કૃપા તે ઘણી કરીયેરે. ૨
મેહેરબાની કદરદાર માત દુલીરે, આરાસુરી તે નવ જાય ભુલીરે. ૩
માહા માઈ તું માવડી મોરીરે, પાયે પડુ હું પાવડી તોરીરે. ૪
નિત્ય નમીયે નારાયણી તુનેરે. ગમી ગાઇએ તે ગુણવતી તુનેરે.
માહાકાળીજી માત માહરો જોરોરે. તાત ત્રિપુરાનો શીરપર તોરો ૬રે
નવરંગી નિશાન લાલ જડેરે, ઘોડે જીન સુનેરી નવ ખડેરે. ૭
માજી કાંરજ કરો વરદાઇરે, મહેર માઇ મન ધરો નગર માંહીરે. ૮
ચાચર ફરતો છે ચાર ખુટેરે, તરવારો બંધાવો સુના મુઠેરે. ૯
દેવી દુનીયામાં ડંકો વાજેરે, હરખ કીધેથી દુશ્મન ભાજેરે. ૧૦
આઇ અંબાજી માત છે મોરીરે, જેને હાથેછે દુનીયાની દોરીરે. ૧૧
રંક જાણી મનમાં આણી રાખોરે, તમારા સાચા ગુલામને દાખોરે. ૧૨
વાંચ્યો પરવાનો પિતાંબરીયે પોતેરે, આદર કરી પલક એક જોતેરે. ૧૩
ખરી ખોડીયાળી દયા કરો પુરીરે, શેવક આદિત ચાકર કરો હજુરીરે ૧૪

## રાગ ઉપર પ્રમાણે.

દેવ દુંદાળા દયાતે બહુ ધરજોરે, સ્વામી સુંઢાળા સાહ્ય સહુની કરજોરે. ૧
વાણી દેજોજી સારદા રાણીરે જીવ્હા રેહેજો કાલો ઘેલો જાણીરે. ૨
સાહ્ય કરજો સરસ્વતી દાતારે, હાથ ધરજો મારે શીર માતારે. ૩
અરજ ધરજો અજાવ્ય આજ મહારીરે, ખબરલેજો તે ખોડીયાળ દહાડીરે. ૪
હું આવ્યોછું તારે ઘેર રમવારે. મા હવે કરો પાર મારી અંબારે. ૫
મુજ મયા કરો માત આજ લેહેરેરે, દેવી દયા કરોને હાથ ઉછેરેરે. ૬
કરો કરમ બક્ષીસ નજર મેહેરેરે, કમી ન રહે કશી જાણીતી શેહેરેરે. ૭
હુંતો અંબા ઉમેદવાર તાહારોરે, પકડો જાણી ગુલામ હાથ મારોરે. ૮
મુજ સામુ જોઇને દ્રષ્ટે ભાળોરે, આરાસુરી તે કષ્ટ ટાળોરે. ૯

બરદારી સદા તે બરદ પાળોરે, ડુંગરવાળી ડોશી તે દશા વાળોરે. ૧૦
માહામાઇ તે લાજ મારી તુનેરે, કરો કારજ તે ચંતા ન રહે મુનેરે ૧૧
માત તું તે વાત કોણ જાણેરે, તાત ત્રિપુરા ભરાવે ખોળાનાણેરે. ૧૨
નવદુર્ગા તે માત નીવાજોરે, રાખો શેવકનો સાથ તજોરે. ૧૩
દોલતજાદીને દરબાર ડેરા દઇએરે, નવનવા સરપાવો માથી લઇએરે. ૧૪
ખાવુંખવડાવી વડાવોમાજી લાડેરે, બીડાંચવડાવીગવરાવો માજી મહાડે. ૧૫
પારે પોકારૂ ફરીયાદ કરૂ ધાડેરે, ચીઠી શકારો અંબાજી પાડેરે. ૧૬
નારાયણી નોબત વાજીરે, ત્રિજી પેહેડીએ આદીત રાખો રાજીરે. ૧૭

## રાગ ઉપર પ્રમાણે.

પ્રથમ ગણપતીનું દરશણ આવી કરજોરે, માને મુજરો કરીને ચાચકરજોરે. ૧
દુલી સાહેબ દેદાર દીજેરે, મતબાલી અંબા મુજરો લીજેરે. ૨
આશ રાખું આરાસુરી તારીરે, સાચી સાચી સાહેબ સલામ લેજો માહારીરે ૩
સુખી રાખે તે શીકાર બાંકીરે, રહું ચાચર ઉમેદવાર ઝાંખીરે. ૪
આઇ અજાબ્ય તે હાથ વાત લેજોરે, સિંહાસન વાળીને સોંપી દેજોરે. ૫
મેહેરબાન તે મેહેર માત કીજેરે સદા શેવકને શીર હાથ દીજેરે. ૬
હુકમ તાબે સદાયછું તારોરે, આવી તસલીમ સલામ કરૂં પારેરે. ૭
નજર દેખુ સદાયે તારી મીઠીરે, અંબા અલબેલી જેવી તે કો ન દીઠીરે. ૮
મહેર રાખોછો માત મારી મોટીરે, દહે દુસ્મન કીધા તે વાત ખોટીરે. ૯
પાએ પડજે તે પાતડીની પીઠેરે, સદા સુખીયા થઇએ અંબાને દીઠેરે, ૧૦
દુરગાદેવી તે દુઃખડાં ટાળોરે, મુરખ જાણી વચન માજી પાળોરે. ૧૧
જોર જ્વાળામુખીછે મારે તારૂંરે, સાચી સાહેબ કામ કરો મારૂંરે. ૧૨
નગન નામ નારાયણીનું મોટુંરે, ખરી ખોડીયાળ નબ્ય ખોટુંરે. ૧૩
માતા તુરજા તુ મનમાનીરે, બાળી બહુચરાજી વાત સુણો છાનીરે. ૧૪
પાવાવાળી મહાકાળી કામ કરજોરે, રાજરાજેશ્વરીને રૂદે ધરજોરે. ૧૫
અંબા અલબેલી આરાસુરી રાણીરે, તુથી નથી મારી વાત અજાણીરે ૧૬
મારે માત તું તાત તું અંબારે, એવુ જાણી હું ગરણે આવ્યો રંભારે. ૧૭
મારે માત તું તાત તું આઇરે, સગાં સહુકામછો મંમાઇરે. ૧૮
સદા સીરછો હાથ વાત જાણીરે, ગાતું અંબામાને દરબાર રૂડી વાણીરે. ૧૯
કરો મહાલક્ષમીજી માત મેહેર આણીરે, ઘેરઆવો અનપુરણા રાણીરે. ૨૦
દેવ દેવીને દરબાર દવા દઇયેરે, અરજી અલબેલી વીના તે કોનેકહીયેરે. ૨૧
અરજી અલબેલી માતશુ દીધીરે, ફરદ દસ્કતમોહોર માયે કીધીરે. ૨૨
ચોક ચાચરથી ચાકર કીધા, માયે દાંમ ખરીદ મુલ લીધાંરે. ૨૩
આઇ પડોછું અંબાવ તારે નામેરે, આવી ઉભા રહો બીડ કામેરે. ૨૪

ડુંગરવાળીનો ડંકો વાજેરે, દોલતજાદી શેવકને શીર છાજેરે. ૨૫
બની ઠણીને બેસાડજો ઘોડેરે, સહુ ભાઇની બીરાદરી જોડેરે. ૨૬
તારો આદીત ગુલામછે રાજીરે, એવું જાણી અંબા ઉઠી ગાજીરે. ૨૭

# વીસ્વનાથની વાણી.

## રાગ ઉપર પ્રમાણે.

જે કોઇ અંબીકાજી માતને આરાધશેરે, તેના પ્રજા પરીવાર જસ વાધશેરે. ૧
અંબા સુખડાં આપે તે સંસારનાંરે, માજી દુઃખડાં કાપે તે અવતારનાંરે. ૨
મારી અંબાના લોચન સોહામણાંરે; માને પુજીયે ને નિત્ય લૈયેભામણાંરે. ૩
અંબા જેવી ફુદડી નથી કો ખંડમાંરે, અંબા જાગતી તે ચોદશબ્રહ્માંડમાંરે. ૪
માને આરાધે તે સુરીનર દેવતારે, માના ચરણ પુંજીને સહુ શેવતારે. ૫
અંબા ગરબો રમવાને પોતે નીસર્યાંરે, તેવારે જન્મ જંજાળ દુખવિસરયાંરે. ૬
ત્રિપુરા સુંદરીને કાળીકા એ આવીયાંરે, માતા અંબાયે મોતીડે વધાવીયાંરે. ૭
આવ્યાં તુરજાને બેહેચરા તોતળારે, કેસ છુટાને ફુલે ભરયા ચોટલારે. ૮
આવ્યાં ઉરવસી મીનકા પીતાંબરીરે, અંબા ફુટડીછે ઇંદ્ર જેવી અવછરારે. ૯
આવ્યાં લક્ષ્મીને મા ભુવનેશ્વરીરે, હાથમાં કુમકુમ કેસર થાળી ભરીરે. ૧૦
આવ્યાં સીતા રાધિકા સરસ્વતીરે, સાથે ઉમીયાં આવ્યાં તે કામની રતીરે. ૧૧
આવ્યાં ચંડીકાનું ચોસઠ જોગણીરે, તેતો કંદ્રપ કળા તણી ભોગણીરે. ૧૨
સહુકો અંબામાને ચાચર આવિયાંરે, પુષ્પ ચોખલે મોતીડે વધાવીયાંરે. ૧૩
હાથમાં પ્યાલા ભરયા તે મધુપાનનારે, લોચન ફેરવેને ચાળા કરે તાનનારે. ૧૪
સહુયે સોળ શણગાર પેહેર્યા શોભતારે આવ્યા દેવતા તે મોતીડે વધાવતારે. ૧૫
હાથમા ફુલના દડા તે માંહોમાંહ રમેરે, ગરબો ગાવા માંડયો તે સહુને ગમેરે ૧૬
મતબાલી થઇને ફરે ફુદડીરે, નાના રંગની હોડીછે માએ ચુંદડીરે. ૧૭
શામા જાણે ઇશાન કેરી વીજળીરે, દીસે દીવાળીની રાત અતી ઉજળીરે. ૧૮
પાન ચાવે ને માંહોમાં છાંટી ભરેરે, થાકી બેસે ને મોહોડાં મીઠાં કરેરે. ૧૯
તાળી પાડે ને અંગમોડે ઘણુંરે, શોભે આંગણું અતિશે અંબા તણુંરે. ૨૦
ઠમકે વાગે છે ઘુઘરા પાયનારે, છંદ ગાયછે છત્રીસે રાગનારે. ૨૧
દીવા કીધા તે ઘૃત કપુરનારે, દુખ ભાંગ્યાં તે અંબાયે સુરનારે. ૨૨
ચુડી ખળકે ને હાથ રસ ડાંડીયારે, એવા નવનવા ખેલ માએ માંડીયારે. ૨૩
વાજાં વાજે મૃદંગને ભેરડ રે, ઢોલ કાંસાં તાલ ઝાંઝ ફેરનીરે. ૨૪
કંઠે બાહડી ઘાલીને લટકો કરેરે, નીચાં કેડેથી વળીને મચકો કરેરે. ૨૫
કેસર કસ્તુરી બરાસ કેરાં છાંટણાંરે વેણુ છુટીને કંઠે ઘરેણાં ઘણાંરે. ૨૬
માનો ઘેરતો કમળ કેરી પાંખડીરે, નેન ભર્યાં ને રાતીચટક આંખડીરે. ૨૭

સહુએ ધાલ્યા ચંબેલી ફેરાહારડરે, જે કોઈ અંબામાને ઘરથકી નમ્યારે. ૨૮
તેતો જીવતા થઇ મુક્તી રમ્યારે, અંબા જાગતી તેતું કળી કાળમાંરે. ૨૯
અંબા ઉપાસે તેના ઉપર અમી ઝરેરે, માને નજાણેતે મશાણુ મધ્યે ફરેરે. ૩૦
માના નાકનું તે અણીરૂં નમે નહીરે, માને વાહન છે શોભતું સહીરે. ૩૧
માનુ મોહું દીસેછે અભિમાનમાંરે, દૈત્ય ઉરાડી નાંખે તે એક તાનમાંરે. ૩૨
શશી સુર્ય સરખાં અકોટા કાનમાંરે, એ નીત્યે નાથને આવેછે ધ્યાનમાંરે. ૩૩
અંબા આરાધે તેને જમ જાચના નહીરે, તેજન મુક્તી પાંમે તેજીવતા સહીરે. ૩૪
જે કોઈ પુજશે અંબાજીના ચરણુનેરે, તેતો જીતશે જનમ જરા મરણુનેરે ૩૫
વિશ્વનાથને માથે અંબા તુંજાગતીરે, શત્રુ મારીને મશાણુમાં રાખતીરે. ૩૬
રોમે રોમે વ્યાપીછું તું નાથશુંરે, ભગત પોતાનો જાણીને સાહો હાથશુંરે. ૩૭
અંબાનો ગરબો ગાયેને સહુ સાંભળેરે, સુખસંપત આપેને અંબાજી મળેરે ૩૮
કામ ક્રોધથી તે પ્રાણી દુર વસેરે, રીદ્ધસિદ્ધ નવનિદ્ધ દ્વારે વસેરે. ૩૯
રોગી વ્યાધી વીગતથી દૂર ખસેરે, જનઉપાસે તેને અંબા ધસેરે. ૪૦
રીદ્ધ આપે કુબેર અતીશે ઘણીરે, અંબાને પુજીયેતો થઈયે સ્વર્ગના ધણીરે ૪૧
સ્તુતી કરતાં તે પાર આવે નહીરે, મારે આશરો અંબાજીનોછે સહીરે ૪૨
બેઉ કરજોડીને વિશ્વનાથ વાણી વદેરે, હુતો માગુછું અંબાજી રહેજો રૂદેરે ૪૩

## પ્રાગરાજની વાણી.

### ચોઠ જોગણીનો ગરબો. રાગ ઉપર પ્રમાણે.

ગરબે રમેછે તુળજા તુકાઇરે, સંગે શોભા બની તે સિંધવાઇરે. ૧
વજ્રર જોગણી તે વસે કુંકણુ દેશેરે, બાળી બહુચર બીરાજે બાળેવેશેરે. ૨
સત શૃંગે વસે છે ચંડીકાઇરે, આશાપુરે આરાસુરી આઇરે. ૩
ચાંપાનેર વસેછે આઈ કાળીકારે માને પેહેરણુ નવરંગી સાડીરે. ૪
સોજીત્રે વસેછે માણેકાઇરે, આબે મોહોલે વસે છે અલુણાઇરે ૫
ધડ ધડનાળે વસેછે આઇ ઘેલીરે સરસ્વતી તે વિદ્યા આપે પેહેલીરે. ૬
વરદાઈ તે વરદાન આપેરે, પિતાંબરી પોતાના કરી થાપેરે. ૭
માતર વસેછે અસારવાની વાવેરે, કાંકરેશ્વરી કૃપા કરો ભાવેરે. ૮
ગાત્રેશ્વરી તણા તે ગુણુ ગાજોરે, અન્નપુરણાનો પાલવ સાહાજોરે. ૯
મારવાડ વસેછે ચામુંડારે, માને ખડગ ખપ્પર હાથ ડંકારે, ૧૦
હીંગળાજ પરસિદ્ધ નવખંડેરે, માએ અમર કીધો તે મારકંડેરે. ૧૧
દેવી તોતળાને હાથેછે ત્રિશુળરે માથે છેદ્યાં છે દઇતોતાં મુળરે. ૧૨
કછ મધ્યે આશાપુરી સાચીરે, માને સુરીનર મુનીવરે જાચીરે. ૧૩
ખાનદેશે વસે તરૂણી મુખીરે, કનકાઇ તે કામ કરે સુખીરે. ૧૪
જ્વાળામુખી સદા રાખે સુખીરે, દુર્ગાદેવીથી કોઇ ન થાય દુ:ખીરે, ૧૫

ત્રિભોવનમાં ત્રીપુરા તારેરે, માતા આવતાં તે વિઘન નીવારેરે. ૧૬
ખોડિયાળને હાથે ખળકે ચુડારે, મહાલક્ષ્મી તે વર આપે રૂડારે. ૧૭
મહાલક્ષ્મીનું નામ છે પ્રસિદ્ધરે, હરીદ્વારે ઉભાછે સિધરે, ૧૮
બાળાસુંદરી સદા મતબાળીરે, માતા હશી હશી લે છે તાળીરે, ૧૯
કામરૂદેશે વસેછે કનકાઇરે, માનસરોવરે વસે અબાઇરે, ૨૦
અડસઠ જોગણી અયોધ્યા વાશીરે, ઉમિયા જઇ વસ્યાંછે કાશીરે, ૨૧
પ્રાગ મધ્યે મહાદેવ દેવીરે, જુગત અંબાને મહાદેવે શેવીરે, ૨૨
કુંતાદેવી કહી તે કાશી માંહેરે, વાઘ વાહની સાહજો મુજ બાંહેરે ૨૩
રેવા મધ્યે વસે છે બે બેનોરે, પેહેલી નંદ આનંદાને શેવોરે, ૨૪
ભરૂચ કોટમાં વસે છે સીંધવાઇરે, નગર દેઠે તે કાળકાં ગવાઇરે. ૨૫
વસે છે ધોળકે ઉદવાળી માતારે, જેની નવખંડમાં વિખ્યાતારે, ૨૬
મપલીપરમાં વસે છે રાણી રૂડીરે, તેને હાથે સોનાની ચુડીરે. ૨૭
આબુગઢમાં અરબદા જાગુરે, બગલા મુખી રૂદે વાત આણોરે. ૨૮
મંગળા કાળી તે છે વીકરાળીરે, મુગી પાટણે વસે છે ભદ્રકાળીરે. ૨૯
ત્યાંતો સકળ જોગણી મળી આવીરે, માત ભૈરવી તણે મન ભાવીરે ૩૦
ડુંગર માહે તે ઘંટા વાજેરે, સિંહાસનપર બેઠી ગાજેરે, ૩૧
આરાસુરીમાં તે રમત રમાયેરે, ફેર ફુદડી ફરે ને ગરબા ગાયેરે. ૩૨
ત્યાંતો થતા થેઇથેઇ થાયેરે, વાજે રમઝમ નેપુર પાયેરે. ૩૩
તાંતો ઢોલ દદામાં વાજેરે, અંબા અંબા પ્રાગરાજને શીર છાજેરે. ૩૪

## છંદ મીઠાની વાણી.

જે દેવી જે દેવી મા, જે દેવી જે દેવી;
દેવ દેવાશી દેવા મા, જે દેવી જે દેવી.
તારી જુગતી જોવા જેવી મા, જે દેવી જે દેવી:
તુજને કો નવ કળે હેવા મા, જે દેવી જે દેવી.
અભીમાન અંબા હેવી મા, જે દેવી જે દેવી;
તુને સુરીનર મુનીવરે શેવી મા, જે દેવી જે દેવી.

## ઝુલ.

પ્રાણી રૂપે પ્રાણુ દેવી, જુગ જુગ તુજને જાણે;
પવનરૂપે પરવત દેવી, ઘટ ઘટ માંહી પ્રમાણેરે. જે દેવી. ૧
દીગપાળ રૂપે ડગે તું દેવી, પ્રથવી રૂપે પાળે,
સ્થાવર જંગમને રૂપે દેવી, બ્રહ્માંડ તું પાળેરે. જે દેવી. ૨
વરસા રૂપે વરસે દેવી, ફરવીજ ચમકાર;
તારા ગગનસ્વરૂપે દેવી કર ધનુષ ટંકારરે; જે દેવી. ૩

શશીયલ રૂપે શીતળ દેવી, સહુને અમરત ઢાળે?
સુરજ રૂપે પ્રત્યક્ષ દેવી, અંધકારને તું ટાળેરે. જે દેવી. ૪
લોકાચળને રૂપે દેવી, લોક વદનમાં રાખ્યું;
મોહ સ્વરૂપે માટી ખાતાં, જશોદાજીએ દાખ્યુંરે જે દેવી. ૫
દસ અવતાર ધર્યા તેં દેવી મોટા રાક્ષસ માર્યા;
ભુમી તણો તે ભાર ઉતર્યો, ભગતને ઓધાર્યારે. જે દેવી. ૬
મચ્છ કચ્છ ને વ્રહારા નરસિંહ, તું વામન વીકરાળી,
ફરસુરામ રઘુરામ ક્રષ્ણ તું, બુધ કલંકી કાળીરે. જે દેવી, ૭
તું તીરથ તુ વ્રત ભવાની, બીજા સર્વે ભામા,
ગંગા જુમનાં સરસ્વતિ તું સત્ય શિરોમણ શામારે, જે દેવી.૮
તું દાતા તું ભક્તા દેવી, તુજ વિના સર્વે ખોટુ;
શ્રોતા વક્તા તું પરમાણે, તારૂ કારણ મોટુરે. જે દેવી. ૯
બ્રહ્મા વિષ્ણુને મહેશ્વર, ત્રણ દેવ તેં જાયા;
ત્રણ ગુણ તારૂણી માતા, તું ત્રિભોવનની રાયારે. જે દેવી ૧૦
તું બ્રહ્માણી તું રૂદ્રાણી, તું વિષ્ણુંની ધરૂણી;
હિમાચળની પુત્રી થઇને, શિવશંકરને પરણીરે. જે દેવી. ૧૧
માત તાતને રૂપે દેવી સહુંપર તારી માયા:
કરજોડી કહેછે મીઠો, કરો હાથ શીર છ,યારે, જે દેવી ૧૨

# શીવાનંદની વાણી.

થાળ વખત ગાવાના ગરબા,

પ્રાતસકાળેરે કરૂણાવતી, મા તારૂ કન્યા સ્વરૂપ;
તેજે ત્રિભોવન મોહી રહ્યા મોહ્યા ભલારે ભુપ;
છે ડેવળગ્યે છું માત શામને, માતે મેલ્યો કેમ જાયઅંબામેલ્યો કેમજાય,
આરાસુરની હો રાય, ગરૂવા ગડની હો રાય, મહામતબાલી હો રાય,
કર સાહિને કરૂણા કરો.
મધ્યાનેરે મછર ઘણે, મા મતબાલી હો રાય;
ચોસઠ કુપા મદે ભરયા, પાન કીજેમોરી માય છેડે વળગ્યોછું માતશામને,
માતે મેલ્યો કેમ જાય, અંબામેલ્યો કેમ જાય, આરાસુરની હો રાય,
ગરૂ પાવા ગઢની હો રાય, મામતબાલી હો રાય કર સહિને૦ ૨
સાંયાકાળેરે સુંદરી મા તારૂ વ્રધ સ્વરૂપ;
ચોળી પેરી ચંપાવતી, પહેરયાં દક્ષીણનાં ચીર;
ઉભા સરસ્વતી તીર, છેડે વળગ્યોછું માત શામને,
માતે મેલ્યો અંબા મેલ્યો૦આરાસુર૦ગરૂવા૦મહામત૦કરસાહિ૦ ૩

મહિષાસુરનેરે મારવા, ચટપટ ચાલ્યા હો રાય;
અવની ભારે મુજી રહી, શેશે સદ્યો નવ જાય. છેડે વળ૦
માતે મેલ્યો૦ અંબા મેલ્યો૦આરાસુ૦ ગરૂવા૦ મહાતમ૦ કરસાહિ૦ ૪
તારૂધ્યાન સુરીનર ધરે, મુનીવર જપતા હો જાપ;
તેને ધ્યાને આપો નહીં, કાલાં ઘેલાની માત. છેડે વળ૦
માતે મેલ્યો૦ અંબા મેલ્યો૦ આરા૦ ગરૂવા૦ મામત૦ કરસા૦ ૫
જે ગાયે ને જે સાંભળે, તેની અંબા પુરે આશ;
દાશ શિવાનંદ એમ ભણે, રાખો ચરણની પાસ, આપો અવિચળવાસ.
છેડે૦ માતે મેલ્યો૦ અંબા૦ મેલ્યો૦ આરા૦ ગરૂવા૦ મામત૦ કરસા૦

## ગરબી દેશી ફેર.

(મા) ધન ધન આરાસુરની રાણી, અંબા ચાર જુગમાં જાણી ટેક.
(મા) હોડણુ પેહેરણુ લીલા ચરણાં, જંબાવેળા થાયરે મા. (૨)
પ્રાતસકાળે દરશણુ ઘો તારે,દીસો નાનાં બાળરે. ધન. ૧
( મા ) સોના કેરૂ છત્રબિરાજે, દસ આંગળીયે વેહેડરે મા. ( ૨ )
મધ્યાને જ્યારે દરસન ઘો ત્યારે દીસોછો આધેરરે. ધન. ( ૨ ) ૨
( માં )સાયંકાળે થાય આરતી, વાગે મરદંગ ચંદરે મા. ( ૨ )
સાયંયાળે દરશણુ ઘો ત્યારે, દીસો ઘરડે અંગરે. ધન. ૩
( મા ) સેવા કરે બ્રાહ્મણ વાણીયાને, સહુકો સંગે જાયરે મા. ( ૨ )
કરજોડીને કરે વીનતી, રાંક અંબાઇદાસરે. ધન. ૪

## દેશી ફેર.

મહંમાયા ( ૨ ) દેવી બ્રહ્માંણી રૂદ્રાણી, મહંમાયા. ટેક.
સતયુગ દ્વાપર ત્રેતા કળયુગ, કળજુગ ભેદ ન પાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. ( ૨ ) ૧
બ્રહ્મા વેદ ભણે તોરે આગે, શંકર ધ્યાન ધરાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી મહંમાય, ( ૨ ) ૨
નારદ નત્ય કરે તોરે આગે, કાનડ બેન બજાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી મહંમાયા, ( ૨ ) ૩
કર દુલ્લભ સુલ્લભરે મૈયા, વલ્લભ જસગુણુ ગાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી મહંમાયા. ( ૨ ) ૪

## આરતિ.

જેજે અંબેમાત, આરાસુરી આઇમા. જે.
નૌતાંબર અતિ સુંદર, ( ૨ ) કીધી સુખદાઇ. જેજે અં. ૧
આધ માતા તું તાત, અંબે તું આઇ. મા૦ અં.

સુરીનર મુની આરાધે. ( ૨ ) મંછા સુખદાઇ, જેજે. અં. ૨
ચંડમુંડ ચકચુર કીધા, ક્રોધ આણી મા, કીધા,
દેવ કારજ સીધ્યા, ( ૨ ) મા તેં મન જાણી. જેજે. અં. ૩
શંકર વસે સ્મશાન, તુજ કારણ માતા મા. તુજ.
કૃપા કરીને રાખ્યા, ( ૨ ) કંઠે વિખ ખાતા. જેજે. અં. ૪
બ્રહ્મા ચતુર વદન, ગુણ ગાયે તારા મા ગુણ.
વનમાળી અતિ મોહન, ( ૨ ) મોરલી વેણુ સારા. જેજે. અં. ૫
વિનવે મંછારામ, કર સંપુટવાળી ક. કર.
ભલે પધાર્યાં માજી, ( ૨ ) કોણ વેળા વાળી. જેજે. અં. ૬
મોતિડે વધાવું ને મંગળ ગાવું, અંબામાને વારણે જાઉ;
તાલ પખાજ વેણા જંત્ર વાગે, આ શોભા મારી અંબામાને છાજે;
આરતિ કીજે અંબા નવનિધ દીજે;
નરત કરે ને ઉદો ઉદો ગાય મા, ધોળો ભગત માને વારણે જાયે.મા.

## આરાસુરી અંબાની આરતિ બીજી.

જે દેવી જે દેવી જે અંબે આઇ, મા જે અંબે આઇ;
આદ્ય શક્તિ તું અંબા, ( ૨ ) આરાસુર આઇ. જેદેવી. ટેક.
નવખંડે તારૂ નામ વ્યાપક તું માતા, મા વ્યા.
વિષ્ણું વિરંચી શીવજી, ( ૨ ) ગુણ તારા ગાતા. જે દેવી. ૧
મહાદેવ પાળ્યા દઇત્યો માર્યા, કપટી નાંખ્યા કુટી; મા ક.
તુળજા તારા ત્રિપુરા ( ૨ ) ત્રિભોવનમાં મોટી. જે દેવી. ૨
મા બરદ પોતાનું પાળે, તું બહુચર બાળી મા તું.
મહા કાળને કંપાવે, ( ૨ ) માતા તું કાળી. જે દેવી. ૩
હીંગળાજ હીંગોળી માતા, અગણીત ગુણ દીઠા; મા અ.
ન પુરૂષને પુરૂષ, ( ૨ ) માતા તેં કીધા. જે દેવી. ૪
મારકુંડે મહીમા વખાણ્યો, સચરાચર સાચી; મા સ.
તારા ગુણને ગાતાં ( ૨ ) શિવાનંદ રાજી જે દેવી. ૫

## શીવશકિતની આરતી ( નંદાઆનંદ માતાજીની )

જે આદ્યા શક્તિ મા જે આદ્યાશક્તિ. ટેક.
અખંડબ્રહ્માંડ નિપાવ્યાં, ( ૨ ) પડવે પંડે થયાં. જયો જયો. ૧
દ્વિતિયા બે સ્વરૂપ, શિવ શક્તિ જાણુ મા શિવ;
બ્રહ્મા ગુણપતી ગાવું, ( ૨ ) હરી ગાવું હરી મા. જયો જયો. ૨
તૃતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભોવનમાં બેઠાં મા ત્રિભો.

ત્રયસ્થકી તરવેણી (૨) તું તરવેણી મા. જયો જયો. ૩
ચતુર મહાલક્ષ્મીજી, સચરાચર વ્યાપ્યાં મા સચ.
ચાર ભુજા ચોદશા, (૨) પ્રગટયાં દક્ષિણમાં. જયો જયો. ૪
પંચમી પંચ ઋષી, પંચમા ગુણ પદમા મા પંચ,
પંચ સહસ્ત્ર ત્યાં સોહિયે (૨) પંચે તત્વોમાં. જયો જયો. ૫
શષ્ટી તું નારાયણી, મહિષાસુર માર્યા મા મહિ.
નર નારીને રૂપે, (૨) વાપ્યાં સઘળે મા. જયો જયો. ૬
સપ્તમી સપ્ત પાતાળ, શેવીત્રી સંજ્ઞા મા શેવી.
ગૌ ગંગા ગાયત્રી, (૨) ગૌરી ગીતા મા. જયો જયો. ૭
અષ્ટમી અષ્ટ ભુજા, નંદા આનંદા મા નંદા,
સુરીનર મુનીવર જનમ્યા, (૨) દેવ દૈતો મા. જયો જયો. ૮
નવમી નવ કુળ નાગ, શેવે નવદુરગા મા શેવે.
નવરાત્રીનાં પુજન, (૨) કીધાં છે બ્રહ્મા. જયો જયે ૯
દશમી દશ અવતાર, જય વિજયા દશમી મા જય.
રામે રામ રમાડયા, (૨) રાવણ રોળ્યો મા. જયો જયો. ૧૦
એકાદશી અગીઆરસ કાત્યાયની કામા મા કા
કામ દુર્ગા કાળિકા, (૨) શામાને રામા. જયો જયો ૧૧
બારશે બાળા રૂપ, બહુચરી અંબા મા બ.
બટુક ભૈરવ સોહીએ, (૨) તારાં છે તુજ મા. જયો જયો ૧૨
તેરસે તુળજા રૂપ, તું તારૂણી માતા મા તું
બ્રહ્મા વિષ્ણું સદા શિવ, (૨) ગુણ તારા ગાતા. જયો જયો ૧૩
ચૌદશે ચૌદે રૂપ, ચંડી ચામુંડા મા ચંડી.
મારકંડે વખાણ્યાં, (૨) ગાઇ શુભ કવિતા. જયો જયો ૧૪
પુનમે પુન્ય કરી, સ્થંભાવી નગરી મા સ્થંભા.
વશી તે માંહે વખાણી, (૨) સુણી કરજ્ને કરૂણા જયો જયો. ૧૫
સંવત સત્તાવન, સોળે તિથી ભાવે મા સોળે,
સંવત સોળે પ્રગટયા, (૨) રેવાની તીરે. જયો જયો. ૧૬
શિવ શક્તિની આરતી, જે ભાવે ગાશે મા જે.
ભણે શિવાનંદ સ્વામી, (૨) સુખ સંપત થાશે જયો જયો ૧૭

## મુનીનાથની વાણી.

છંદ

ચાલો જઇએ દરશણ કરવા, અંબેમાત બિરાજે છે.
જળહળ જોત જગતમાં જેની, સચરાચર પ્રકાશે છે. ટેક.

આરાસુરમાં અંબા બિરાજે, શેવકને શીર છાજેછે મા શેવ.
છત્ર સોનાનું ધર્યુ શીર પર, ત્રિપુરસુંદરી ગાજેછે. ચાલો ૧
ચુંવાળમાં બહુચરીયા બાળી, બરદ સહુનાં રાખેછે મા. બર,
જે કોઈ આવે ભાવ ધરીને, સંકટ કાપી નાંખેછે. ચાલો ૨
લુલા ખોબડા અંધા આવે, તે વર પામી જાયેછે મા. તે વ.
ખરે મન શેવે સલખનપુરી, દુખ વામી સુખ થાયેછે, ચાલો ૩
ન પુરૂષને પુરૂશ કીધા, પુરૂશાતન પ્રકાશે છે મા પુરૂશા.
એવી ભવાની સદા શેવે એ, ચુંવાળમાં તે વાસેછે. ચાલો ૪
બરદારી બહુચરીયા જાણો, સર્વે સેવકને જુએછે મા સર્વ.
જે જન આવી પારે ગાયે, માહા પાપ તે ખુએ છે. ચાલો. ૫
પાવાગઢ માહાકાળી કહીયે, માનો પરતો સારોછે મા માનો,
ભાવ ધરીને ભજે ભવાની, ભવ તરવાનો આરોછે. ચાલો. ૬
દક્ષણમાં તુલજાભવાની, ભવ સંકટ તે કાપે છે મા ભવ.
પ્રેમ ધરી પ્રણામ કરીયે, જે માગે તે આપે છે ચાલો. ૭
જે કોઇ ભાવે છંદ સાંભળે, મન ધરીને ગાય છે. મા મન.
પુરવજનમનાં સંચિત હોય તે, માનસરોવર નાહે છે. ચાલો. ૮
ભવ તરવા ભગવતી ભજીયે, ભટવલ્લભે ગાઇ છે. મા ભટ.
દાસ મુનીતો અરજ કરેછે, દામણી માની સાહીછે. ચાલો. ૯
વડનગરો હું બ્રાહ્મણ જાણો, અમદાવાદમાં વાસછે મા. અમ.
ભાવ ધરી જે ભજે ભવાની, તે શેવકોનો દાસછે. ચાલો. ૧૦

છંદ

માત ભવાની ભજ મન ભવમે, સફળ જનમ તેરા.
સફળ જનમ તેરા, મીટે ચોરાશીકા ફેરા; માત ભવાની. ટેક.
નર નારી સબ મીલકે આયે, ફરે પ્રાત ફેરા. માજી મા ફરે.
માન સરોવર નીરમળ નાવે, કરે દરશણ હેરા. માજી મા કરે.
મિટે ચોરાશીકા ફેરા, માત ભવાની. ૧
પ્રેમ ધરી પદ પંકજ પુજે, મંમા કેરા. માજી મા મા.
નેહ ધરી નજરૂસેં ન્યાળે, ધરે ધ્યાન નેહેળા માજી મા ધરે.
મીટે ચોરાશીકા ફેરા, માત ભવાની. ૨
પ્રાત સમે જો ચરણ કમળસે, લગે લગ્ન લેહેરા. માજી મા લગે.
પાંચ પદારથ પલમે પાવે, કરે પાર બેડા. માજી મા કરે.
મિટે ચોરાશીકા ફેરા. માત ભવાની, ૩
રતન સિંહાસન ઝગમગ જોતે, બેઠી માત ડેરા. માજી મા બે.

સાહ્ય કરે મા રખે શરણજો, ગૃહે હાથ છેડા. માજી મા ગૃહે.
મિટે ચોરાશીકા ફેરા. માત ભવાની. ૪
જો સમરે માતકુ મનમે, લગે અષ્ટ પેહેરા. માજી કુ.
ધન ધન વાકી માત જનનકુ, મિટે ભવ ફેરા. માજી મા.
મિટે ચોરાશીકા ફેરા. માત ભવાની. ૫
કરે જાપ હરદમસે ભારી, ચરણુ મમ ચેહેરા. માજી મા ચર,
અષ્ટ સીદ્ધ નવ નીદ્ધ રેહેજો, આંગનસુ મેરા માજી આંગન.
મિટે ચોરાશીકા ફેરા. માત ભવાની. ૬
જેજે જેજે મુખશે બોલો, હાથ ધટ ઘેરા. માજી મા હાથ.
દાસ મુની જો પડા ચરણુમ નહિં કાળ હેરા. માજી મા નહી
મિટે ચોરાશીકા ફેરા. માત ભવાની. ૭

## ગરબી.

સમરૂં સદા ભરપુર એ રાગ.

નિરખું સદા ભરપુર, નયણે નેહ ધરીરે મા. નિરખું
મદ ભરી મતવાલી મૈયા, મલપતી આવે મોરી માય,
રમઝમ ચરણુ ધરીરે મા. નિરખું સદા. ૧
જળહળ જોત જગતમાં જેની કોટી શશીનું તેજ,
આભુષણુ અંગ ધરીરે મા, નિરખું સદા. ૨
અદભુત લીલા આધ ઇશ્વરી, અકળ કળા ન કળાય.
ધરૂં શીશ ચરણુ પડીરે મા, નીરખું સદા. ૩
દાસ મુની મૈયાં અરજ કરેછે, બુદ્ધિ આપો ભરપુર.
ગાવું ગુણુ લળીરે મા, નિરખું સદા. ૪

## માતાજીનોછંદ.

અંબે મૈયા તું રખવાળી, સકળ ભૂવનકી તું દાતા.
કયા કરૂં બરણુવ આધ ભવાની, બેર બેર તેરા ગુણુ ગાતા. ટેક
રતન સીંહાસન જગમગ જોતે, બેઠી આરાસુર રાણી;
કર જોડી મા કરૂં વીનંતી, દીન દયાળી મા જાણી.
શરી કંચનકા છત્ર બિરાજે, કલગી મોતનસેં લળકે.
રત્ન જડીત્ર મુગટ અનોપમ, હીરા ઝગમગ તે ઝળકે.
કપોળ બધી જળહર જોતે, મોતી તોરા લટકતા.
કયા કરૂં બરણુવ આધ ભવાની, બેર બેર તેરા ગુણુ ગાતા. અંબે ૧
ચુંદડી કસબી કોર માજી તેરે, ગળે હાર હીરા ઝળકે.
ગળું બંધ કંઠ સરીમાળા, નાકે વેસર તે ઢળકે.
તક્ત ત્રિપુરે માત બીરાજે, વીણું વીરંચી શીશનામે.

શીવ સમાધી ધ્યાન ધરતહે, અપરમપાર તે નવ પામે.
એસીરે, તું માત ભવાની, સકળ ભુવનકી તું ભરતા.
ક્યા કરૂં બરણુવ આદ્ય ભવાની બેર બેર તેરા ગુણ ગાતા. અંબે ૨
સુર તણી મા વાહરે ચડીયાં, ચંડમુડ નાંખ્યો ચોળી;
સિંહ ચડી મા ત્રિસુળ લીધુ. મહિશાસુર નાંખ્યો રોળી.
રક્ત બીજ રગ તર્ણમાં રોળ્યો, ધુમ્ર લોચન સંહાર કીયા.
અડે માત ચામુંડા દેવી. ખપ્પર ખાંડા હાથ લીયા;
ભક્ત કાજમાં ધાઇને કોઇ, ઉદો ઉદો મુખસેં કહેતા,
ક્યા કરૂં બરણુવ આદ્યભવાની, બેર બેર તેરા ગુણ ગાતા. અંબે. ૩
જગતકી દાતા સુન મેરી માતા, હાથ જોડ મેં દ્વાર ખડા;
મેં અપરાધી માહાપાતકી, ચરન તેરે આયખડા;
સાહ્યકર અંબે ન કર વિલંબે, ભક્ત કાજ અભિમાન ભરો;
જ્યાં જ્યાં ભીડ પડે ભક્તનકુ, પલમે સંકટ દુર કરો:
એસીરે, તું ભોળી ભવાંની, સેવકજન કીજે શાતા;
ક્યા કરૂં બરણુવ આદ્ય ભવાની, બેર બેર તેરા ગુણ ગાતા. અંબે. ૪
સંત તણી સુખદાયક મા, અરજ કરૂં સુનિ એ મેરી;
નીરાધાર મેં ફીરૂં જગતમાં, રખું ડાળ શીરપે તેરી;
તું રખવાલી સકળ ભુવનકી, દયા ભાવ દીલસે પેખો;
સાહ્ય સદા તુંમ કરત માજી, નેહ ધરી નજરે દેખો;
મેહેર કરો તુંમ ભોળી ભવાંની, દુઃખ દરીદ્ર તું હરતા;
ક્યા કરૂં બરણુવ આદ્ય ભવાની, બેર બેર તેરા ગુણ ગાતા. અંબે ૫
અંબે બહુચરા તું મતવાલી, બેહાં ખેલ કરે ન્યારા;
ભાવ ધરી નજરૂમે દેખો, જળહળ જોતાં હે પારા;
મેં હું બાલક તેરારે મા, તું માતાજી હે મેરી;
મેહેર કરો મા કરૂણાસીંધુ, શીશ ધરૂ ચરણે તેરી;
ભગત કાજ મા ધાઇને કોઈ, ઉદો ઉદો મુખસે કહેતા;
ક્યા કરૂં બરણુવ આદ્ય ભવાની, બેર બેર તેરા ગુણ ગાતા. અંબે.૬
મદ ભરી મતવાલી અંબે દેખો બેઠી મગનમે;
પુષ્પ સુગંધ અનોપમ બેહેકે, જળહળ જોત જગતમે;
સાહસ્ત્ર નામકા કળસ શીરપે, આસ રખું જુગમેં તેરી;
દાસ મુની કહે દેદાર પાવે, નાવે ચોરાશીકી ફેરી;
બાજે ડફ્પર તોરારે મા, નીશાન અંબેકા;
ક્યા કરૂં બરણુવ આદ્ય ભવાંની, બેર બેર તેરા ગુણ ગાત. અંબે. ૭

## રાગ ભૈરવ.

અંબેકુ યાદ કરલે, ખુબ જીંદગાની પાયા,
કયા કરનેકુ આયા બંદે, કયા ખેલ લગાયા. અંબેકુ ટેક.
તખ્તપર જો બેઠી મા. જળહળકે જોતસે;
આફતાબ ગીરફતાર ભયા, માકુ દેખકે. અંબેકુ ૧
માકે ઉદરમે આયા, વાં તું કયા કહે;
કરૂંગા તેરી બદંગી, એસા કરાર હે. અંબેકું ૨
પડપંચ કરકે પ્યારે, ખુબ માલ કમાયા;
સબ છોડકે ચલેગે, સંગ કોરી ન આયા, અંબેકુ. ૩
મરનાં હે હક્ક જાનાં, વાં સાર કોન હે.
મન સમજ તું યાર મેરા, મેરા કયા કહે. અંબેકુ. ૪
રંગભોગકે ઇશકમે, ખુબ મન મગન ભયા.
આપ આપકી ખુબીસે, હાલ મરત કયું ભયા. અંબેકુ. ૫
પેદા કિયા હે જીને, ઉનકું તું યાદ લે.
મગરૂબીસેં તું ચાલત હે, ગાફલ તું કયા રહે. અંબેકુ ૬
અંબેકુ યાદ કીનીસો, મન મગન ભયા.
દાસ મુની માત કે. ચરન જા રહ્યા. અંબેકુ ૭

## ઉપર પ્રમાણે.

સુનીયે જો મૈયા મેરી, અરજ ઘડી ઘડી;
દેદારકા મેં પ્યાસારે, ફીરૂં ગલી ગલી. સુનિયે ટેક.
પાદશાહી તખ્ત બેઠે, આપ સેહેલસે;
કરજોડકે ખડા હું દરશ, તરસ મેહેલસે. સુનિયે. ૧
ગુનેગાર હું મે તેરા, મેરા કયા હવાલહે;
સુનિયે જો મૈયા મેરા, એઇ સવાલ હે. સુનિયે. ૨
આ જીયત બંદા તેરા, બડા ફંદમે પડા;
આયા. હે જો મૈયા પાસ, પોકારૂં ખડા. સુનિયે. ૩
તેરે દરશનકુ આયા મૈયા, દેખ લીજીયે;
હજરત જો બેઠી મૈયા, તસલીમ કીજીયે. સુનિયે. ૪
કયા કહું જો દીલકી બાત, મોંસે ખોલકે;
રોસન હે સબ આપકું, મા મોસે બોલકે. સુનિયે. ૫
કંગાલ હું મેં તેરા મા, જરા મેહેર કીજીએ;
માત મુની દાસકે શીર, હાથ દીજીએ, સુનિયે. ૬

## ઉપર પ્રમાણે.

નેને સનેહ ભર કે દેખો, બેઠી મા લાલસેં. ટેક.
તખ્તપર જો બેઠી આપ, બકસેગી ગુના સો માફ;
હરદુ સેલીયે જો બેઠી જાપ, આલંકી દાતાર હે. નેનુંસે ૧
વિરચી હે વિષ્નું પાસ, ઇસ જાકે ખડે આપ;
શીરપર કલગી તોરા, જોતી પ્રકાશ હે નેનુંસે. ૨
રંભા આઇ ધરકે આશ, નાચતી મૈંયાકી પાસ;
ફુલકી જોતી હે બાસ, બડી નીવાસ હે. નેનુંસે. ૩
કયા જાને મૈયાકો ખ્યાલ, અંતરમે કપટકી જાલ,
અંબીશેં હુંઆ બેહાલ, કાલકા બેમાર હે, નેનુંસેં. ૪
માત મેરી સુનો બાત, આયા જો મૈયાકી પાસ;
બુદ્ધિકા કીજે પ્રકાશ, મુની તેરા દાસ હે. નેનુંસેં. ૫

## ઠુમરીં

દેખો દેખો અંબે મતબાલીસે, જાકી જોત ત્રિભોવન વાલીસે દેખો. ટેક.
રમણુ કપરદી સુખહી દાયક, સાયક સુરપત લાલીસે;
જાકી જોત ત્રિભોવન વાલી સે, દેખો દેખો. ૧
ચરનહી સેવે સુખહી દેવે, રખે બરદ બરદાલીસે;
જાકી જોત ત્રિભોવન વાલીસે, દેખો દેખો. ૨
આપહી આપો છાંડકે દેખો, પેખો નેનભર ન્યાહાલીસે;
જાકી જોત ત્રિભોવન વાલીસે, દેખો દેખો.

## ઉપર પ્રમાણે.

મેતો લૌં બલૈયાં અંબે લાલીસેં, મતબાલીસેં. મેતો. ટેક.
વીષ્નુ વિરંચી પારન પાવે, શિવ સમાધી લાગી તાલીસે. મેતો. ૧
ધારે જોગેશ્વર ધ્યાન ન આવે, મોટા મુની સુક ગ્યાનીસે. મેતો. ૨
જાકો ભેદહી ભેદ ન જાને, સુર સકન મન માનીસે મેતો. ૩
દાસ મુની કહે બલબલ જાઉં જુગ આરાસુર રાનીસે. મેતો. ૪

## ઉપર પ્રમાણે

અંબે લાલીસેં મેરો મન લાગ રહ્યો, ડુંગર વાલીસે મેરો મન લાગ રહ્યો.
ચીત્ત લાગ્યો આરાસુર ધામસેં અંબે લાલીસે. મેરો મન લાગ રહ્યો, ટેક.
છાંડયો ન છુટત, તાંણયો ન તુટત, પુરવજનમકી બાનીસે;

ચીત લાગ્યો આરાસુર ધામસેં, અંબે લાલીસેં. ૧
ઘડી ઘડી મન ચરનમેં ધાયે, ગાવે નારદ બે ગ્યાનીસે;
ચીત્ત લાગ્યો આરાસુર ધામસે, અંબે લાલીસે. ૨
સેશ મહેશ જાકો ધ્યાન ધરતહે, ભેદ બ્રહ્મા નહીં જાનીસે:
ચીત્ત લાગ્યો આરાસુર ધામસેં, અંબે લાલીસે. ૩
ક્ષણુ ચિત્ત મૈયા ચરનમેં ધારે, ઓર નહી દાસ મુનીસે;
ચીત્ત લાગ્યો આરાસુર ધામસે, અંબે લાલીસે; ૪

## ગરબી

અલબેલીરે અંબે માત, દરશણુ કરવાને, બરદાળીરે બહુચર માત. દર. ટેક,
દરશણુ દીજે કારજ સીજે, હું છું તારો દાસરે;
કરગરી કરગરીને હું કહુ છું ઘો દરશણ ઉલ્લાસ, દરસણુ દીજેરે અં ૧
અદભુત મા સીહાસન બેઠી, ઝળહળ ઝળકે જોતરે;
કમળમુખ કમળદળ લોચન,રકત અરૂણુ ઉધોત. દરશણુ અં ૨
મહી મંડળ જગતમાં સરવે, સેસ શત સુર સંસારરે,
બ્રહ્મા વિષ્ણુ ઇંદ્રિ જોગેશ્વર, લેશ ન પામે પાર. દરશણુ. અં. ૩
અદભુતરૂપ અલોકીક અંબે, મુખ શરદ શશિ ઇંદુરે;
ભાલ ભ્રગુટી વાંકી ભમ્મર, મધ્યે લળકે બીંદુ. દરશણુ અં. ૪
કેશરી તીલક છે ત્રણુશેરનું, ટીલડીનો ઝળકારરે:
કાને કુંડળ ઝાલ ઝબુકે, અરક ઇંદુ લલકાર. દરશણુ અં. ૫
ઝરકશી અંબર અંગે પેહેર્યાં, ચોળી ઝળહળ જોતરે;
રતન સિહાસન આપ બિરાજો, વિજ તણો ઉધોત. દરશણુ અં. ૬
નવસત આભ્રણુ અંગે ધરીયાં, સોળ કળા ભરપુરરે;
ખરી માત તું બાર ચારમાં ભેદશું જાણે સુર. દરશણુ. અં. ૭
અંજન રીસે નેન મેહેરનાં, વરસે અમરત ધારરે,
દાસ મુની કહે ચરણે નમું, ઉતારો ભવપાર. દરશણુ. અં. ૮

## ગરબો આનંદનો દેશી ફેર.

અંબામા દીઠી આનંદમાંજો, માના તેજ તણો નહીં પારજો. અ. ટેક.
માજી નવરાત્રિ કેરા દીનમાંજો, શુકલ અષ્ટમી આસો ગુરૂવારજો;
રથે બેસીને માજી સાંચર્યાજો, દીઠા રાજનગર મોજાર જો. અ. ૧
માયે શણુગાર સોળે ધર્યા જો, માયે પેહેર્યા તે અંબર સારજો;
નખશીખ તે શોભા ઘણીજો, તેનો કોઇ ન પામે પારજો. અ. ૨
માજી બહુચર કાળીકા સંગછે જો, રથ સારથી ભૈરવ સારજો.

પુષ્પ સુગંધ બહુ પ્રેમશુંજો, માને કંઠે અનોપમ હારજો. અ. ૩
શું જાણું ભવાની કેરા ભેદનેજો, જેને નેતી નેતી કહે વેદજો;
વીષ્ણું વિરંચી કળે નહી જો, ઇશ ન લહે કાંઇ ભેદજો અં. ૪
માજીનું વંદન બહુ મલકતુંજો, મદ મુખ ભર્યાં તંબોળજો;
તેને કીધાં તે ત્રણ સેરનાંજો, કીધી પીયળ કુંમ કુંમ સેળજો. અ. ૫
ટીલડી કપાળે ઝળકતીજો, માને સેંથે ભર્યો સિંદુરજો;
દાંતે તે રેખ જડાવનીજો, ભરી કળા તે સોળ તે ભરપુરજો. અં૬
માના રથનો ધમક ધમક વેગછેજો. અશ્વ જોડયા તે બે અમુલ્યજો:
મધ્ય નીશાયે માજી સંચર્યાંજો, તેને કોઇ ન આવે તુલ્યજો. અ. ૭
ચોસઠ જોગણી મા પુંઠે ફરેજો, ઉદો ઉદો કરે છેજેકારજો.
દીસે તે દીપક જોતશુંજો, દીસે ઝળહળને ઝળકારજો. અ. ૮
રાજનગર સોહામણુંજો, આવી પોત પોતાને ધામજો.
ચાર પદારથ ત્યાં મળેજો, ધર્મ અરથ મોક્ષને કામજો. અ. ૯
સિંહાસન બેઠી મા મદ ભરીજો, બેઠી બહુચર કાળી માતજો.
ભૈરવ અષ્ટ રહ્યાં જો, ક્ષમા ક્ષમા કરે સહું સાથજો. અ. ૧૦
છત્ર સોનાનું શીર ઢળકતું જો, ઉડે ચમર ભેરવ હાથજો.
નવદુરગા ત્યાં આવીયાંજો, બેઠાં સ્થાન આપો આપજો. અ. ૧૧
હરી હર બ્રહ્મા આવીયાં જો, મરજાદે બેઠા ભરી આપજો.
નારદ હસ્ત વેણા ગ્રહી જો, કરે વેદ તણું ત્યાં ગાનજો. અ. ૧૨
ભજે તેની અંબા જાણજો જો, ચરણે રાખી એકે મનજો.
વેદ વચન પ્રમાણજો જો. તજે કામ ક્રેધને અન્યજો. અ. ૧૪
અંબા અંબા કેહે સહુ મુખથીજો, ગાયે સહુકો માનવી જનજો.
પ્રેમે કરીને ભજે નહીંજો, તેથી માને નહીં માનું મનજો. અ. ૧૪
લગન લાગે રસ પારનેજો, ગાઇ વલ્લભ જનને જાણજો.
પ્રેમે ભજો ભવાની માતનેજો, તેનો જન્મ સફળ આવારજો. ૧૫
નૃત થાય વાજા વાગે છંદમાંજો, બેઠી મતવાલી મદપુરજો.
પુષ્પ વિમાને વરસી રહ્યાજો, ઇંદ્ર આધે આવ્યા સહુ સુરજો. અ. ૧૬
રમઝમ ઠમક નાચે અપછરાજો, ગાય ગાન છેદ ભેદ કરી માનજો.
ગાંધ્રવ હસ્ત વેણા ગ્રહીજો, વરસે અમ્રત મેઘ સમાનજો. અ. ૧૭
નીત્ય પ્રતી અખંડતા થાય છે જો, ઠમક ઠમક થેઇકારજો.
તજે પોતે આપો આપથીજો, તેતો પ્રીતે અમ્રતરસ સારજો. અ. ૧૮
તેને તે સનમુખ દેવી થાય છે જો, ચીત્ત ચરણે રાખી મનજો.

આનંદમાં તે રહે સદાજો, પ્રેમસહીત કરે ગાનજો. અ. ૧૯
એમ અખંડ રંગ દેખ્યો સદાજો; કેહે મુની બદરીનાથ આઇજો.
વડનગરો બ્રાહ્મણ ભણેજો, તેને કરૂણા છે અંબા આઇજો અ. ૨૦

## રાગ હોરી કાફી.

ખેલત હોરી ભવાની, ભરી રંગ ખેલમચોરી. ખેલત. ટેક.
ચાવત પાન ભરી પીચકારી, કેસર ગાગરઘોળી મૈયા કે.
મદભરી મૈયા ધુમ મચાઈ, અંબે બહુચર જોરી.
ખેલત મતબાલી હોરી, ખેલે હોરી ભવાની. ૨
ધામ આરાસુર ધુમ મચાઇ, નવહી નવલકીસોરી. મૈયા ન.
રમઝમ રમઝમ ઘુઘરૂ ઘમકે હમકે પાયેઘોરી.
બની સબ જોરી જોરી, ખેલે હોરીભવાની. ૨
દાસ મુની શીશ ચરણ નમાવે, કરૂં વીનંતી કરજોડી. મૈયા ક.
એ રંગ રાસ સદાહી મેં નીરખું, ઓર ન માગો તોરી.
સદા સુખ દેજે મોરી, ખેલત હોરી ભવાની. ૩

## હોરી કાફી.

ખેલે મતબાલી હોરી, હોરંગ ધુમ મચાઇ. ખેલે. ટેક.
ધુમ મચાઇ સબ સંગ આઈ, કેસર ગાગર ઘોરી માજી કે.
હાથ લીએ પીચકારી રંગસે, એક પેદારી.
ખેલે મતબાલી હોરી, હોરંગધુમ મચાઈ. ખેલે. ૧
રંગ રંગીલી સબ અબ બીની, અંબર દંત અહોરી. માજી અં.
મદભરી મતબાલી બાળા, કેસર કનક ચોરી.
ખેલે મતબાલી હોરી, હોરંગ ધુમ મચાઇ ખેલે. ૨
આનંદ અંગ અંગ મન ગંબા, રંભા રંગ રચોરી. માજી.
દાસ મુની શીશ ચરણ નમાવો રહું રંગ સંગ તોરી.
ખેલે મતબાલી હોરી, હોરંગ ધુમ મચાઇ. ૩

## ભજન સ્તુતી, રાગ હાલારી, રાવા ભગતની વાણી.

બેડો માજી બુડતો તારોરે, અંબેમા પાર ઉતારોરે. ટેક.
આ ખેપે હુતો બહુ કમાયોને, બહુ ભર્યોતો માલ.
મધ દરિયા વચ્ચે તોફાન લાગ્યું, શારે થશે હેવાલ. બેડો. ૧
ખલાશીયા તો કરે ખરખરો, મહાજુલમ મન માય;
માલ ધણી વીમાસીને બેઠો, ડોલ્યું દરિયા માંહ્ય. બેડો. ૨
મધ્ય દરિયા વચ્ચે ડોલ્યું માતાજી, વાહાણ નથી વીસરામ,

એક નામનો આશરો તમારો, કરો ભગતના કામ. બેડો. ૩
ઊંચુ જોઉં તો આભ માતાજી, નીચુ જાઊં તો નીર;
બાળા શક્તિ મારી બુમ સાંભળજો, સાજાં કરજો આ શરીર. બેડો. ૪
કુવાયુની તો લેહેરો લાગીને, વાયુ ગુટણ હાથ,
ઝાઝતણુ જોર કાંઇએ ન ચાલ્યુ, ધાઓ અંબે માત. બેડો. ૫
જગત જનુનીએ સ્તુતી સાંભળી, થયાં વાઘ ઉપર અસ્વાર;
ઝાઝ તળે જઇને ત્રિસુળ ઝાપટયું, તાર્યુ જળમાં નાભ. બેડો૦ ૬
હાથે પગેથી અંગુળ છુટયા, કહણ કર દંડા છોડ;
અવશકનની આ વેળા આવી છે, મોટે માથે છો મોડ. બેડો૦ ૭
ડુંગરીએ તો દવ લગાડયો, પુરણ કીધેલાં પાપ;
કરજોડી રાવો ભગત કહે છે મા, હોય જે ગુના કરો માફ. બેડો૦ ૮

## ગરબી. ૨ જી.

છોગાળી મા ચાચર તારોરે, દીસે જળહળતો પારોરે. ટેક.
તાલ પખાજ વેણુજંત્ર વાગે, ગુણીયેલ ગુનુજ ગાય;
માનસરોવર ઝીલતામાં ભવમાં પ્રાશ્ચિત જાય. છોગાળી૦ ૧
દેશ પરદેશથી દાખવીએ મા, મધ્યે દરિયા માંહ:
બુડતો બેડો પાર ઉતારો, અંબા ઝાલો બાંહ્ય. છોગાળી૦ ૨
આંધળા લુલા ને બોબડાં મા, દુઃખિયાનાં દુઃખ જાય;
વાંઝીયાને વીસવાસ આપો મા, નારીનો નર થાય. છોગાળી૦ ૩
વરણુવ કેઈ પેરે વર્ણવું મા, કોને કઇ પેરે ગાઊં.
ભોળી ભવાનીને ભામણે મા, હું ભવોભવ જાઊં. છોગાળી૦ ૪
ભાવે કરી લેઉં ભામણાં મા, લળી લળી લાગું પાય.
કરજોડી રાવો ભગત કહે છે, સદાય રહેજો સાહ. છોગાળી૦ ૫

## ગરબી ત્રીજી.

નયણે નરખો નરને નારીરે, અંબામાની શોભા સારીરે. ટેક.
કુંદન મા તોરે ભાલે હુતાં, ગાડી ઘોડા બહુ સાર;
ભાઉડાં ઢાડી પવાઇ ફરે છે, અંબાજ્યને દરબાર. નયણે૦ ૧
વાજીંત્ર છત્રીસે વાજે, ઝાંઝરનો ઝમકાર;
અવછરા ઓછવ કરે છે, અંબાજ્યને દરબાર. નયણે૦ ૨
ઊંચુ દેવળ માનુ અજબ જરૂખા, જાળીયાંનો નહીંપાર;
જરી પતાકા ઝુકી રહ્યાં છે, અંબાજ્યને દરબાર. નયણે. ૩
ઇંદ્રપુરીનો આકાર સરવે, તેજ તણો નહીંપાર.

દુઃખીઆના દારીદ્ર ભાગે, અંબાબ્યને દરબાર. નયણે૦ ૪
ઘર કોઠાર ને હવેલીઓ મા, ધરમશાળાઓ અપાર;
કર જોડી રાવો ભગત કહેછે, અંબાબ્યને દરબાર. નયણે. ૫

## ગરબી દેશી ફેર.

અબા જોયાની આડીરે, નિરખુ મોરી માડી. એ રાગ.
અલબેલી અંબેમાતરે, સુણો અરજ હમારી. ટેક.
પેરણ પિતાંબર શોભિતાં માને ચુંદડી દીસેછે સારીરે. સુણો૦ ૧
કલ્લાં કાંબીને વીંછુવા શોભે ઝાંઝરની ગત ન્યારીરે. સુણો૦ ૨
બાંહે બાજુબંધ શોભે માને, સોનાના ચુડલા વાળીરે. સુણો૦ ૩
નાકના મોતીને જળહળ નીરજ જોતે, ટીલડી આનંદકારીરે. સુણો૦ ૪
કરજોડી રાવો ભગત કહેછે, માનાં વારણાં લઉ વારીરે. સુણો૦ ૫

---

અલબેલી અંબે માતરે, ચાલો જોવાને જઇએ. ટેક
માન સરોવર માજીનું માતમ, નીરમળ નીરજ માંહેરે. ચાલો. ૧
દુઃખીયાના માજી દુઃખજ ભાગ્યાં, સદાય સુખીયાં થઇએરે. ચાલો. ૨
દુધ પુરી મા આપે દયાળી, મોજે માજી પાખીએરે. ચાલો. ૩
અંબા બહુચર સદા આનંદમાં, માનો પાલવ સાહીએરે. ચાલો. ૪
કરજોડી રાવો ભગત કેહેછે, માના હરખે ગુણ ગાઇએરે ચાલો. ૫

---

અલબેલી અંબે માતરે, મા રમવાને આવો. ટેક
ચાચર ચોક સોહામણુંરે, માનો મોતીડે ચોક પુરાવોરે. મા રમ ૧.
જળહળ જોત તે મંદીર માના, ચાચર દીપ મુકાવોરે. મા રમ ૨.
ઢોલ દદામા દુદંભી વાજે, તાલ મ્રદંગ મંગાવોરે. મા રમ. ૩
સેવક ઉભા અરજ કરેછે, ભગત જનને લાડ લડાવોરે. મા રમ. ૪
કરજોડી રાવો ભગત કહેછે, માના હરખે ગુણ ગવડાવોરે. મા રમ. ૫

---

સમરતાં સુખ પામીયે, આરાસુરની રાએ.
સવારે આરાસુરીને સમરૂ, મેહેર કરો મહમાયરે. આરા. ૧
બપોરે બહુચરાજી સમરૂ, દુઃખ દારિદ્ર જાયરે. આરા. ૨
ત્રિજે પોરે ત્રિપુરાને સમરૂ, બુડતાં સાહે બાંહ્યરે. આરા. ૩
સંધ્યાયે આદ્ય શક્તિને સમરૂં, કાયા કોમળ થાયરે. આરા. ૪
કરજોડી રાવો ભગત કેહેછે, સદાયે રેહેજો સાહ્યરે. આરા. ૫

# લખીયા કવીની વાણી.

## ગરબો.

ત્યાં મન મોહ્યું માતા અંબાજી.
પ્રાતસકાળે અંબા આંગણે, છોકરાં ચારેરે ગાય;
સુરીનર મુનીવર અંબા ભણે, દીઠે દુરમત જાય. ત્યાં મન. ૧
મધ્યાનેરે નારાયણી, કન્યા તારૂં સ્વરૂપ;
તેજે ત્રિભોવન મોહી રહ્યા, મોહ્યા પ્રજાને ભુપ. ત્યાં મન. ૨
સંધ્યા કાળેરે શીવજી, વિષ્નુ બ્રહ્મા રહે પાસ.
કરજોડી ઉમીયાજીને કહે, પુરજો વિશ્વ આસ. ત્યાં મન. ૩
પહેલી પુજા બ્રહ્મા કરે, કુમકુમ કેસર કપુર;
અગર ઉલટે ત્યાં અતિ ઘણા, એવાં છો ચતુર. ત્યાં મન. ૪
એક વિમળ હુતોરે વાણિયો, બાપે મેલ્યોરે બાળ;
માતો પીયર વરત્યા કરે, મામો કરેરે રખવાળ. ત્યાં મન ૫
વરસ બારનો વીમળ થયો, મામે મેલ્યોરે નિશાળ;
ભણતાં ગણતાં કાંઇનવ આવડ્યું, કીધો ગાયનો ગોવાળ. ત્યાં મન. ૬
ગાયો ચારતાં જ્ઞાન થયું, આવ્યો આદ્યને દરબાર;
પાતીક સઘળાં પ્રલે થયાં વાધ્યો પુન્ય પરિવાર. ત્યાં મન, ૭
વરસ પાંચમે અંબાજી પ્રસન, થયા મેલી પ્રગળ મન્ન.
આદ્યએ વધાર્યો વિમળ વાણીયો, આપ્યું ધન આનંદ. ત્યાં મન. ૮
સમરથ આપી મા ખામી નહી, બોહોળો પ્રબળ પરિવાર;
હસ્તી ઝુલે આંગણે ઘોડા ઝુલે ઘમસાણ. ત્યાં મન. ૯
સીંહ વાહને અંબાજી ચડ્યાં, આપે વિમળ વીસ્તાર;
તરકસ બાંધ્યા ત્રિભોવની, નીભાવો સરવે સંસાર. ત્યાં મન. ૧૦
દળ દેસાવર લઇ ચાલીયો, જાણે નદીયોનું પુર;
રાજાઓ લાવે બહુ ભેટણાં, માણેક મોતી અમુલ્ય. ત્યાં મન. ૧૧
રોમના રાજાને જીતીયો, રાણીયો લાગેરે પાય;
રાજા સ્ત્રીનુ રૂપ ધરી, વધાવે વીમળ રાય. ત્યાં મન. ૧૨
જુગ જીતીને વીમળ આવીયો, આવ્યો આદ્યને દરબાર;
જે માગ્યું તે માયે આપીયું, કરો દેહેરાં પસાય. ત્યાં મન. ૧૩
અંબા આબુધડ સંચર્યાં જયાંહાંછે અચળેશ્વર રાય;
દેહેરાં દેવ દીપાવીયાં, નામે વીમળ રાય. ત્યાં મન. ૧૪
અંબાએ અનુચર મોકલ્યો, જઈ પુછો વિમળ રાય;

ડેહેરાં કઇ પેરે નીપજ્યાં, નિપજ્યાં ગુરૂ પ્રતાપ. ત્યાં મન. ૧૫
ત્યાંહાં મન વિમળ અભિમાને ચડયો, રાજ મદ અપાર;
અંબામાને વીસારીયાં, સોસી લીધો તતકાળ. ત્યાં મન. ૧૬
હસ્તી હીંચતા ઉડીગયા, ફુલ્યો પ્રબળ પરીવાર;
અગની પ્રજાળી ત્યાં અતિ ઘણી, લાગી ઘોડા ઘમશાણ. ત્યાં મન. ૧૭
કરજોડી વિમળ વીનવે, ડેહેરાં રાખો મોરી માય;
હું પાપી પ્રલ્લે થયો, અગનિ ચોદેશ જાય. ત્યાં મન. ૧૮
અંબામા બેઠાં સિંહાસને, આવ્યો વિમળ રાંક;
પ્રસન થઈ અંબા ઓચરે, રેહેશે ડેરાંરે પાંચ. ત્યાં મન. ૧૯
કાલો ઘેલોને કીકલો, લેશે અંબાનું નામ;
સમરથ સાથે તેને કરે, આપે અવિચળ ઠામ. ત્યાં મન. ૨૦
ડાહ્યા ડમરાની હું નહી, કાલાઘેલાની માત;
કેહે લખિયોરે હું પાતકી, દરશણ દો મોરી માત. ત્યાં મન. ૨૧

## સદાશીવની વાણી.

### ગરબી.

જોજે આરાસુરની રાણીરે મા ઉદો ઉદો,
જોજે સનખલપુરની રાણીરે મા ઉદો ઉદો;
તુને વેદે વખાણીરે મા ઉદો ઉદો. ૧
તુતો ચૌદ ભોવનની માતરે મા ઉદો ઉદો;
સેવે વિષ્નુ ને વિધાતારે મા ઉદો ઉદો. ૨
દૈત્યે મહાતપ કીધાંરે મા ઉદો ઉદો;
થાનક દેવ દેરાં લીધાંરે મા ઉદો ઉદો. ૩
માયે રૂધીર તેનાં પીધાંરે મા ઉદો ઉદો.
કારજ ભકત કેરાં સીધ્યાંરે મા ઉદો ઉદો. ૪
દૈત્ય સુરજને સંતાપેરે મા ઉદો ઉદો;
વિપ્ર ત્રણ કાળ જાપેરે મા ઉદો ઉદો. ૫
અંજળી ભરી ઉદક આપેરે મા ઉદો ઉદો;
તેથી દૈત્ય ન વ્યાપેરે મા ઉદો ઉદો ૬
રૂક્ષમણી અંબીકા પુજવા ચાલીરે મા ઉદો ઉદો;
રૂક્ષમૈયો લાવે ઝાલીરે મા ઉદો ઉદો ૭
રૂક્ષમણીએ કીધી શેવારે મા ઉદો ઉદો;
પુજા લાવી બહુ વિધ મેવારે મા ઉદો ઉદો. ૮

શીશુપાળ આવ્યોં લેવારે મા ઉદો ઉદો;
ત્યારે આવી તમને કેહેવારે મા ઉદો ઉદો. ૯
હવે શા પેર થાશેરે મા ઉદો ઉદો;
શિશુપાળ લઈ જાશેરે મા ઉદો ઉદો; ૧૦
તેતો મુજને કેંમ વાશેરે મા ઉદો ઉદો;
ત્યાં બરદ તમારૂ જાશેરે મા ઉદો ઉદો. ૧૧
જગત જનુની કેવાસોરે મા ઉદો ઉદો.
એવુ કહીને પાયે લાગેરે મા ઉદો ઉદો; ૧૨
મનમાં કૃષ્ણ વર માગેરે મા ઉદો ઉદો.
પુંજી બહાર આવી બાળીરે મા ઉદો ઉદો. ૧૩
કૃષ્ણ લાવ્યા રથ વાળીરે મા ઉદો ઉદો.
તેતો પુરી અશા માહારીરે મા ઉદો ઉદો. ૧૪
બલીહારી માતા તારીરે મા ઉદો ઉદો;
રૂક્ષમણી લઇ ચાલ્યા મોરારીરે મા ઉદો ઉદો. ૧૫
પુરૂશ કામથકી ગયારે મા ઉદો ઉદો;
તેના ઉપર કીધી મયારે મા ઉદો ઉદો. ૧૬
તેતો સ્ત્રીરુપ થયાંરે મા ઉદો ઉદો;
પાયે લાગી ઘેર ગયાંરે મા ઉદો ઉદો. ૧૭
સ્વર્ગ મૃત્યુ ને પાતાળરે મા ઉદો ઉદો;
તેને બહુચરનો આધારરે મા ઉદો ઉદો. ૧૮
અબામાની મોટી આશરે મા ઉદો ઉદો;
નાગે લીલ વિલાશરે મા ઉદો ઉદો. ૧૯
છો સેવકને પાસરે મા ઉદો ઉદો;
સદાશીવ તમારો દાસરે મા ઉદો ઉદો. ૨૦

## પ્રાગરાજની વાણી રાગ ભૈરવની દેશી.

તખ્તપર બીરાજે, નગારી નાદ બાજે. ટેક
ચાચર બીરાજે, સદા મંડપ બીરાજે.
છત્ર સોનાનું મારી અંબીકાને છાજેરે મા તખ્તપર ૧
યોગણી સર્વ જેજે કરે, મંગળ શુભ ગાવે;
મતબાલી મા અંબીકાને, ભરી પ્યાલા પિલાવેરે. માતખ્તપર. ૨
તોરે દરબાર સદા રાગ રંગ હો રહે.
સુરીનર મુનીવર મોહે, અબા તોયેરે. મા તખ્તપર. ૩
મૈયા મુજ મેહેર કરો, પુરો મનની આશરે;
ભક્ત કેરી સાહ્ય કરો, પ્રાગ તોરો દાસરે. મા તખ્તપર. ૪

# કવી રેવાશંકરની વાણી.

## માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે એ રાગ.

અંબા અલબેલી રમવાને જમવા આવીયાં. ટેક.
હુંતો પ્રેમ ધરીને પ્રીતે લાગું પાય, પાવાગડવાળી બહુચર બાળીને લાવીયાં બીજી એનો ચાર મળીને આવીયાં ત્યાંહ. અંબા અ. ૧
માવડી પાવડીએ ચડી આવી સુંદર ચાલને, ઝણણણ ઝણણણ વાજે ઝાંઝરનો ઝમકાર, આવ્યા જાણી જાવું વારી અંબેલાલને;
અમર ઓપીત ઉજવળ શોભિતા શણગાર, અંબા અ. ૨
આવી સુંદર સીંહાસનપર બેઠી સુંદરી, પુજા કરી કુમકુમ કેસર કપુર; થાળ સમે સેવામાં સાનગ્રી સર્વે ધરી, કનક કચોળે મદ આનંદ કર્યો ભરપુર. અંબા અ. ૩
મંડપ મોરગડે છાયો વિધ વિધ શોભા કહું, ચંદન અગર તગર મળીયાગર દીપક ધુપક શોભે નૌતમ તેની શોભા તે શી કહું,
મધ્યે મા મતવાલી અંબા બાળ સ્વરૂપ, અંબા અ. ૪
ગંગાજળની ઝારી વારી ભરી હીરે જડી,પાસે ઢાળ્યાં સોના બાજઠીયાને પાટ; આસનથી આવીને બેઠાં અંબે માવડી, મુકયું ટાટ ભરી કરી જે અવલોકી ઘાટ, અંબા અ. ૫
ખારૂં ખાટું મીઠું દીઠું તે સર્વે સહી, ગળ્યું તળ્યું તીખું તાવેલું પય પકવાન, મેવા તેવા શાક પાક સૌ આરોગી રહી માજી નામે નવ દુર્ગા ભગવતીને ભગવાન, અંબા અ. ૬
પુરણ તૃપ્ત થઇ ઉઠયાં તે મંડળ માંહેથી, તેજના તેવા મુખ કર્યા છે તંબોળ; માયે બેહેક બરાસે બીડી લીધી પાનની, ચાવે ભાવે મા મુખ દીસે રાતુંચોળ. અંબા. અ. ૭
આરતી ભરી આરતી કરી જાવું વારણે, ઘણણણ ઘંટા વાજે ઘડી યાળી અમુલ્ય, આવ્યા દેવ દરશણ કરવાને કારણે,
ઉદો કહી વરસાવે આકાશથી ફુલ. અંબા. અ. ૮
કરગરી એમ રેવાશંકર પાગે લાગીયો, પરખી હરખી નરખી નજરે માન્યું મન મરણ જનમ જંજાળ તણો ભે ભાગીયો, જેજેકાર થયો ધન ધન આજુનો દીન. અંબા. અ. ૯

# ઉજમની વાણી.

## સંકટ વખત ગાવાનું ગીત.

રાગ કાફી.

આવી ધારણ દીજેરે, ઘોરામકવાળી;
કૃપા તમે કરજોરે, પાવાગડથી મહાકાળી. ટેક.

ધોળાગઢમાં વાસ તમારો, જાણે સકળ મુની ઠામ.
દૈતચરી સનખલપુર આવ્યાં મા, પડયુ બહુચરા નામ;
નામે નર તાર્યારે, મારી મા મતબાલી, આવી ધારણ. ૧
હું અજ્ઞાની દાસ તમારો, આવી સધારોને કાજ;
શેવકજન શરણાંગત આવ્યો મા, તેની રાખીએ લાજ;
લાજ કોણ રાખેરે, મારી મા મતબાલી. આવી ધારણ. ૨
અવર બીજા કોને જૈ જાચીએ, અમો અજાચક જાત;
હો દેવી દાતાર દયા કરોને મા, પાગે લાગુંછું મોરી માત;
માત હમારીરે, પાંગળાને લ્યો પાળી આવી ધારણ. ૩
કાલાવાલા આઇ તમને કરૂં છું, વળી વળી નામું શીશ.
કરજોડી ઉજમ એમ કેહે છે મા, રખે ચડાવતાં રીસ;
રીસ રખે ચડતીરે, મારી મા મતબાલી, આવી ધારણ. ૪

## બજીયા પવાઇની વાણી.

### ગરબી.

અલબેલીરે અંબે માત, જોવાને જઇએ;
બરદાળીરે બહુચર માત, જોવાને જઇએ. ટેક.
જોવા જઇએ મા સુખીયાં થઇએ આરાસુરમાં રહીએરે;
આપ આપણા મનની અવલેખા, અંબે આગળ કહીએ. જો. ૧
આરાસુરમાં અંબા બિરાજે, પાવાગ્રડ મહાકાળીરે;
દક્ષીણમાં તુળજા ભવાની, ચુવાળ બહુચર બાળી. જો. અ.
માને પારે હવન થાયને, ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે ત્યાં, માનુની મંગળ ગાય જો. અ. ૩
આંધળાને આંખજ આપે, પાંગળાને પાયરે;
નિરધનીયાને ધનજ આપે, આપે પદારથ ચાર. જો. અ. ૪
માને પારે જેકોઇ આવે, તેની પુરે આશરે;
કરજોડી કહે બજીઓ પાવઇ, હું છું તારો દાસ જો. અ. ૫

## મહાનંદની વાણી

### ગરબી.

અંબાસે કામહેરે, બોલો સબ મતવાલે અંબારે;
અંબાસે કામહેરે, હજી મૈયાસે કામહેરે. ટેક.
દાંતોક ડુંગર ભારી, ચાચરકી શોભા ન્યારી;
માએ પેહેરી ચુંદડી સારીરે. અંબાસે.

દુર ડુંગર મૈયાબિરાજે, છત્ર સોનાનું શીર છાજે;
મૈયા આસન બેઠી ગાજેરે. અંબાસે. ૨
સંઘવી સંઘ લેકર આવે, મન ગમતે ભોજન પાવે;
મૈયા રંગભેર રાસ રમાવેરે. અંબાસે. ૩
સુદ આઠમ રાણાજી આવે મન ગમતો પુજાપો લાવે;
નામે જાલમસિંઘજી કાહાવેરે. અંબાસે. ૪
કર જોડકે માહાનંદ ગાવે, દુરસે લગત તોરે પાયે;
રહો મૈયા મેરેપર સાહેરે અંબાસે. ૫

## પીતાંબરની વાણી.

### સંકટનો ગરબો.

આવને વેલીરે, અંબા તું આવને વેલી;
દુઃખ પડયું તારા દાસને, અંબા આવને વેલી. ટેક.
દુઃખ પડયું તારા દાસને, તું વેહેલી થાજે વાહાર;
માહારાં પાપ નિવારજે, મુજ નોધારા આધાર. અંબા. ૧
માથે શતરૂ થઇને લાગ્યા, લેવા બેઠા જીવ;
માહારે માથે સમરથ તું છે, ભાગજે વેહેલી ભીડ. અંબા. ૨
સાચો ભરૂંસો માજી તારો, દુનીયાં આળપંપાળ;
કષ્ટ પડયું તારા દાસને, તું વહેલી કર સંભાળ. અંબા. ૩
કાલાવાલા ક્રોડ કરૂં છું, સાંભળ મોરી માત;
તું દાંતાના ડુંગરવાળી, પુર હમારી આશ. અંબા. ૪
ધોળકેથી અમો ચાલી આવ્યા, આવ્યા અમદાવાદ;
આદિતવારે અદાલત બંધી, કેદમાં કીધો વાસ. અંબા. ૫
સુખીયાનાં તમો સંગી છો મા, દુઃખના ભાંગણ હાર;
હાથેથી કડીઓ તોડાવી, બારસને સોમવાર. અંબા. ૬
અંત્રીક્ષથી ઉંચકી લીધો, આરાસુરમાંહે;
સંગ પહેલાં માએ દરસણ દીધાં, પ્રસન્ન થઇ તું ત્યાંહ. અંબા. ૭
આરાસુરમાં આપ બીરાજો, દક્ષીણમાં ખોડીયાળ;
પુરવમાં અજાઈ બીરાજે, સામા બટુક કાળ. અંબા. ૮
સામો ગબડ ગોખ પાછળ, કોટેશ્વર કઇલાસ;
મોટા મોટા જોગી રહે છે, સરસ્વતીનો વાસ. અંબા. ૯
ચાચર ગણપતિ બીરાજે, સામા શંભુ દેવ;
વેહેરાઇ માતા બેઠાં પોતે, કરતા તેની શેવ. અંબા. ૧૦
કર જળ લોટો લઇ જઇને માત સરોવર નાય;

જનમ જનમનાં પ્રાશ્ચિત જાશે, કાયાનીરમળ થાય. અંબા. ૧૧
જોડી હમારી ખાંડી થઇ તું, એડે સમરથ સહાય;
અડધી રાતની નોબત વાગી, ઉઠી આવ્યો આંય. અંબા. ૧૨
દાંતા કેરે ડુંગરે માજી, મોટો તારો વાસ;
કરજોડી વારે વારે કહેછે, કહેછે તારો દાસ. અંબા ૧૩
સંવત અઢાર ને બારીએ, કૃષ્ણપક્ષ શ્રાવણ માસ;
પીતાંબર તો પ્રીતે ગાયે, અંબા પુરે આશ. અંબા ૧૪

## રાગ પરજ.

શંકર ભોળા દાસ તમારોરે, માહા દુઃખમાંથી ઉગારોરે; ટેક.
આજ સુધી આડું અવળું ચાલ્યો ન મારગ એક;
આશરો એક તમારો કર્યો છે, રાખો શેવકનો ટેક. શંકર. ૧
બીજું ત્રીજું હું કાંઇ નવ જાણું, જાણું તમારૂ નામ;
જપતપ કે પુનદાનજ કરતા, નથી પાસે વળી દામ. શંકર ૨
ભણ્યો ગણ્યો નથી વેદ કે વીદ્યા, લીધી તમારી દીક્ષાય;
આરાધું હુંતો ચરણ તમારાં, તરત કરોને સહાય. શંકર. ૩
મારે માથે દુઃખ આવી પડ્યું, અણચીંતવ્યું અશંખ;
ફોકટ ફાંસમાં હું ફસાયો, રંગમાં પડી ગયોભંગ. શંકર. ૪
શેવક જાણી સહાય કરોરે, છો તમે દીનદયાળ;
આ અવસર માહારે સંકટનોછે, બાકુ આવ્યું છે આળ. શંકર. ૫
બાણાસુરની બાંહજ ઝાલી, વિષ્ણુને આપ્યું વરદાન;
દશરથ સુતનું દુઃખ નીવાર્યું, ભોળા તમે ભગવાન. શંકર. ૬
ત્રીપુરાસુરનો અંત આણીને, દેવનું ટાળ્યુ દુઃખ;
દેવપ્રી મહાદેવ તમે છો, શેવકને દ્યો સુખ. શંકર ૭
આ વેળા તો અંસમાં જેવી, ભાસે મુજને ભયંકાર;
દુઃખરૂપી દરિયામાં બુડતાં, ઉગારો આવાર. શંકર. ૮
કાલાવાલા કરી કરગરૂ ક્યારનો, અંતર આણી વહાલ;
દુઃખ આ માહરૂં દૂર કરોરે, કરજોડી કહે ખુશાલ. શંકર. ૯

# ફુલજી બારોટની.

## ગરબી.

લટકાળોરે ગીરધારી. એ રાગ.

આરાસુરમાં બીરાજે અંબા. ટેક.
ભવ તારણ તું આદ ભવાની, જગત કરતા જુગત અંબારે. આ. ૧
સિંહ અસવારી ત્રિશુળ સજાવટ, દહીત દહની જુગત અંબારે. આ. ૨

જ્યાં જ્યાં ભીડ પડે ભગતોને. ત્યાં રખવાલી જુગત અંબારે આ. ૩
ચઉદ ભોવન માજી ઘટ ઘટ વ્યાપી, જોયે તું જુગત અંબારે. આ. ૪
મુક્તિ આધાર છે દેવી મંમાયા, તારણી જગત જુગત અંબારે. આ. ૫
કરજોડીને ફુલજી કહતહે, તારો આધાર જુગત અંબારે. આરાસુર. ૬

## ગરબી ઉપર પ્રમાણે.

ડુંગરમાં દેવી વસીયાં, માતો ચારેખુંટ મહિમા રચિઓરે. ડુંગરમાં ટેક
ખડગ ત્રિશુળ માને હાથ બિરાજે, સિંહ સ્વારી માજી સજીયાંરે. ડું. ૧
હવન થાયને મંગળ ગાવે, મંડપ રચના રચીયાંરે. ડું. ૨
દેશ દેશકે સંગ જાત્રાળુ, દરશણ કારણ આવે ધસીયાંરે. ડું. ૩
નાગર નીત્ય પ્રૈત્ય નરત કરત હે, અંબે આગે નાચ નચીયાંરે. ડું. ૪
ગરૂડ સવારી મૈયા ગબર જાતાં, આગે ભૈરવ રંગ રસીયારે. ડું. ૫
ચાચર ફરીનારી ગરબા ગાએ, કુમ કુમ રચી મૈયા મચીયાંરે. ડું. ૬
કનક કળસ માને દેવળ શોભે, ધજા ફરૂકે જરકસીયાંરે. ડું. ૭
દીપક જોત અહોનિશ દીપે, હીરા રતને જગમગીયાંરે. ડું. ૮
દરશણ જુગતઅંબાનાં કરતાં દુખ દાળીદર સબ ખસીયાંરે. ડું. ૯
કરજોડી જસદાસ કહતહે, અંબે અલબેલી રંગ રસીયાંરે. ડુંગર. ૧૦

# આતમારામ કવિની વાણી.

## ગરબી.

અલબેલી મા. હેત ધરી ઘેર આવોરે હેડાં હીસે.
બરદાળી મા, મુખડાંની બલહારીરે. દરશણ દીજે. ટેક.
પ્રથમ ગણપતિનું રહશણ કરવું, માને પારે આવી ચાચર ફરવું;
ધ્યાન અંબામાજીનું ધરવું, અલબેલી મા. ૧
માની જાળીયે રહી મુખડું જોતાં, દુનિયામાં રહી ફરવું ખોટાં;
તારા નામ તણા મહિમા મોટા. અલબેલી મા. ૨
માજી માનસરોવર નાહીને, જઇ કરીરે અરજ અજાઇને;
રહ્યે ગરબે ગાવા ચાહીને, અલબેલી મા ૩
માના મંડપ ગરબોગાઈને સ્નેહ રાખ્યોછે સત સાહીને;
માહારે ભજવું અંબા આઇને. અલબેલી મા ૪
માના ડુંગરમાં ડંકો વાગે, તેનો શબ્દ ગગનમાં બહુ ગાજે;
માને છત્ર સોનાનું શિર છાજે. અલબેલી મા. ૫

માનુ મુખડું જોઈ મનમાં હરખું, માજી દરશણ દો નયણે નિરખું.
મારે બીજું નથી કોઈ તમ સરખું. અલબેલી મા ૬
ચાચર ફરતા ગરબો ગાતી, હોડી ચુંદડીઓ રંગ રાતી;
જોગણીઓ મળી સહુ મદમાતી. અલબેલી મા. ૭
માયે ચંડ મુંડ નાંખ્યા ચોળી, માર્યો રકત બીજ રણમાં રોળી;
બ્રહ્માદીક મુનીજન કહે ભોળી. અલબેલી મા. ૮
ગરબો ગાતાં પાડે તાળી, પાવાગઢથી આવ્યાં કાળી;
બોલાવો અંબા બહુચર બાળી. અલબેલી મા.
ચાચર પુજા કરવા આવો, મારી માજી તણા હુકમ લાવો;
પાલવ જઇ અંબાનો સાહો. અલબેલી મા. ૧૦
કરજોડી કહુ કૃપા કીજે, આત્મારામ કેહે માનુ નામ લીજે;
તારા શેવકને સરપાવ દીજે, અલબેલી મા. ૧૧

## ગરબી દેશી ફેર.

અંબા આણંદી આણંદી, રહુ ચરણ કમળપર વંદી. બહુચર બહુ રંગી બહુ રંગી. ગાને બટુક ભૈરવ સંગી. અંબા આણંદી આણંદી. ટેક
મા શાવણ મહીનો આવે સરવેના મનમાં ભાવે;
ઇચ્છા હોય તે પારે આવે અંબા આ. ૧
પુંઠે માન સરોવર આરો, ત્યાંતો સંઘ ભરાગો સારો;
નાહે સફળ થયો જનમારો. અંબા આ. ૨
ડાબે ગણપતી કેરો વાસે, શુધ બુધ છે પાસે;
કીરપા કરી રાખો પાસે. અંબા આ. ૩
જમણી બાજુએ જઇએ, વેહેરાઈ શીવ ત્યાં સોહીએ;
દરસણથી દુ:ખડાં ખોઇએ. અંબાં આ. ૪
સામા ગોખમાં જોત બીરાજે પૃથ્વીથી ગજ દોડ છાજે;
આણંદ કરો વીધ વીધ આજે. અંબા આ. ૫
માને લુસેછે રૂમાવ અંગે, છે વીશદીનદરશણનો સંગે;
તેનું દીલકદી કદી ના હોય ભંગે. અંબા આ. ૬
માને પેરણ ચુંદડીને ચીર, સામી ચાચર વાવ્યતણી તીર;
સરવે લેછે વારણા થીર. અંબા આ. ૭
માને કોટે એકાવન હાર, તુશી તરસથીયાનું સાર;
આભુષણનો નહી પાર. અંબા આ. ૮
માને કાને ઝાલર જોઇએ, લેલાટે ટીલડી સોહીયે,
ભ્રગુટીનાં મનડાં મોહીએ. અંબા આ. ૯

માને જડાવ ચુડલો ખળકે, વદન ચંદ્ર સરખુ ઝળકે,
બાજુબંધ બેરીયાં લળકે. અંબા આ. ૧૦
માને કક્ષાં કાંબી ઠમકે, ઉપર ઝાંઝરીયો બહુ ઝમકે;
ગોફણો ગુચરીએ ઘમકે. અંબા આ. ૧૧
માને વિધ વિધ થાળો આવે, મેવા સમસ્ત સહુ લાવે;
તેતો અંબાને મન ભાવે. અંબ આ. ૧૨
માની અકળકળા છે ભારી, નવ કળે મુનીવર નારી
મેહેર કરો મા હમારી. અંબા આ. ૧૩
મા જુગજુગની તું માયા હરિહર બ્રહ્મા પાર નવ પામ્યા;
મહાદેવ સમસ્ત ઉપર છાંયા, અંબા આ. ૧૪
મા શુંભ નિશુંભ તેં માર્યા, મહુકૈટભને વિડર્યા;
ઋષિ મારકંડને તાર્યા, અંબા આ. ૧૫
ચાચરની શોભા થાયે, ત્યાં ગરબાની ધુમ મચાયે;
ચોસઠ જોગણીઓ ગાયે. અંબા આ. ૧૬
મા આબુગઢની રાણી, શુદ્ધ સાચી આપે વાણી;
વાઘના છે અમ્રત પાણી. અંબા આ. ૧૭
ચાચરની જુંવો પેર, ત્યાં અંબામાની લેહેર;
ઉત્તમરામ ઉપર કરો મેહેર, અંબા આ. ૧૮
સંવત ઓગણીસ ઓગણીસનીસાલે, શ્રાવણ કૃષ્ણ નોમ રવિવારે;
ગરબો કર્યો નિરધારરે, અંબા આ. ૧૯
એક ચીતે ગરબો ગાયે, તેને અંબામા છે સાહે;
તેના ભવનાં બંધન જાયે, અંબા આ. ૨૦

## કષ્ટ હરણનો ગરબો.

જેજે અંબે ઇશ્વરી માતરે, પાય શીર નામુરે;
ક્રીપા કરો તે જાણી અનાથ, વાણી શેભ પામુરે. ૧
તુંછે અખંડ એકાએકરે, ભકત જક્ત પાળેરે;
ધર્યાં રૂપ તે અવની અનેક પ્રસિધ કળિકાળેરે.
મહી મંડળ નવખંડ તુજ પંડેરે વ્યાપીકછો આદરે;
તારૂં પ્રાક્રમ સદા પ્રચંડ સેવક સુંખદાઇરે.
સ્થાવર જંગમ સકળ તુજ વાસરે, કહે કુણ સુખેરે;
નહી સેસ લહે નર લવલેશ બ્રમ ગીરા મુકેરે.
મા કાલાવાલા કરી ગુણ ગાઉરે, પસાયતું માતારે;
અહોનીશદીન એહ ચાઉ, કરો તે શુખ શાતારે.

તુંછે સુર સેસનુર ભરપુરરે પુર નીર માંહીરે;
જીવજંત પંચ તંતમાં ચતુર, ધુપ તુહી છાંયરે. ૬
વેદ ચાર તું અઢાર રતિ ભારરે, બાર મેવ કાવેરે;
સરવે સાતું અઢાર ચંદ્ર તાર, પાર નહી પાવેરે. ૭
તુંહી મછ તુંહી કછ છે પ્રત્યક્ષરે, આક્ષ થંભકારીરે
રૂપ ધુરી અપાર વેલી બક્ષ, મોર છે ધારીરે. ૮
ફરશુરામ બારાહ નામરે, વામન બુધ બાળારે.
નીચ કલંકી તુંહી બહુ નામરે, ધારે સુદ્ધ મેલારે. ૯
તુંછે સેસ તું માહેશ તું ગણેશરે, દશ દીગપાળરે;
સુર મુની કાહાવે સુર સેસ, બ્રહ્મ તુંહી બાળરે. ૧૦
સહસ્ત્ર અઠયાશી કેડે ક્ષત્રી રાયરે, સત્ય મુની માંહરે;
કોટી તેત્રીસ કહે દેવતાય, તાત તુંહી માયરે. ૧૧
નીધી સાત છે વીખ્યાત એ અઘાતરે, દીસેછે સારરે;
અનોપમ ઘાટ અતીસે માત, રૂપ છે તાહેરે. ૧૨
રામા રંભસુધા કુંભ કલ્પવ્રક્ષરે ધન નવ દુગારે;
ગજઅશ્વ ધેનું પ્રતક્ષ શંખ દક્ષણાયરે. ૧૩
વીણ અંબુજ મુક્તા પરવાળરે, પંના મુખ સાજેરે;
હીરા માણેક મોતી રસાળ, તુંજ છબી છાજેરે. ૧૪
ખરદુષણ મહુકીટ જેહરે, ત્રીપુર મહીસાસુરરે;
કહે દુંદભી બગાસુર તેહ, વળી તે બળપુરરે. ૧૫
જાંબુવંત હનુંમંત નળ નીલરે, પાષાણ જેણે તાર્યારે;
કહુ અંગદ સુગ્રીવ બળસીલ, અસુર બહુ સંહાર્યારે. ૧૬
રામ અનુજ ભારે સીતા હરણરે, વિભીક્ષણ રૂપેરે;
ઇંદ્રજીત કહુ કુંભ કરણ, નિસીચર ભુપરે, ૧૭
એ રૂપ સરવે ભમાયરે, તુજ તણાં કહાવેરે;
તું વિનાનું જગત માંહી, કોઇ ન સોહાવેરે. ૧૮
પાંડુરાય સુત કોય પંચમાયરે, કરણ જુધવંતરે;
દ્રુપદી લઇ થીર થાય, માહા સુભ સતરે. ૧૯
વૈદેહી સાવત્રી નારરે, ગીરા ગીરજાયરે;
સુદ્ધબુદ્ધ રીધ તું આધાર, સ્તુતી તે સદા ગાયરે. ૨૦
સુલોચના મનોતીર જેહરે, તર્યા હુતાશરે;
રૂક્ષમણી સતભામા એહ, રૂપ રાધિકાયરે. ૨૧
સતિ રાણી કૌશલ્યા કેકઇરે; સુંભદ્રા સારીરે;
અણુસુયા ખડિતા કહાઇ, કહેતે રાશી બારરે. ૨૨

કહે ચોસઠ જોગણી દુર ગાયરે, નક્ષત્ર વીસ સાતરે;
રજો સતો તમોગુણ ગાય, વીવીધ કેહે વાતરે ૨૩
સ્યામ દામ કેહે ડંડ ભેદરે, રાજ રીત માંયરે;
કહે નીતી તે ચારે વેદ, પ્રત્યક્ષ તું ત્યાંહરે. ૨૪
કામ ક્રોધ લોભ મોહ કેહે ચારરે, દયા ધરમ ધારીરે;
ક્ષુધા તરસ્યા થતી આધાર, અંન ધન કરીરે. ૨૫
પંચઈંદ્રી ખટરસ સ્વાદરે, જાગ્રત નીંદ્રાયરે;
ત્રણે નામ કહે સપ્ત નાદ, એકી સમુનાયરે ૨૬
ભુત ભવિષ્ય તુંહી વર્તમાનરે, ભરણ પોષણાયરે;
ખટ ભેદ તું વેદ પુરાણ, રંક તુંહી રાયરે. ૨૭
તુંહી મંત્ર તુંહી જંત્ર તુંહી તંત્રરે, અટેરી તું કાયરે;
છે જગતી જોત સ્વતંત્ર દાંન પુન્ય માંયરે. ૨૮
અટ વેશ પરવેશ દેશે દેશરે, ગાન ધ્યાન જોગેરે;
સુરદાસની કહાવે વીશેશ, છે સંજોગરે. ૨૯
કહે વાત પીત કફ પીંગલાયરે. ઈંદ્ર સુખમણાયરે;
ગતી સર્વે પ્રકારે લહાય, ચતુર ચીત સહાયરે. ૩૦
ધાએ સધ કહે કસ્ટ સાધરે, અષ્ટ જરૂર જેહરે;
માહા ભેદ તે કહે આધા ધંન, રૂપ તુજ તેહરે. ૩૧
કેહે કવી તણા ગણ આદરે, છંદ ગતી સારરે;
વરણ બતરીસ તણો હાદ, બારાખડી બારરે. ૩૨
રસ્વ દીર્ઘ વરણ માતાયરે, નષ્ટ એ ઉદીષ્ટરે;
સરવે પીંગળ તણો ભેદ માંય, તહીત કરમ અષ્ટરે. ૩૩
પ્રોઢા મધ્યા કહે મુગધાયરે, નવ-રસ્વરૂપરે;
હાવ ભાવ અનુભાવ કહાય, સંસારી સરૂપરે. ૩૪
ગોટી પંચાલી માગધી રીતરે, ચારવરતી જેહરે;
ખટ લક્ષણ કહે વેદ નીત, વ્યગદ મુંની તેહરે. ૩૫
અલંકાર ઉદીપન ભેદરે, વાચક ધરમ માંયરે;
છે કવીતા ભેદ અભેદ, ઓપમે ઉપમાયરે. ૩૬
એ સરવે માંહ ભરપુરરે, રૂપ તુજ બાળારે;
કહું કેટલાં તે મુખ અધુર, છો જોતી વિલાસરે. ૩૭
મેન વાસ કેહેતીથી પક્ષરે, શુકલ ક્રસ્ન માંહીરે;
તુંહી પ્રશ્ન કહેપરતક્ષ, પડતું પડાયરે. ૩૮
બાચાર તું વિદ્યા છે અપાંરરે, ભ્રમ રૂપ ધારીરે;
તરસ્વ તીરથ તણી તું સાર, પાતક તે નીવારીરે, ૩૯

ઘટમાંહી બોલે છે જોહરે, સાચ એ ઉસાયરે:
બોલે મુન્ય ધરે સરવે તેહ, તુજ તણાયરે. ૪૦
તારી અકળ કળા છે અપારરે, ભેદ કુણ પાયરે;
નહીં ગુપ્ત પ્રગટ સંસાર, અજાની કહાવેરે. ૪૧
નહીં રૂપ નહીં રંગ ન કરૂપરે, વધ નહી બાળરે;
નહીં રતન કહાવે ભુપ, અકાળ નહીં કાળરે. ૪૨
નહીં માત તાત ભ્રાત નહીં જાતરે, મુન્ય નહીં બોલેરે;
નહીં પુન્ય પાપ દીન રાત, ન હાલે ન ડોલેરે. ૪૩
આકાશ પાતાળ પલ નીરરે, પાડ વક્ષ માંહીરે;
નહીં સ્વર્ગ મ્રત્યુ અસથાર, વીછાંહ નહીં છાયરે. ૪૪
નહીં સીત નહીં તું તાપરે, વીખના સુધાયરે:
નર નારી નહીં તુ આપ, આવ નહીં જાયરે. ૪૫
નહીં વ્રધી નહીં તું હાણુરે, સુખ નહીં દુઃખરે;
નહીં મુરખ નહીં સુજાણુ, વીમુખ નહીં મુખરે. ૪૬
નીજ દેશ નહીં પરદેશરે, ગમાના ભોવનરે,
નહીં ધરા નહીં તું સેસ, મન નહીં તનરે. ૪૭
નહીં મેરૂ નહીં તું તરણુરે, કરણુ નહીં નેત્રરે;
વીપરણુ નહીં તુ પરણ, રતી તે નહીં મનેરે. ૪૮
નહીં જોગ ભોગના સંજોગરે, વીજોગ નહીં કાવેરે;
નહીં લોક નહીં પરલોક, પાર નહીં પાયરે. ૪૯
નહીં દાનવ નહી તું દેવરે, ઇંદ્ર નહીં સુર્ય ચંદ્રરે;
નહીં સુર નહીં તારા, અવંદ નહીં વંદરે. ૫૦
ઇંગલા પીંગલા નહીં સુખમણાયરે, નાદ નહીં નરતરે;
ખટસ્વાદ નહીં વણા, તીરથ નહીં વરતરે. ૫૧
ગંગા યુમના સરસ્વતિયરે, સમુદ્ર નહી સતરે;
વીહસ્ત નહીં તું હસ્ત ભુખ નહીં આઘાતરે. ૫૨
ધાતુ સત્ય નહીં તુ કહાયરે, નહીં તે રતન રાજરે;
વ્રતીથી નહીં પક્ષમાંય, વરસારતુ માંયરે. ૫૩
તુજ પાર ન લહે મુની દેવરે, હરીહર ભુલેરે;
સઉ શક્તિ તણી કરે સેવ, પાક્રમી અતુલરે. ૫૪
ચૌદ ભોવન માંહી નર નારરે, પુછુ તે પક્ષી પાહાડરે;
જળ થળ આકાશ આધાર. સુર ઇંદુ ઝુલેરે. ૫૫
સોધી જુવો સરવે સંસારરે, વીચારી મન માંહીરે;
જીવ જોતી કાહાવે અપાર, શક્તિ વિના નહીંરે. ૫૬

એવી અશરણા શરણની માતરે, અમીત બળ પુરરે;
સૌ સકળ ભોવન વિખ્યાત, હરણ દુઃખ દુરરે. ૫૭
તુજ વિના નહી દાતારરે, સંપન સુખકારીરે;
મન ઇચ્છિા તે પુરણ હાર, ભવાંની ભુપ ભાખેરે. ૫૮
કરજોડી કહુછું માતરે સ્તુતી મન ધારીરે;
મહેર કરી કરો સુખ શાંત, દ્રષ્ટી કીરપા કરીરે. ૫૯
વળી આશ મોટી ધરી મન માંહેરે, જગ પીતુ જાચુરે;
કહે પાવન પતીત સુખદાશ, દેવે સુની સાચુ રે ૬૦
એવા સામ્રથ ધણી તો આપરે, મુજ શીર બેલીરે;
હરો સરવે વીઘન સંતાપ, ભુજ શીર મેલીરે. ૬૧
જાણી પોતા તણો દાસ ખાસરે, પુરો તે મન આશરે;
રહો અહોનીશ મનવાસ, અજ્ઞાન સરવે નાસેરે. ૬૨
એહ ગરબો કષ્ટ હરણરે, ગાય નર નારરે;
સુણો મન ધરીને કરણ, શીખે કે વિચારરે. ૬૩
તેની આશ પુરે મોરી માયરે, સુખ સરવે આપેરે;
રીધી સીધી ભરે મન આપ, ત્રિવીધી તાપ કાપેરે. ૬૪
કોઇ નર તણે શીર દુઃખરે હોય બહુ ભારીરે;
કષ્ટ હરણ પડે નીત સુખ, એક મત ધારીરે. ૬૫
તેનું દુઃખ આરાસુર આઇરે, સરવે કાપેરે;
ધન ધ્યાન લહે મન ચાહી, માત સરવે આપેરે. ૬૬
લહે પુત્ર તણું બહુ સુખરે, કુળ વૃધી થાયરે;
નીત ગરબો કેહેજો સુખ, માન કરી ગાયરે. ૬૭
સંવત ઓગણીશે ત્રીસની સાલરે, ભાદરવો માસરે;
પુરણ આસી ગુરવાર રસાળ, ધરીને ઉલ્લાસરે. ૬૮
આ કઇ અરજી ઉભો કરજોડરે, શ્રવણ ધરી સારીરે;
કરો ક્ષમા ગુણ લક્ષ કરોડ, દયા હદે ધારીરે. ૬૯
તારા ગુણે ધરી બહુ આશરે, પરસોતમ ગાયરે;
સાથ કરો આરાસુર વાસ, જેજે સુખ માંયરે ૭૦

## રાગ ઉપર પ્રમાણે.

દેવી આરાસુરી દરબારરે, શોભે સારોરે;
તેની શોભાનો નહી પાર, જળહળતો પારોરે; ૧
વરણન કરતાં નાવે પારરે, શું કહું મુખેથીરે;

માજી બીરાજે છે આરાસુર, અંખડ ચાર જુગથીરે. ૨
લલાટે સોહે મોતી પરવાળરે, ચુનીઓ ચળકેરે;
શોભે નંગ તે રતન અનેક, હીરા બહુ ઝળકેરે. ૩
કોટે સોહે સોનાનો હારરે, શોભે બહુ સારોરે;
દરસણ દેજો અંબા દયાળ, સફળ થાએ જનમારોરે. ૪
હાથે સોનાની ચુડીરે કંકણ શોભે સારૂરે;
મોટા અનેક વીધન દુર થાયે, મુખ જોયે તારૂરે ૫
માથે પેહેરી તે ચુંદડી રસાળરે, ચરણે ચોળીરે;
અબીલ ગુલાલ રંગ રોળ, કેસરમાં બોળીરે. ૬
માજી બિરાજેછો ઉગમણે ગોખરે, પશ્ચિમ દ્વારેરે;
દક્ષણ વાંમને બટુક બે વીર, ભૈરવનાથરે. ૭
પાંચ જોતો અખંડ છે આધરે, સોભાયમાન સારીરે;
હોમ હવન ઘણા ત્યાં થાય, ફળ શુભ કારીરે ૮
બિરાજ્યાં સિંહ સ્વારી માતરે, ત્રિશુળ ગ્રહી હાથરે;
કંઢક દૈતના લીધા પ્રાણ, જુગત વિક્ષાતરે. ૯
જમણા શોભે ગણપતિ માહારાજરે, ડાબા વેહેરાઇ માતરે;
પાછળ છે અજાવડી માત, સામો ભોળો નાથરે. ૧૦
માને સામી કલોદર વાવરે, ભરપુર પાણીરે;
તે પીએ છે જાત્રાળુ લોક, હરખ તે આણીરે. ૧૧
જાતાં દરશણ કારણ આજરે, મોટા હરખેરે;
પરથમ દરશણ ખોડીઆળ, માત જાતાં મન નરખેરે. ૧૨
માન સરોવર વિખ્યાતરે, નીરમળ પાણીરે;
નાહે પ્રાશ્ચિત તહીં જાય, ઉમંગ મન આણીરે, ૧૩
ત્રણ મૈલ કોટેશ્વર ગામરે, ચાર જુગ કેરૂરે;
માહાદેવ કોટેશ્વર ધામ, શીખર બંધ ડેહેરૂંરે. ૧૪
નદી સરસ્વતી કેરે તીરરે, જુગતી સારીરે;
દેશ દેશના જાત્રાળુ લોક, આવે નર નારીરે. ૧૫
અજગરે ગળ્યા નંદરાયરે, ત્યાંહાં જગોએ જોહરે;
સાક્ષ પુરાણ દે શાખ, વરણોચાર લીજેરે, ૧૬
કરજોડી શેવક ચુનીલાલરે, કરગરી કહેછેરે;
નીચો નમી કરે નમસ્કાર, વારણાં લેછેરે. ૧૭

## બગરી.

સુણો શામળા હું તમ માટે ઘેલી થઇ જો એ રાગ.

અંબે માતના પરતાપથી નથી કમી જો,
મારૂ મન સાક્ષાત પાવલે રહ્યું નમી જો. અંબે માતના. ૧
મંત્ર તંત્ર જંત્ર જાણુતો કશું નથી જો,
આઠ ધામ નામ આવી અંગમાં વશીજો. અંબે. ૨
નથી ગર્વ સર્વ જનથી હું રાંક છું જો,
બાળા બાઇની સગાઇથી નિશંક છું જો. અંબે. ૩
થયો અંગમાં ઉમંગ તે દયા વડે જો,
મુલાધાર થકી ધામની ખબર પડેજો. અંબે. ૪
દલ ચારલે કમળ વેચ વરણનું જો,
ત્યાંતો સુખ ગણુ નાથના એ શરણનું જો. અંબે. ૫
દેહ દેવલમાં દેવની બની ગતી જો,
ખટ પાંખડીના પદમમાં પરજાપતી જો. અંબે. ૬
મણીપુર સુર નુર તે વડે થકી જો,
હરી ધામમાં તે લક્ષ્મી જાનકીજો. અંબે. ૭
કઠણ કરમ પાસના શીવજી કરે જો,
બાર તારજો આધાર ચાર ત્યાં ફરે જો. અંબે. ૮
આદી સોળ કળા કંઠ તે વરી રહી જો,
વાણી વૈખરી તે શબ્દને ધરી રહી જો. અંબે. ૯
સોહંકારને સમારે અજંપા જપે જો,
દલ જુગલમાં તેજ વર્ણનું ખપે જો. અંબે. ૧૦
મુલાધાર એ મહી ઉપર આકાશ છે જો,
માહા ધામમાં ગુરૂ તણો નિવાસ છે જો અંબે. ૧૧
એવું જ્ઞાનનું ગગન મેંતો ભાળીયું જો,
તેના પુન્ય વડે પાપને પ્રજાળીયું જો. અંબે. ૧૨
એમ જાણીયું મેં સુખ માહા માણીયું જો,
અંગ આપણામાં તીરથ સૌ આણીયું જો અંબે. ૧૩
ઇંગલા પીંગળાને મધ તે મોટી નદીજો,
તેના સ્નાન વડે નીરમળ થયું હૃદે જો. અંબે. ૧૪
માટે વાણી તારી જાણી લેજો સહી જો,
માટે આપના વિના તે બીજું કો નહીં જો. અંબે. ૧૫
મારા હાથની ફેરવણી ફરે બહુ જો,

મુદ્રા ન્યાસને ઠેકાણે જાણજો સહુજો. અંબે ૧૬
ભક્તિ પેટમાં પ્રગટી પ્રેમ રક્ષણા જો,
મારે ચાલવું તે આઇને પ્રદક્ષણા જો. અંબે. ૧૭
પાપ પુન્યનું સકળ ભરી મનમાં જો,
અભીમાન પશુ હોમાયો હવનમાં જો. અંબે ૧૮
ચીત્ત વહનીમાં સારી કરી વીભુતીયો જો,
જમુ કોળીઓ તે આઇને આહુતીઓ જો. અંબે. ૧૯
કરૂં સયન તે દંડવત કારણે જો;
કામ કળા આઇ ઉપર હું બારણે જો. અંબે ૨૦
દેહ રંગનો ભંગ કામ દેહ વસો જો;
જેવી સેવી દેવી તેવી લીલા પામશો જો. અંબે. ૨૧
ફળસકળ વળે છે ચંડી પાઠનું જો;
જુઠ જાણશો મા કવીતાના ઠાઠનું જો. અંબે. ૨૨
પુત્ર પારણાની નીત્ય ઘેર ધુમડી જો;
ત્રીજે વર્ષ તે વિશેસ આઈ છો ધણી જો. અંબે ૨૩
ગરબો ગાઇને પુજો પદ આઇના જો;
ધનવંતરના બચન વધાઇનાં જો. અંબે, ૨૪

## ગરબી.

અંબે ચરણે નમું રે અલબેલી, મા આજ કારણ જેહ અંબા અલબેલી ૧
પ્રાક્રમ જેનું પ્રૌઢ છેરે અ. જેનાં વેદ કરે છે વખાણ, અં. અ. ૨
ત્રીલોક જન તારવારે અ. રૂડાં ધર્યાં ચોસઠ રૂપ, અં. અ. ૩
સુરજ કોટી મુખ શોભતાં રે અ. મા નમીયા સુરીનર ભુપ અં. અ. ૪
સહસ્ત્ર ભુજા જેને શોભતારે અ. ધર્યાં આયુધ વીવીધ વીચાર અં. અ. ૫
વાઘ સ્વારી બિરાજીઆંરે અ. મા કરવા સૃષ્ટી કાજ. અં, અ. ૬
પ્રીત ધરી પરમેશ્વરીરે અ. બલી રાખી ભગતની લાજ. અં. અ. ૭
ત્રિશુળ ધર્યું ત્રિપુરેશ્વરીરે અ. અસુર સંધારણ કાજ, અં. અ. ૮
મોતી ભણે પુરણ માતરે, અ. મા રાખો ભવોભવ લાજ. અં. અ. ૯

## ગરબી.

ગોરી ગોરી અંબીકા રમે ગરબેરે, ગાએ સુર તણો ઘેર શાંતરે.
આધ આનંદથી નારાયણી રે. ૧
તાલ માન્યમાં કરી તાળી પડેરે, પ્રેમ માન્યમાં ધરેછે પાએરે. આ. ૨
નવી નવી ભાતના નેણા નજાવેરે પ્રેમે હાથ લટકા કરેછે માતરે આ. ૩
દીપક તેજ અંગ અંબીકાનું દીપેરે, તેજમાં તેજ નવ ભાસેરે આ. ૪

સુર્ય કરણ શોભે ગરબો થકીરે, શોભે અતીઘણો તેનો અજુવાસરે. આ. ૫
નાદ સુણી દેવ આવીયારે, નમીયા વાંસળી વિષ્ણુથી વીસારીરે, આ. ૬
વિશ્વ જોઇને સર્વે વિસમે થયુંરે, ધન ધન કેહે મુખ માતરે. આ. ૭
મોતીરામ શરણે રહે માતાજીરે, જાણી અલબેલી માત ઉચારીરે. આ, ૮

ગરબી.

નીત નીત નોબતોરે વાગે, વિસંભરી દરબાર. ૧
અંમર સ્તુતી કરેરે સામટા ઉભાછેરે સમાજ. ૨
કોઇ કીરતાર કેહેરે, કોઇ કેહે દેવનો દાતાર. ૩
કોઇ બ્રમભેદ કેહેરે, કોઇ કેહે વિશ્વપતી છો વિદાત. ૪
કોઇ અખંડ એક કેહેરે, કોઈ કેહે ભરણ પોષણની માત. ૫
કોઇ સરવે રૂપ કહેરે. કોઇ કેહે મણી તણી છો માડી; ૬
અનેક ભેદ ઓચરેરે, નીરમળ વચન વદે મુખથી, ૭
ધનધન ધ્યાન ધરેરે, દુર થાએ તરસના તણે દુઃખથી. ૮
અંબાયા પાસે માગતાંરે. રાખજો રજ ચરણ બીંદુરાજી. ૯
મોતીસુખ પામશુંરે, હવે તમે મેહેર કરો માતાજી. ૧૦

---

જય જય કરે નર નારી બંદગી, બાલ હજાર કરતે દરશન. ટેક.
ભરતખંડ ઓર જાંબુ દીપમેં, દાંતા ગીરી આરાસુર ગામ;
માત જાગતી જોત બિરાજે, નવે ખંડમે જાહેર નામ. ૧
પ્રત્યક્ષ પડછાહે દેવીકા, મન વાંછિત જો પુરે ગામ;
આપે ધન લક્ષ્મી જસવી પુત્ર, મીત્ર સુખમા દેવે નામ,
એશી અંબા આદ્યભવાની, દુષ્ટ રીપુ કરનાસંન. જય જય૦ ૨
તીન જોજન પર્વતકા ચડાહે, ઉસપર જગા બની રસાળ;
ક્યા કહું તારીફ ઉસીકી ચારો તરફ પકી ધરમશાળ,
આસપાસ આરાસુળ નગરી બીચ દેવલપર ઉડે રૂમાલ.
સનમુખ દેખો વાવ કલોધર, જ્યાં બૈઠે ભૈરવ મહાકાલ,
દરબાજેપર બજે ચોઘડીએ ભવાંની સિહાસન. જય જય. ૩
અજબ બના મંડપ માતાકા,, વીર ખેલત સબ ચાચર;
સુંદર છબ દેવલકે ન્યારી, ઉસપર સોનેકે શીખ્ખર,
ગરજે ઘંટ ઘડીયાળ સારંગી, બજબ‌ાર નોબત નર છે મીલકર.
સંત આરતિ ધરે દેવીકી, આધીન હોકરકે જાતર,
રૂષી મુની ઇંદ્રાદિક બ્રહ્મા, કરતે માતકા ઉપાંસન. જય જય ૪
કર દરશણ અંબીકા સત જન, ગયે ધામ જ્યાં કોટેશ્વન.
અવલ માન સરોવર નહિ, રીર નાહાવે ગંગા અંદર,

વસે જાતર લોક સબીલે, ફુળ અક્ષત ચડે ગબ્બડ.
જ્યાં આસન હે આધ માતકા નીસંક બેઠી નીવરાતર. જય જય. ૫
ભઇ પરસંન રાણાકુ અંબીકે, દીયા દેવીએ રાજ આસન;
આરાસુરી કે. ચરણ જાય કે દીયા રાણાજીકુ દરસન, આધશક્તિ જય
અંબે બિરાજે, અકળીત ગબ્બડકી છાયા.
રસાલગીર ઉસ્તાદ હમારે, જીનકુપરસન મંમાયા.
કેહે કવી અમૃતરામ વીપ્ર, દેવીકા દરશન કર આયા.
પ્રગટ ભઇ જીસદીનદેવી, ઉસદીન નહી હોતે ઇંદ્રસન જયજય ૬

છંદ.

મંગલકી શેવા સુણો મેરી દેવા, હાથ જોડ તેરે દ્વાર ખડે;
પાન સોપારી ધજા નાળીએર, ચુંદડી તેરી ભેટ ખડે;
જગત્ત અંબા. મકર વિલંબા, સુતન કે પ્રતિપાળ કરો;
સતન પ્રતિપાળી સદા ખુશાલી, જે કાળી કલ્યાણ કરો. ૧
બુધ વિધાતા તું જગ માતા મેરા કામજ સિદ્ધ કરો;
જગત અંબા મકર વિલંબા, સંતનકા ભંડાર ભરો. ૨
વિર વિરે સબ જુગ મોહ્યા બ્રહ્મા વેદ ભણે દ્વારે;
સંકરજી તો ધ્યાન લગા રહે, નારદ ગાન કરે પારે. જગત, ૩
સુકર સુખદાઇ જુગમે ગાઇ સંત ખડે જેકાર કરે,
પલમાં સંકટ દુર કરે મા દુસમનકા બેહાલ કરે જગત. ૪
વાર સનીસર સોભા વરન, તરણ અનોપમ રૂપ ધરા;
દેવી હોકર દાનવ મારે, ચુડ મુંડ ચકચુર કર્યા. જગત. ૫
આદીત વારે આધ કુવારી, જાણ આપણકા દુષ્ટ હણ્યા;
ક્રોધ કર કર દાનવ માર્યા, રકત બીજકુ ભસ્મ કર્યા. જગત. ૬
શોમ શોભા વધારો મેરી માતા, સંત ખડે જેકાર કરે;
જ્યાં જ્યાં સંતન ભીડ પડે ત્યાં, આવીને રખવાળ કરે જુગત. ૭
નવે નોરતાં બેઠાં મારી માજી, દશમીકુ સંપુરણ ભયા;
દસમ દસાકી ચડે ભવાંની, શીર કંચનકા છત્ર ધરા. જુગત. ૮

ગરબી.

મોંઘા થયા મોહન મથુરાં જઇ, કાગળ નવ લખ્યો કટકારે. એ રાગ
જેજે અંબે ભક્તની તારણ, કષ્ટ વિદારણ માત ખરી; ટેક.
સુરમુની ગાવે મન અતિ ભાવે, ગુણ સુખ ગાવે પ્રેમ કરી જેજે. ૧
અતી મન રંજન અસુરની ગંજન, ભય ભે ભંજન, તું ઇશ્વરી જેજે. ૨
અસરણા સરણની વીપતની હરણી, સંપતિ ભરની ક્રિપા કરની જેજે. ૩

જગપીતુ માતા સરવે સુખદાતા, કરે જન શાતા વીઘનહરની જેજે. ૪
મા અષ્ટી થાપીક ઘટ સરવે વ્યાપીક, વ્યાધી કાપી દહન કરી જેજે. ૫
સુર અરી કંદન અરચીત ચંદન, કરૂં નીત્ય વંદન આશ ભરી. જેજે. ૬
જનમ નિવાસની સિંહ સુવાસની, સ્તુતી દાસની મન ધરી. જેજે. ૭
જાની મનસા દેહ હરી આસને, પરસોતમદાસને સાહ્ય કરી. જેજે. ૮

## પદ.

તુંજ બિન મેરૂ કોન દુઃખ ભાજે, આરાસુર કે રાણી હો; ખેવાર.
આરાસુરમે આપ બીરાજે, પાવાઘડ મહાકાળી હો.
દક્ષણમેં હે તુળજાભવાની, ચુવાળ બહુચર બાળી હો. તુજ. ૧
મ્રત્યુલોકમેં રાક્ષસ પ્રગટે, આરાસુર મન ધારી હો.
તિનલોક દુઃખે હારન કારન, પ્રગટ ભયે મૈયા મેરી હો તુજ. ૨
જબ જબ દુઃખ પડયો વિપ્રનકુ, તબ તબ કીની સાહે હો.
કેહેતહે હીરાલાલ નાગર, ચરન કમળ બલીહારી. હો. તુજ. ૩

## ગરબી.

મતબાલીમા, મુખડાની બલિહારીરે દરશણુ દીજે;
અલબેલી મા, શેવકને સુખશાતા આદ્યજી કીજે. ટેક.
મતબાલી ચાલી મતબાળે વેશે, વેણી કાળી મહેલી છુટે કેશે;
માને ભજશે તેને નવનીધ દેસે, મતબાલીમા. ૧
મા ખડગ કર ત્રિશુળ શાહી, માયે દૈત્ય સઘળા નયણે ન્યાળી;
માએ દુષ્ટ સઘળા નાખ્યા મારી મતબાલીમા, ૨
માની ચુંદડી લાલ કસુંબે ઝળકે, માનો મોહોડ હાલે તે વેસર લળકે;
મા ફુદડી ફરેને ઘુઘરી ઘમકે, મતબાલીમા. ૩
તારો જન વાલમ મા એમ બોલે, તેતો મગન થઇ મનમાં ડોલે;
તારા નામ તણો મહિમા ખોલે મતબાલીમા. ૪

## તિથિયો.

દરશણ આપો મોરી માય, અંબા મુને દરશણુ આપો;
તારા દરશણુની મુને આશ, અંબા મુને દરસણુ આપો. ટેક.
સરસ્વતીને વિનવું, ગણપત લાગુ પાય;
પંદર તિથિઓ પુરી કરૂં, તેથી મન વાંછીત ફળ થાય. અંબા. ૧
પડવે માતા પ્રસિદ્ધ છો, નવે ખંડમાં નામ;
દુખિયાના સુખિયા થાય છે, જો જાય આરાસુર ગામ. અંબા. ૨
બીજે બાળી બહુચરા, પશ્ચિમ કીધો વાસ;
આતુર જનને તેડીયો, માજી પુરી મનની આસ. અંબા. ૩

ત્રીજે માતા તુળજા, દક્ષણમાં છે નામ;
તુજ વિના મારે કોનહી, મને મ્હોટી છે તારી હામ. અંબા ૪
ચોથ ચામુંડા માતને, તેડયાં આરાસુર દેહ;
માજી મુખથી ઓચરે, તમે ચોસઠમાં છો શ્રેષ્ટ. અંબા. ૫
પાંચમે પાવાગઢ થકી, આવ્યાં કાળી માત;
પાંચ બેનો એકઠી થઈ, ત્યાંતો રમવાને નવરાત. અંબા. ૬
છઠે છબિલી માત તું, જાણે મનની વાત;
અંબા મારે આય છો, માજી માત તાતને ભ્રાત. અંબા. ૭
સાતમે સિંધવાઇ માતને, તેડી લાવો આજ;
ગરબો ગાઇએ પ્રેમથી, તેથી સરશે સઘળાં કાજ અંબા. ૮
આઠમે અંબા ઇશ્વરી, સરખા સરખી જોડ;
ગરબે ફરતી ગાય છે, ત્યારે પોચે મનના કોડ. અંબા. ૯
નોમે નવરાત્રી ખેલીને, વળીયાં માજી આપ;
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર, માજી જપે તમારા જાપ. અંબા ૧૦
દશમે દેવી સર્વને, દેછે માજી ઘણું માન;
આપે બેઠાં આસને, પછી કરાવે સર્વને, પાંન. અંબા ૧૧
અગિયારસે આણંદ થયો, દીઠું માનું મુખ;
પાપ પુરવનાં પ્રલ્લે થયાં, ત્યારે સઘળુ પામ્યો સુખ. અંબા ૨
બારશે મા બળવંત છો, અંબા આપોઆપ;
તુજવિના કોઇને નવ ભજુ, માજી તારો કરી મુને થાપ્ય. અંબા ૧૩
તેરશે તન તલપી રહ્યું, માજી પુરો મનની આશ;
વરસ નીમે આવશું, જ્યારે આવશે શાવણુ માસ. અંબા ૧૪
ચૌદશે ચાચર મધ્યમાં, હવન મોટા થાય;
તેથી માજી પ્રસંન છો, તારા ભગતને કરજો સાહ્ય. અંબા ૧૫
પુનેમે પુજુ પાવડી, કુમકુમ અક્ષત લઇ;
શાવણુ કેરા સાથમાં, ત્યાંતો થાય છે થૈથૈ. અંબા. ૧૬
પંદર તિથિ પુરી થઈ, મનમાં અતિ ઉલ્લાસ;
કરજોડીને વિનવે, એમ કહેછે રવિયોદાસ. અંબા ૧૭
જેવા દ્વાદશ માસ છે, તેવા પંદીર દીન;
માજી શીખાથી ઓચરૂ, હુતો નિત્ય રાતને દીન, અંબા ૧૮
સંવત ઓગણીશે બારમાં, ઉતરાણુ કેરો જોગ;
પોસ સુદી સપ્તમી, રવિવાર આવે બહુ લોક. અંબા ૧૯

## રાગ સામેરી તથા મેવાડા.

વસમી તે વેળારે, વાહારે શીવ આવીઆરે; કીજે હર સેવકનાં સુ-
ભ કાજ. અવસર આવ્યોરે, જો નહી જાળવોરે; તો ક્યમ રહેશે
માહારી લાજ. વસમી તે૦ ૧.

વિપતની વાતોરે, માંડી હું તો શી કહુંરે; શંભુછો તમે સકળ ગુણ જાણ
અવગુણ મારારે, ઉદર નવ આણીયેરે; વેગે આવી ગ્રહીએ શીવજી
પ્રાણ વસમી તે. ૨

સુર સઘળાનાંરે દુઃખ તમે ટાળીઆંરે; માર્યો ત્રીપુરાસુર મહારાજ;
સંકટ સંહારણુરે છો તમે વિશ્વનારે, તમે પ્રભુ સાહાય થાવને આ-
જ. વસમી તે. ૩

બળવંત જાણીરે, બાંહે હું તો વળગીઓરે રખે મુને હાવે દેતા છેહ;
અવર બીજાનેરે, હું તો ઓળખુ નહીરે, મેં તો શીવજી સોંપ્યો તમને
દેહ. વસમી તે વેળારે. ૪

વિલંબ કરેતોરે, વણસે વાતડીરે; પ્રભુ મારી જુગમાં થાશે હાસ્ય;
વિનતી સુણીનેરે, વારે તમે આવજોરે, બેઉ કરજોડીને કહેછે દાસ.
વસમી તે વેળારે, વાહારે શીવ આવીઆરે. ૫

## કૃષ્ણ જન્મનો ગરબો.

ગણપત લાગુછું પાય, ગરબો ગાવાને મન ધરૂરે;
સમરૂ સારદાજી માય, વાણી વિષ્ણુની ઓચરૂ રે. ૧
વસુદેવ તણી નાર, જેનું નામ છે દેવકીરે;
પામ્યા દેવ મોરાર, આદ્ય અંબા શેવા થકીરે. ૨
જેનો વીરો છે કંસ, મથુરાંપુરીનો રાજીયોરે;
કાડયો ભગતીનો વંશ મુરખ મનમાં ન લાજીયોરે, ૩
એણે માર્યો ખટ બાળ, હૈડે હંસાથી નવ ડર્યોરે;
સમે આવી પોત્યો કાળ પાપ કુંભ પુરો ભર્યોરે. ૪
દેવકી ભજે ભગવાન, શુદ્ધ લેજો વૈકુંઠ ધણીરે;
વિનતી ધરજો એ કાન, અમને આશાછે તમ તણીરે. ૫
જોયુ વિશ્વ આધાર, દીન જાણી દયા કરોરે,
ધર્યો અષ્ટમો અવતાર, પુરણ પ્રગટયા ત્યાં શ્રીહરીરે. ૬
જાણે કોટી ઉગ્યો ભાણ, એવું તેજ ત્રીકમ તણુરે;
તેને કરીયે પ્રણામ, ધ્યાન ધરીયે પરીબ્રહ્મનું. ૭

---

જુગદંબાયે વીજળીના અવતારનુ સ્વરૂપ દેખાડીને અષ્ટભુજારૂપે
આકાશ ઉડીને કંસને ભય દેખાડયો ને ભગવાનને ઉગાર્યા.

એમ કહેછે વાસુદેવ, રખે વાત જાણી પડેરે;
લઇ ચાલ્યાં તતખેવ, ગોકુળ ગામને ગાંદરેરે. ૮
દીધો જુમનાજીએ માગ, શેશ નાગે છાયા કરીરે;
ગોકુળ મુકયાં મહારાજ, સાથે લીધાંછે વીજળીરે. ૯
ધરૂં ધ્યાન અંબે પાળ, કંસ પ્રાણ લેશે હરીરે;
મેહેલ્યા હુતા રખેવાળ, સર્વે શેવક આયુદ્ધ ધરીરે. ૧૦
સરવે પામ્યા નીંદ્રાય, વાણે વાત જાણી પડીરે;
બાળક પ્રગટયું ઘરમાંહે, કંસ આવ્યો ઘોડે ચડીરે. ૧૧
મુને દેખાડોની બાળ, મારી કટકા તેના કરૂંરે;
લઇ લીધું તતકાળ, હવે જીવ એના હરૂંરે. ૧૨
વીજ ઉડી આકાશ, બળ તેણે કીધું ઘણુંરે;
વાણી બોલી પ્રકાશ, તારો વેરી ગોકુળ કહુરે. ૧૩
રાંભો થયો કંસરાય, વિલુ મોને જોઇ રહ્યોરે;
પછી વિચાર્યું મન માંહે, કોઇ શત્રુ પેદા થયોરે. ૧૪
દેવકીને વાસુદેવ, કાળાગ્રહમાં તે નાંખીયારે. ૧૫
માતા જશોદાને ઘેર, નાટારંગ બહુ થાય છેરે.
તરિયા તોરણ બંધાય, મંગળ માનુનીયો ગાયછેરે. ૧૬
હરખે કહેછે નંદ તાત, મારા ભાગ્યનો ઉદે થયોરે;
પુત્ર લીધો ઓછંગ, માને ચરણે નમાવીયોરે. ૧૭
હરખે આવે આંસુપાત્ર, પ્રભુજીએ કીધી દયારે;
દુધે વરસ્યાછે મેહ, સાકર કેરા કરા પડયારે. ૧૮
મંદીર રંગ્યાંછે જેહ, કેશરકંકુ કેરાં છાંટણાંરે;
પુર પામ્યા સુપાત્ર, વાજા વાગે બહુ વિધનાંરે. ૧૯
આવે બ્રાહ્મણને ભાટ, દાન પુન્ય કીધાં ઘણાંરે;
ગોકુળ થયુંછે ઘેઘટ, દીધાં અંબાને વધામણાંરે. ૨૦
મોતીડે ભરાવી થાળ, ગાગર બેડાં ચડાવિયાંરે.
વાગે મૃદંગને તાલ, માને મંદીર આવીયારે. ૨૧
માનો મોટો મહિમાય, પુજા બહુવિધ લાવીયારે.
પુજી લાગ્યાછે પાય, મુક્તાફળે વધાવીયારે. ૨૨
અંબા થયાંછે પ્રસન્ન, ખોળે લઇને રમાડીયોરે;
માએ મેલ્યો શીર હાથ, નાથ નાથ ખડખડીને ત્યાં હસ્યોરે. ૨૩

એછે અનાથનો નાથ, સઉ સુખીયાં એથી થશેરે;
કોઈક કારણ સ્વરૂપ, શોક સરવેના ટળશેરે. ૨૪
થશે પૃથવીનો ભુપ, પ્રજા સઘળીને પાળશેરે.
વર આપી કર્યો વીદાય, ગોકુળ ચાલ્યાંછે હસમસેરે. ૨૫
સંગે મળી વ્રિજનાર, મીઠાં બોલે મુકુંદજીરે;
બાળુવાં કરેછે અપાર, એને નીરખેછે નંદજીરે. ૨૬
બાળ ચરિત્ર અનેક, એક જીભ્યાથી શું કહું રે.
પાર પામે ન શેશ, અકળ ગતથી હું નવ લહું રે. ૨૭
પેહેરે પીતાંબર સાર હાથ ગ્રહી સુંદર લાકડીરે;
ગળે ગુંજાનો હાર, પાએ ચાલવા હિમ પાવડીરે. ૨૮
કેસર બોળી છે મહોલ, ખાંધે નાંખી છે કામળીરે;
વાલો કરેછે કલોલ, સુરત જોતાં છે સામળીરે. ૨૯
ગાયો ચરાવે ગોવાળ, લીલા રચી વંદ્રાવનમાંરે;
વાહી વેણુ રસાળ, પેઠો રાધિકાના તનમાંરે. ૩૦
રાધા કેરો એ પ્રાણ, વિલા મેલે નહિ ક્ષણું રે;
હેના શું કહું વખાણ. દાણ લીધુંછે મહી તણું રે. ૩૧
નેન ચપળ ચકોર, સુંદર વદન સોહામણું રે;
નવલ નવલકીશોર, રાસ રમતાં રીજ્યાં ઘણું રે. ૩૨
ગોપી પામી આનંદ વાલાજીના વિહારમાંરે;
કર્યો ગોકુળચંદ, તેતો વરસ અગીયારમાંરે. ૩૩
એના પ્રાક્રમ અપાર, વેદ વ્યાસજીની વાણુમાંરે,
કેતાં થાય વિસ્તાર, વાંચી શાસ્ત્ર પુરાણમાંરે. ૩૪
પછી માર્યો કંસ રાયે, કેસ ગ્રહીને પછાડીયોરે;
તેનાં ઉરાડયાંછે હંસ, સેજે સ્વર્ગે પમાડીયોરે. ૩૫
થયો મથુરાંનો રાય, માતતાતને છોડાવિયાંરે;
આનંદ ઓછવ થાય, સજન સૌકો તેડાવીયારે. ૩૬
પેહેર્યા સોળ શણગાર, રાજપુત્રી પટરાણીયોરે;
મહીમા વાધ્યો અપાર, માતા દેવકીને દીવો થયોરે. ૩૭
વૈભવ્ય કહ્યો નવ જાય, હાથી ઘોડાને પાલખીરે;
બની સુંદર શોભાય, મોહન મંડપ બન્યો અતિરે. ૩૮
કેહેછે દેવકીજી માત, મેતો માન્યાંછે નોરતાંરે;
એને આવ્યાં નવરાત્ર ઋષિ દેવને તેડાવિયારે. ૩૯

અંબા તેડવાંછે ઘેર, જેણે પુરી મનની રળીરે;
પુજા કીધી બહુ પેર પાયે લાગે લળીલળીરે. ૪૦
મોટા કીધાછે હોમ, પાઠ વાંચી અંબા માતનારે;
પારણા કરીછે.નેમ બ્રાહ્મણ ભોજન બહુ ભાતનાંરે. ૪૧
અતિ મંડપની શોભાય, ગરબો ગાયે સહુ સુંદરીરે;
શ્રીફળ વસ્ત્ર અપાય, જ્યાં બેઠાછે શ્રીહરીરે ૪૨
પોત્યા દેવકીના કોડ, તુન્ય એકે વાતે નથીરે;
ઉભો કેહેછે કરજોડ, દાસ દલપતની વીનતીરે. ૪૩
પુરો મનડાની આશ,સજ્જન મેળાવો દુરથીરે;
ટાળો ભગની કેરો ત્રાસ, સુઓ મોકલ્યો હજુરથીરે. ૪૪
ગરબો શીખે સુણી ગાય, ભવસાગર જાયે તરીરે;
ત્રુઠે ત્રિભોવનરાય, આશ પુરે અંબા માવડીરે. ૪૫

## ગરબો મહિના.

ચાલો ચીતે ચાચરમાં જઇએ, અરજીતો મારી અંબાને કહીયે;
માજી વિના કોને જઇ નગીયે, ચાલો ચીત ચાચરમાં જઇએ. ટેક
મા કારતગે કીરતી તાહારી જાણી, આવોને આરાસુર રાણી;
દયા કર દીન તારો જાણી. ચાલો. ૧
મા માગશરે મન થયુ ગાંડુ, પાપી દોશ આવી પડયુ આડુ;
તમે ચીત ચોરી લીધું મારૂ ચાલો. ૨
મા પોસે પાયો પ્રેમતણો પ્યાલો સ્નેહ તુજ સાથે બાંધ્યો ધાંડો;
અંબા આધ અંત લગણ પાળો ચાલો. ૩
મા માહાયે તો મોહ મદીરા પીડે, વારૂ તોએ વાંકી વાંકી હીંડે;
અંબા વિના કોણ પાડે ચીલે. ચાલો. ૪
મા ફાગણે ફોગટ છે માયા, જુઠી જાણું કાચી છે કાયા;
સાચી મારી જુગતની જાયા. ૫
મા ચઇતરે ચરણ કમળ તાહારૂ ભમે ચીત ભમર પેઠે માહારૂ;
નખેથીતે શીખા લગણ બાળુ ચાલો. ૬
મા વૈશાખે વિશ્વમાં રહી વ્યાપી દયાળુજી દુઃખ નાખો કાપી;
રાખો ચીત ચરણ કમળ થાપી ચાલો ૭
મા જેઠે તો ઠેઠ થકી પડીયો ભવજળ સિંધું પુર ભરીયો;
માજી પાસે કાદવમાં કળીયો. ચાલો. ૮
મા અશાડે આશ ઘણી ધરીયે, પડયો પ્રાણી સાગર ભરદરીયે;
અંબામાના નામ થકી તરીએ ચાલો. ૯

મા શ્રાવણે સોધ લેજો માહારી, ભરૂસો છે અંબાનો ભારી;
કે સનમુખ સેવા કરૂ તાહારી ચાલો. ૧૦
મા ભાદરવે બે નાંખે ભાગી, બરદાળી બરદ બધાં રાખી;
અપરાધ મારા ક્ષમા કરો સાંખી ચાલો. ૧૧
મા આસોએ આણુંદ કરીયો, ભવજળ સિંધું પુરણુ તરીયો.
સેવક માને ચરણે જઇ નમીયો. ચાલો. ૧૨
મહિનાતો પુરા થયા બારે, શીખે સુણે ગાયે નર નારે;
અંબા આપે પદારથ ચારે ચાલો. ૧૩

## શ્રી માહારાણા શ્રી જશવંતસિંગજીનો જસ.

### અંતરલાપીકા દુહો.

જય સઘળે વરત્યો તમે, સિંહ ગરજીને સહાય;
બાળક લાડ માજી કરે, અંબાના ગુણુ ગાય.

### શ્રી આરાસુર માહાત્મ પ્રારંભ.

નહી આપુ હો નંદજીનાલાલરે મહીડાં મારાંરે; એ રાગ.
પ્રથમ સંભુના સુત કેરૂ ધ્યાનરે, ધરૂછું ભાવેરે.
સરસ્વતીમાં મુજ મન, જ્ઞાન બુદ્ધિ આપેરે. ૧
આદ્ય સમરો મહંમાયરે, બહુચર માતારે;
કાળી તુળજા અંબા સાથ, ગરબો ગાતાંરે. ૨
અલ્પ બુદ્ધિથી વર્ણવુ આજરે, અંબા આદ્ય શક્તિરે;
મને આપો બુદ્ધિ વિશાળ, હમેશ કરૂ ભક્તિરે; ૩
મારી જીભ્યાએ વસજો માતરે, ગુણુ ગાઉ તારારે;
અંખડ રાખો આ જાત, રહો શીર મારારે. ૪
હું વર્ણવું લઘુ આ ધામરે, ચારજુગ કેરૂરે;
રજા લેઈ કરૂ આ કામ, કરૂ માનું ડેરૂરે. ૫
ગિરિ મેરૂ શીખર પરવતરે, ગિરિશ્વેત કહીયેરે;
આરાસુર દીઠાં માત, આપણુ સહુ જઇએરે ૬
રૂડો મંડપ આરાસુર ધામરે, સતયુગમાંથીરે;
ઇચ્છાથી પ્રગટયું નાથ, માત મનમાંથીરે. ૭
કર્યા પ્રગટ બ્રહ્મા હરરે, હરી છે સાથેરે;
બ્રહ્માણી રૂદ્રાણી આપ વૈષ્ણુવી હાથેરે. ૮
કરી દીતી અદીતી બે બેનરે, દેવોને કાજેરે;
અદીતીને પેટે અસુર, દીતીને દેવો છાજેરે. ૯

દેવો થયા પ્રગટ બહુ સારરે, દશા બધ ગાજેરે;
અસુર થયાછે અપાર, કોટી ઘર ભાજેરે. ૧૦
દુઃખ દીધું દેવોને અપારરે, ગયા બ્રહ્મા કનેરે;
વિરચીએ મોકલ્યા છે દેવ, જાઓ સહુ હરી કનેરે. ૧૧
હરિએ મોકલ્યા સુરરે, જાઓ શીવ પાસેરે;
સઉએ વિચાર્યું છે મન માંહે શી પેર હવે થાશેરે. ૧૨
હરે કહ્યું વિરંચી પાસ જાઓરે, સારી થશે ગતીરે;
પછી ગયાછે ત્યાં સહુ દેવ, થઇ સારી મતીરે. ૧૩
હરીહર બ્રહ્માએ કરી વાતરે, હવે ક્યાં જઇએરે;
પ્રજાપતી બોલ્યા છે ત્યાંહ, આ દુઃખ કેમ સહીએરે. ૧૪
ચાલો જઇએ શ્વેતા ગીરી આપરે, પ્રચટ બાળા શક્તિરે;
મેરૂ શીખર લખ જોજન, કરતાં જાઓ ભક્તિરે. ૧૫
નાટારંગથી અમર સહુ જાયરે, ગાંધ્રવ માતારે;
અપછરા કરતી નાદ, વેદ ભણતારે. ૧૬
દેવો આનંદ કરતા જાયરે, પાયે ચડતારે;
કીધાં દર્શન ઉમંગે જઇ ઉદો ગડગડતારે ૧૭
માજી દ્વારે તે આનંદ થાયરે, બાળા જુવે ન્યારીરે;
જુએ અમ્રત બે લોચન, જોતો પ્રજાળીરે. ૧૮
બાળારૂપે તે દરશણ દીધરે, બોલ્યા મુખે માજીરે,
તમે કેમ આવ્યા છો અહીં, બોલી થાઓ રાજીરે; ૧૯
કરજોડીને બોલ્યા દેવરે, સનમુખ માનારે;
દુઃખ દીધું અસુરે અપાર, હમે ક્યાં રેહેવાનારે. ૨૦
વચન તે સાંભળી માતરે, વર દીધું મુખેરે.
સહુ જાઓ તમે આસન, રેહો સહુ સુખેરે. ૨૧
પછી ગયા પોતાને ઠામરે, ઉદો ઉદો કહેતારે;
થાએ પુષ્પ તણી અતી વ્રષ્ટ, દુદુંભી ગડગડતાંરે. ૨૨
પછી બાળાએ કીધું સ્વરૂપરે, વીકરાળ છાજેરે;
દેવ રક્ષણ કરવા કાજ, ત્રણ ભુવન ગાજેરે. ૨૩
અસુર મારી આવ્યાં ડુંગરરે, ધોળાગીરી માતરે;
ત્યાં માર્યા અસુરો બહુ, આરાસુર જાતાંરે. ૨૪
આવ્યાં મૃત્યુ તે લોકમાં માતરે, મનુષ્ય જન કાજેરે;
થયાં કળીયુગમાં વીખ્યાત, આરાસુરમા આજેરે. ૨૫

ભુ મધ્યે હવાં વીખ્યાતરે, શોક દુઃખ ટાળીરે;
તેનું રૂપ કોથી ન કળાય, દેવોએ ન્યાળીરે. ૨૬
બીજુ પ્રગટ કરૂંછું ધામરે, વરણવું તે તણુંરે;
કુંદનપુર નામે ગ્રામ મુખેથી હું ભણુંરે. ૨૭
શેખસાઇ ભગવાન છે ત્યાંહરે, મંદીર દીસેરે;
પ્રત્યક્ષ એંધાણી હાલ, જોવા મન્ન હીસેરે. ૨૮
કુંદનપુરનો ભુપ નરરે, ભીમક રાયરે;
તેની પુત્રી રૂક્ષમણી બાળ, કૃષ્ણ વર ગારરે ૨૯
રૂકમૈયો હતો તેનો ભ્રાતરે, શીશુપાળ લાવ્યોરે;
પરણાવીશ એમ વદે વાત, ભગનીને નવ ભાવ્યોરે. ૩૦
ચાલી રૂક્ષમણી પુજવા માતરે, વારણાં લેતીરે;
પુજા કરીને કેહેતી માત, દેજો હરી પતીરે. ૩૧
વર આપો માજીએ આપરે, પતીએ વરસેરે;
દ્વારિકાંથી આવેછે નાથ, તે ચીત તારૂં હરશેરે. ૩૨
વર લઇ તે ઉભીછે દ્વારરે, ઉભા ઘોડા ગાડીરે;
કૃષ્ણ આવ્યા તે રથ લઇ ત્યાંહ, કર ગ્રહી બેસાડીરે. ૩૩
લઇ ચાલ્યા દ્વારીકાં માંહરે, પુંઠે ભાઇ જાયરે.
તેની કરી વીચીત્ર કાય, તેથી પર ન અવાયરે. ૩૪
ડુંગર કાંસાનો હાલરે, દાંતાથી વાવ્ય કોણેરે.
નિશાની હાલ પ્રત્યક્ષ, રથની એંધાણેરે; ૩૫
દાદા કોટેશ્વર કૈલાશરે, આરાધે માહા મુન્યરે;
અંત્રીક્ષથી આવ્યાં ભોમ અતી હેતું પુન્યરે. ૩૬
અરબુદાથી સરસ્વતી માતરે, પોતે આવિયાંરે;
આરાસુરમાં કીધો વાસ, શિવ મન ભાવીયાંરે, ૩૭
અજગરે ગળ્યો નંદરાયરે, હાલ નિશાનીરે;
કોટેસ્વર પાસે આજ, પ્રત્યક્ષ એંધાણીરે. ૩૮
એક સમે ભંડાસુર દૈતરે, અસુર બહુ બળીયોરે;
આરાસુરથી પશ્ચીમ, તે પરવત પળીયોરે, ૩૯
છે બોરીયાન તેનો દેશરે, ચોવીસે ગાઉ ફરતોરે;
ત્યાં હતું તે રણ રણાકાર, અંબાજીથી ડરતોરે. ૪૦
હાલ વસ્તી નથી લવલેશરે, એમ સંભવેછેરે;
માર્યોછે માયે તે દૈત, ત્યાં અઘોરીયો રેહેછેરે. ૪૧

કેશ કૃષ્ણ તણા માયે લીધરે, બેશી ગોખેરે;
ત્યાં ગફા દીસે છે આજ, જોવા જઈએ શોખેરે. ૪૨
ચાચરથી ઉગમણી દીશાયરે, ધોળાગઢ કહીએરે;
આરસ ગઢછે ત્યાંહ, સજીવ જળ લહિયેરે. ૪૩
મહિષ મર્દની છે ત્યાંહ, હાલ દીસે ખરીરે;
માર્યો તો મહીસાસુર દૈત, તેને ધ્યાને ધરીરે. ૪૪
હીમાચળે કર્યો છે યજ્ઞરે, કુંદનપુર પાસેરે;
ઉગમણી ગંગા વહે, પીપળાનું વૃક્ષ દીસેરે. ૪૫
એક વિમળ નામે જૈનરે, ખેડાવાળ વાણીયોરે;
માયે આપી હતી નવનીધ, અધીક જશ પામીયોરે. ૪૬
તેનું નામ જગતમાં આજરે, પ્રસીદ્ધ એધાણીરે;
દેરાં કીધાં વિમળશા રાય, ત્રણસેં સાઠ આંણીરે. ૪૭
દયા આણી રાખ્યાંછે પાંચરે, એધાણી માટેરે;
પાળી મોટો કીધો તો રાંક, જીવને સાટેરે. ૪૮
એક હતો પારેખ અમેરાંમરે, ઝવેરના વંસમાંરે;
મંદસોર ગામમાં પુત્ર, માળવા દેશમાંરે. ૪૯
હતો માહા વેપારી પ્રૌઢરે, ઝાઝ ભરી આવતોરે;
રત્નાગર મધ્યે વાહાણ, રત્ન ભરી લાવતોરે. ૫૦
બધો માલ હતો અમુલ્યરે, બુડવા લાગ્યોરે;
ઉભો સ્તુતી કરેછે રાંક, આશરો માનો માગ્યોરે. ૫૧
બહુ સ્તુતી કરી અપારરે, અંબામાનીરે;
ઉતારો આ પાણીપાર, હું રહું શીરનામીરે. ૫૨
મારી વહારે આવો મહમાયરે, અપરાધ બહુ કીધોરે;
તમે આવી કરો સુખશાંત, કામ મારાં સીધેરે, ૫૩
આસનથી ઉઠ્યાં માતરે, વાઘે ચડી ચાલીયાંરે;
ત્રિશુળે તાર્યું છે ઝાઝ, સમુદર મહાલીયાંરે. ૫૪
દરશણ દીધાંછે માતરે, શેવક જન સાથેરે;
ઉતાર્યું સમુદ્ર પાર, પારખને માટેરે. ૫૫
હાલ પડછો છે પ્રસિદ્ધ ત્રીશુળછે વાંકુરે;
જઈ જુઓ આરાસુર માંહે, મુખે હું ભાંખુરે. ૫૬
ઝાઝ તારી આવ્યા મંદીરરે, સ્વપ્ન દીધું ભટનેરે;
ઝબકીને જાગ્યો ત્યાંહ, ઉઠ્યોછે ઝટનેરે. ૫૭

જઇ જુઓ માજીની કાયરે શરીર દીસે ઝાંખુરે;
અંગવસ્ત્ર ભીંજાયલુ દીઠ મુખેથી બાંખુરે. ૫૮
કીધુ નીચોવી જળપાનરે; ખારૂ લાગેરે;
જળ મોકલ્યું રાણાની પાસ, એવાણી માટેરે. ૫૯
એમ નીશ્ચય થયો તતકાળરે, શેવક તો હારે ચડયારે;
ભટજીએ કીધાછે પખાળ, આસન આવી અડયારે. ૬૦
માલ બધ લેઇને શેહરે, આરાસુર આવીયોરે;
અરપી દીધો સહુ માલ, મા અંગે ધરાવીયોરે. ૬૧
પારેખે કર્યો વીચારરે, ઝવેર પાસછે ખરૂરે;
એક લીલમછે રસાળ, મુગટ માંહે ધર્યુરે. ૬૨
રૂડુ પતું માતાજી કપોળરે, લીલમ પાસ લળકેરે;
વચ્ચે અમુલ્ય પત્ર લલાટ, મુગટ બહુ ઝળકેરે. ૬૩
પછી દીધો માયે શીર હાથરે, પારેખને સાહીરે;
કુમકુમ રેખાયોછે હાલ. જુવો જઇ ધાઇરે. ૬૪
ચાર જોત્યો બળેછે પાસરે, ઘીની અખંડરે;
તેના નામથી ચાલે હાલ, તેતો નહી ફંદરે. ૬૫
એના વંશના શેવે માતરે, સુખીછે માનવીરે;
તે આવે આરાસુર માંહ્ય, જવું ન પડે ઝાનવીરે. ૬૬
લઘુવરણુન કરૂ આખ્યાનરે. માતાજી પ્રતાપરે;
શેવક બાલાજી ગાય, મળ્યાં આપોઆપરે. ૬૭

## ગરબી.

સારૂ સારૂરે સુરત શેહેર મુંબાઇ અલબેલી એ રાગ.
ધનધન ધન તમનેઆજ, જસવતસીહ રાણા.
તમે ચતુર છો માહારાજ, દીસોછો શાણા. ટેક.
રાણા કેરૂ આખ્યાન કહું છુ લઘુ લઘુ હું આજરે;
સાંભળજો સજ્જન સહુ રસીયા, સરસે સઘળાં કાજ જસ. ૧
એક સમે શ્રી ફરસુરામે, નક્ષત્રી કીધી નવવારરે:
નવ રહ્યો ભુ ઉપર ક્ષત્રી, થયા અસુર અપાર. ૨
બ્રહ્મા તે સમે ક્રોધે ભરાયા, ગયા વીષ્ણું પાસરે;
શીવ સુરોયે વીચાર કીધો, અંબામાની આસે. જસ. ૩
આરબદા અચળગીરીપર જઇએ, અનળ કુંડની આગળરે;
કરવા માંડયો રાજસુયગ્ન, બ્રહ્માએ હળાહળ. જસ. ૪

તેમાંથી થયાછે ઉત્પન્ન, ક્ષત્રી ચાર બહુ રૂડારે;
પેહેલો પડીયાળ બીજો સોલંકી, ચુંવાળ ત્રણે સુરા. જસ. ૫
પુવાર ચોથો રાજવી હુવો, બ્રહ્મા સામો કીધો ભાલોરે;
બ્રહ્મા એ વર આપ્યો એને, જાઓ અસુરને મારો. જસ. ૬
તે રાજાએ રણમાં રહીને, પુત્ર સકળ સહુ પાળ્યારે;
રણમાં રહીને જસજ લીધો, નામે રજપુત ન્યાળ્યા. જસ. ૭
બ્રહ્માએ પુવારને આપ્યું, આબુ ઉજણનું રાજરે;
ધારાનું રાજ પણ તેને આપ્યું બહુ કર્યા છે કાજ. જસ. ૮
ત્યાર પછી રાજ પુવારે આબુથી ઉજણ કીધુંરે;
અડસઠ ભવાની ઉજણમાં, નામ કુળદેવી લીધુ. જસ. ૯
પ્રથમ કુળદેવી આરાસુરમાં, સરવે રજપુતોની છેરે;
અધીકાર પણ છે રાજાનો, શીરોમણી માનીછે. જસ. ૧૦
પુવારની ચાળીસમી પેહેડીએ, સવપાળ રાજા હુતોરે,
સીંધ ઉજણ રાજ કર્યું છે, વીક્રમથી ચાળીસ જોજો. જસ. ૧૧
રવપાળજી દ્વારકાં ગયાતા,ત્યાંથી કચ્છમાં આવ્યારે;
માતાજી પ્રસન્ન થયાંછે, પુજ્યો બહુવીધ લાવ્યા. જસ. ૧૨
દરશણનો એને નીયમ હતો, માતાજીપર ભારીરે;
જળ પીએ દરશણ કરીને, એવું મન વ્રતધારીરે. જસ. ૧૩
પ્રસન્ન થયાં માતાજી પોતે, વર આપીપે ચાલ્યારે.
સીંધનુ રાજ કરો તતપર થઇ, આઠ લાખ ગામ મહાલ્યારે જસ. ૧૪
નગરઠઠામાં રાજ કર્યુ છે, ચૌદમી પેહેડીએ પુત્રેરે;
રામાજી રજપુત થયા છે દીવો ઉદયો ઉર પુત્ર. જસ. ૧૫
નગરઠઠામાં સીંધવાઇ માતા, સ્થાપન કીધું રજપુતેરે;
પુત્ર નહીં તેથી દામાજીના, મનના મનોરથ ત્રુટે. જસ. ૧૬
કાલાવાલા કીધા છે અતી પ્રસન્ન થયા માતાજીરે;
શરીર પોતાનો મેલ ઉતારી પુત્ર કર્યોછે રાજી. જસ. ૧૭
રાજાને તે પુત્રજ આપ્યો, શીર હાથ માએ દીધોરે;
જસરાજજી નામજ પાડ્યું, જશ કરશે એવો કીધો. જસ. ૧૮
માતાજીએ રાખ્યો પાસે, રાજ કરો આ ઠામરે;
મારા સ્થાનકની પાસે રહીને કરો સેવકનાં કામ. જસ. ૧૯
વર એવો આપીને પોતે, સીંહાસન જઇ બેઠીરે;
ત્યારપછી ઉપન્યો મુસલમાન, દામો થયો અતી દુખી. જસ ૨૦

મુસલમાનોએ જુલમ કીધો, રાજ લેવા અતી મોટુરે;
વરસ એક સુધી યુદ્ધજ ચાલ્યું, દામોજી મુવે થયું ખોટુ જસ. ૨૧
કુંવર તેનો જસ રાજાએ. લડાઇ કીધી ભારીરે;
છીનવી પાછું રાજ કીધું, મુસલમાનોને મારી. જસ. ૨૨
પછી સહુ મુસલમાનોએ, જાદે છળભેદ કીધોરે;
થઇ પ્રસન્ન માતાજીએ, જસરાજ બોલાવી લીધો. જસ ૨૩
રાજ કરો હમારી પાસે, આવોને આ વારેરે;
વળતું રાજા બોલ્યા પોતે, પાછો સીધ જનાર, જસ. ૨૪
મુસલમાનોને મારીને. કરનાર નહી બીજુ રાજરે;
માતાજી વળતું એમ બોલ્યાં, તારો કેદારકુંવર રાજ. જસ ૨૪
કુંવરછે જસ રાજાનો રૂડો, કેદારસીંધજી રાયરે;
નીશાન ડંકાથી જસ રાયે; લાવ્યાં પોતે ત્યાંહ જસ ૨૬
બોચાડી ચાલ્યા આરાસુરમાં, જસ રાણાજી પોતેરે
રાજ કરયું કેદારસિંગજીએ, માતાજીમાં એક જોતે. જસ ૨૭
નીશાની હાલ છે જસરાયની, આરાસુરમાં દેખોરે;
ઘોડા ઉપર ગણપતી પાસે, સ્વાર થયાછે પેખો. જસ ૨૮
મરણ પામ્યા છે સિધ જઇને, રહ્યા કુંવર ચારરે;
ચાચરમાં ત્રિશુળ છબી છે, સનમુખ હાથી આગળ. જસ. ૨૯
જસ રાજા સ્થાનકે ચાલ્યા, રાખ્યો કુંવર મા પાસરે;
રહ્યો હતો પોતે ગબડમાં, માતાજીની આશે. જસ ૩૦
વચન બોલ્યા વાઘ આપી, સ્વાર થઇ જાઓ સહુ દેશેરે;
સ્વાધીન રહે રાજ સહુ દેશો, જ્યાં સુધી વાઘ ચરેશ. જસ. ૩૧
આવો ચારે દીશા ફરીને, થાય અધીકાર બંધરે:
રાજા સાતસેં સાઠ ગામનો, થઇ જાય ફંદા ફંદ જસ. ૩૨
માતાજી સનમુખ ઝરી વાવ છે, દીસેછે અદભુતરે;
નાગની કન્યા સુંદર દીસે, તે પરણાવી કેદાર સુત. જસ. ૩૩
તેના વંશમાં નારસીંગજી, તેના જાલમસીંગજીરે;
ભાઇ તેના હરીસીંગજી, તેના પુત્ર જસવંત સીંગજી. જસ. ૩૪
એના ભાઇ મોહોબત સીંગજી છે, રતનસીંગજી ત્રીજારે;
ભિમસિંગજી ચોથા ભાઇ, તેમાં પોતે પાટવી રીઝ્યા. જસ. ૩૫
કુંવર બે જસવંતસિંગજીને, અમીન્દ્રસીંગજી સારારે;
લાલજી લાલા દીસે રૂડા, લાગે સહુને પ્યાર.. જસ. ૩૬

દાણ લેછે રાજા પોતે, બ્રાહ્મણો ન આપેરે;
બીજી વરણો સરવે આપે, માફ રાણાની હોય છાપે. જસ. ૩૭
આ જશ ડંકાનો પાર ન પામું, કહેતાં ન આવે પારરે;
ડુંગરમાં હીમત છે સારી, શત્રુ ત્રાસ પામે અપાર. જસ. ૩૮
માતાજીમાં ચોકી પેહેરો, રજની દીવસ રહેછેરે;
આશ રાખી આરાસુરીની, અંબા નામ વદેછે, જસ. ૩૯
દેરાં જીરણ થયાં વીમળનાં પ્રાચીન જુનાં અપારરે;
અમદાવાદના પ્રેમાભાઇએ, મદદ કરી આવાર. જસ. ૪૦
પાલણપુર રૂપૈયા રાખ્યા, માસ એકને વ્યાજેરે;
દેરાની મજબુતી સારૂ, રાખ્યા પોતે આજે. જસ. ૪૧
આવેછે જાત્રાળુ લોકો, સુખી થાય દીન રાતરે;
સંઘવીઓ સહુ આશીશ દેછે, ચરણ જીવો મહારાજ. જસ. ૪૨
આરાસુરની યાત્રા કરીએ, ભવનાં પ્રાશ્ચિત જાયરે;
વાવ્યકુંડમાં નાહી જઇએ, વેદ પુરાણે ગાય. જસ. ૪૩
વાત ઉડાવી પાપી એકે, અંબા ગયાંછે ખેડમાંરે;
દાણ ચોરાવી રજપુત ચાલ્યો, તેને નાંખ્યો હેડમાં. જસ. ૪૪
આદ્ય શક્તિ આ ધામ વસ્યાં, પ્રતક્ષ પારો આજેરે;
આશનથી ઉઠી નથી જાતાં, જાએ શેવકને કાજે. જસ. ૪૫
ડુંગર મધ્યે રાજ કરોછો, માતાજી પરતાપેરે;
દાતા મધ્યે ધ્યાન ધરોછો, અંબાજી જશ આપે. જસ. ૪૬
આરાસુરમાં અંબા બેઠી, જાગતી જાહેર જોતેરે;
આશા પુરે ગફામાં પેઠી, સકળ શ્રષ્ટીમાં પોતે. જશ. ૪૭
જસ કરોછો સંઘવી જનને, સહુ પાસે બોલાવોરે;
સરપાવ આપોછો કૃપાથી, તનના તાપ સમાવો. જસ. ૪૮
દાંતા કેરૂ રાજ કરોછો, તખત તમારો શોભેરે;
માતાજી પરતાપે આવું, મન હમારૂ થોભે, જસ. ૪૯
જાતરાળુને સુખજ દોછો, ભય સઘળાના ટાળ્યારે;
દુશમનના તમે રીપુ કહાવો, હમ સરવેને પાળ્યા. જસ. ૫૦
ઘોડા ગાડી નિશાન ડંડા, અસવારી બહુ લાવેરે;
અંબાજીની જાત્રા કરવા, ઉમંગથી સહુ આવે. જસ. ૫૧
સંઘજ આવે અંબાજીના, નર નારી વ્રધ બાળરે;
ગાનતાન કરતા સહુ જન, તેની કરો સંભાળ. જસ. ૫૨

સુંદર રૂપ દીસેછે તમારૂં, કોમળ કાંતી સારીરે;
પાર ના આવે વરણુન કરતાં, શોભાછે બહુ ભારી. જસ. ૫૩
આદ્ય સંઘ છે નાગરી નાતનો, શાવણ મહીનો કાવેરે;
નાચરો સંઘવી સહુ રશીઆ, સરવે જનને લાવે. જસ. ૫૪
રૂડી ચૌદશ શ્રાવણ માસની કૃષ્ણપક્ષની સારીરે;
અમદાવાદથી કુબેરજી આવે, સંઘ લાવે બહુ ભારી. જસ. ૫૫
કુબેરજીપર મેહેર હતી બહુ, હરીસીંગજીની ચાર હાથેરે;
જસવંતસીંગજીની પણ તેવી; અંબામાછે માથેરે. જસ. ૫૬
સંઘવી સરવે નાગરો છે, ખંભાતના હરદેવજીરે;
અંબાલાલ નડીયાદથી આવે, જાદવલાલ પેટલાદથી. જસ. ૫૭
ભાદરવાનો સંઘજ બીજો, જોઇતાભાઇ સંઘવીનોરે;
તે પણ નાગર બ્રાહ્મણ હતો, અમદાવાદમાં દીવો. જસ. ૫૮
કારતગ મહીને તે પણ સંઘવી, લઇ જાય માને દ્વારરે;
બીજા સંઘવી નારણભાઈ તે આવે માજી પારે. જસ. ૫૯
અસલ સંઘ શ્રાવણ મહિનાનો, લાવે નાગરી નાતરે;
રાણાજી હુકમજ આપે, બેસાડે કેવાને વાત. જસ. ૬૦
હાલ કુબેરજી નામે ચીઠી, આપેછે રાણાજીરે;
ભટના ઉપર હુકમ થાયછે, પુજા કરે થઇ રાજી. જસ. ૬૧
નાટારંગ ચાચરમાં થાએ, નાગર સરવે નાચેરે;
મુળ મડાણે ચાચર આવે, અંબામાને જાચે જસ. ૬૨
નાગરોની છે કુળદેવી, હાટકેશ્વર અંબાબ્યરે.
થાળ આરતી કરે ત્યારે સહુ સાથે જમાયરે. જસ. ૬૩
એવો ટેક છે નાગરી નાતનો, અસલથી ચાલ્યો આવેરે;
વડનગરથી આવે સહુ જન, કેશ એક માસે ઉતરાવે જસ. ૬૪
ભાદરવામાં નાગરો ત્યાં, ચાચર આવી ગાયરે;
નાટારંગ કરેછે પોતે, ઉમંગ ઉર ના માય. જસ. ૬૫
નાગરોની કુળદેવી છે, રાણાની પણ કહેવાયરે;
દેવીએ અંતરમાં રાખી, ખરૂ તત્વ એ સહાય. જસ. ૬૬
આરાસુરમાં આદ્ય શક્તિછે, શિર રાણાને બિરાજેરે;
પ્રતાપ છે મંમાયા કેરો નાગરો અસલથી ગાજે. જસ. ૬૭
માતાજીનું માનસરોવર, તાપીશંકરે કરાવ્યું રે;
બીજા આરસ દેવડાવ્યા પોતે, અંબા પ્રતાપ વધરાવ્યું. જસ. ૬૮

આ જસ ગાવું શ્રાવણ માસે, માતાજી પાસે આવુંરે;
કૃપા કરીછે રાણાજીએ, વરસે એકે હું આવું. જસ. ६९
ગાઉ ગુણ હું રાણાજીના, ચરણજીવો આ જાતરે;
કટકા કરશે દુશમન કેરા, માતાજી રાખે લાજ. જસ. ७०.
ઉગ્ર પીઠ અંબાજી સેવો. અચળ છે આ ધામરે;
ચાચરથી બેઠે નથી ચાલ્યા, દૈસે એવું કર્યું કામ. જસ. ७१
ચાચર મધે ગણપતી બેઠા, વેહેરાઇમાતા દીસેરે;
સામા શંભુ બેઠા પોતે, સનમુખ માને હિસે. જસ. ७२
કાળભૈરવ અષ્ટ ભૈરવ, વાવ્ય માતાજીની સારીરે;
ખોડીયાળ માજી બેઠાં નાકે રક્ષા કરે સુખ ભારી. જસ. ७३
માનસરોવર તીરે શંભુ, બેઠી અજાઇ માતરે;
વન તરૂવર શોભા બહુ સારી, ત્યાં નાગર નિરાસ થાતા. જસ. ७४
કોટેશ્વર કૈલાસે જઇએ, સરસ્વતીમાં નાહાવારે.
પંચતીરથી કરીએ સહુ જન, સંપુરણ યાત્રા થાવા. જસ. ७५
કુદીએ ચાચર આવી પાછા ઉદો ઉદો ઓચરીરે;
માજીનું શીખર વધાવીયે, પ્રભાતે ઉઠી નીસરીયે. જસ. ७६
ભોળે ભાવે ભાવ ધરીને, ગુણ અંબાના ગાઉરે;
કુબેરજી ત્રીકમજી ભાઇ, ડાહ્યાભાઇને લાવું. જસ. ७७
ઓગણીસે છતરીસામાં, રૂડો શ્રાવણ માસરે;
ચાલી આવું વદ ચૌદશે, રાખી માજીની આશ. જસ ७८
માતાજીનો શેવક ગાયે, બાલાજી સુભ નામરે
પીતા ભગવાનજી જે સારા, અમદાવાદમાં કામ. જસ. ७९
ગાશે સુણસે ભાવ ધરીને, નરનારી વૃધ બાળરે;
અંબાજી જસવત જસ આપે, કોઇને નવ દે આળ જસ. ८०
અંબામાની મેહેર થઇ, નમી નમી પાયે લાગુરે;
નાગર બ્રાહ્મણ ઉપર કરૂણા, કરો મા આજ્ઞા માગું. જસ. ८१

## ગરબી.

જસવતસિંગરાજ. મંમાયા પરતાપે રાજ કરોછો;
મા ઉપર ભાવ, રઇયતને સુખ કરવા ધ્યાન ધરોછો. ટેક.
તમો છો ગુણસાગર બહુ રશીયા, પરતાપ ઘણો જાતે હશીયા;
આવી દાંતા ડુંગરમાં વશીયા. જસવત. १
તારા મહોલ અતી સુંદર સારા, કોટ બુરજે મુકયા છે મારા;

તે જોતામાં શત્રુ હારયા. જસવત. ૨
ઘર મેડીયો સરખાસરખી, એવી શોભા દાંતાની નિરખી;
જોતામાં બુદ્ધી રેહે હરખી. જસવત. ૩
અંબાના મોહોલ ઘણા સારા, નીકળે છે સરસ્વતીની ધારા;
ચાચર આવી રંભા બાળા જસવત. ૪
માના માનસરોવરમાં પાણી, જળમાં નાંખ્યું અમૃત આણી;
ડુંગરામાં ના મળે એધાણી. જસવત. ૫
માના માનસરોવરમાં નાહે, ભવના પ્રાશ્ચિત ત્યાં જાએ;
માનો પુજાપો લેઇ લાગે પાએ. જસવત. ૬
ઘડમાં વાઘોની બીકે ભારી, વાટે આવે સઉ નરનારી;
રક્ષા કરે અંબા સારી. જસવત. ૭
ત્યાં જસવતસિંગ ચીઠી આપે, અંબાની છાપ કરીછાપે;
તેનું દાણ નાગર ના આપે. જસવત. ૮
રાણાનો ડુંગર બહુ શોભે, જોવા મનકુ અતિશે લોભે;
આવી ઉભેથી ચીત થોભે. જસવત. ૯
નાગરો આવે સંગ લઇને, દરબાર કને આવે જઇને;
જાએ અંબાજી એક રાત રહીને. જસવત. ૧૦
આ બાલાજી વાણી કેહેછે, અમદાવાદમાં તે રહે છે;
માજીની આશીશ ઘણી લેછે. જસવત. ૧૧

## લાવણી.

જસવતસિંગ માહારાજ મેરેમતવાલા;તુમસદા સલામત રોહોને ડુંગરવાલા ટેક.
દાંતામે ડંકા બજા દેખો સબ ભાઇ, બીચમે મેહેલ બિરાજે, શોભા પાઇ.
ડુંગરમે દેખો, ઢાલ તરવાર ઓર ભાલા. તુમ. ૧
દેખો શોભા રાણાકી મનમે લાઇ, સબ રૈયત કેહેતી દાંતામે અંબે આઇ;
ઘોડેકા સ્વારકુ ચમક રહે કર ભાલા. તુમ. ૨
હાથુમે દેખુ બંદુક ઓર હથીઆરા, સબ રખેવાલુકુ હુકમ દિયાહે સારા;
ડુંગરમે ચોકી કરતા હે ખુબ લાલા. તુમ. ૩
રાણાકે પાંઉમે કડા હીમકા છાજે, દો ભાઇ ભતિજે કે પાંઉમે બિરાજે;
દાંતા કે ઘડમે ગયા હુતો સબ લાલા. તુમ. ૪
અંબે મૈયા મીલી તુમકુ શાણી, ઓ મીલી રાણીકુ સતી મનમે આણી,
સબ રૈયત કેહેતી ઓઇ દાંતાવાલા તુમ. ૫
રાજાકુ પરસન માજીહે ખુરબાની, મેં ગાતાહું અંબેકુ મનમે માની.

દરબારમેં તુમ બેઠ રંહે મતવાલા તુમ. ૬
અંબે મેરી ઉસ્તાદ ગાવું છંદ તેરા, મેં કરતા તુમકુ યાદ રહો મેરેડેરા.
ગાતું બજાવું.ગુન અંબે લાલા. તુમ. ૭
ડુંગરમે તુમ રખતે હે સબ પેરા, ગાવે નાચે ચાચર નાગર લેહેરા;
મંડપમાં આદે ગુન ગાએ સબ લાલ. તુમ. ૮

## ગરબી.

ધનધન આજ, જસવતસિંગ રાણા;
મોહોબત સીંગ ચતુર છે શાણા. ધન. ટેક
ડુંગરનું રાજ કરો સારૂ, તે જોવા ચીત ભમે મારૂ;
તમારા ગુણ ગાવા ધારૂં. ૧
શાવણે માજીનો સંગ આવે, નાગરો રાણાને મન ભાવે;
અંબામાને ઉરમાં સહુ લાવે. ધન. ૨
જસવતસિંગ જસ થયો આજે, માજીની મેહેર અતી છાજે;
માજી દરબાર અતી ગાજે. ધન. ૩
મુબારખીંબ દીસે છે રૂડુ, તમારા વેરી બોલે ભુડું;
તેને માથે માતાજીનું છોડું. ધન. ૪
માતાજી પ્રસન્ન છે તમને, માર્યા તમે આવીને જમને;
અતીશે લાભ થયા હમને. ધન ૫
મોહોબતસિંગ મોજ કરે સંગમાં, જસવતસિંગ દિસે છે રંગમાં;
માનવી સહુ રહ્યા ઉમંગમાં. ધન. ૬
આસીરવાદ સંગમા સહુ દેછે, ચરણજીવો રાજાને એમ કહેછે;
માતાજીનું નામ આવી લેછે. ધન. ૭
ખુશી થયાં સંઘવી બહુ ઝાઝા આવી થયા આણંદી તાજા;
બાલાજી જોડે બેઠા રાજા. ધન. ૮

## ગરબી.

આ જસવતસીંગ માહારાજ, રૂપે રંગીલા.
આ મોહોબતસિંગ મહારાજ, રૂપે રંગિલા. ટેક.
રૂમે રંગીલા છેલ છબીલા, સરી સરખુ મુખ શોભેરે,
આરાસુરમાં અંબે બાળા, જોતાં મનડુ થોભે રૂપે ૧
કોમળ કાયા સુંદીર સરખી, મુખ હસ્તું બહુ રાખોરે;
સંઘવી સરવે આવી બેસે, તમે સહુ મુખથી ભાખો. રૂપે. ૨
હાથી ઘોડા પ્યાદળ સોહીએ, ટકોરખાંનું વાગેરે;
શરણાઇઓનો શબ્દ સુણતાં, મારૂં મનડું જાગે. રૂપે. ૩

દરબારે સરવે જઇએ ચાલી, બેશીએ સનમુખ જઇનરે;
સંઘવી સૌજન આવી બેસે, અરજ મુખથી કહીને, રૂપે. ૪
અતી હુવો જસ સંગમાં આજે, ધનધનછે મહારાજરે,
આશીરવાદ સૌ મુખથી કહેછે, અખંડ રહો આ રાજ રૂપે. ૫
મહોબતસીંગજી દીસે રૂડા, આરાસુરમાં પધાર્યારે;
સૌ સંગ ઉપર કરૂણા કીધી, ભક્ત સઉને ઉગાર્યા રૂપે. ૬
ચોકી પેહેરો સારો કરાવ્યો, પડયું નથી કાંઇ દુઃખરે;
જેજે અંબા બોલે સઉજન, કર્યું અતીશે સુખ રૂપે. ૭
નરનારી નાગર સૌ બ્રાહ્મણ, ચાચર આવી જાયરે;
જસવતસીંગજી મોહોબતસિંગજી, પાસે બાલાજીગાય. રૂપે. ૮

## ગરબી તિથીના રાગનીદેશી.

આ જસવતસિંગ મહારાજ, ચરણસેવોરે;
અંબાગાના કુળમાં, થયો એક દીવોરે. ૧
રૂપ જોઇ તન મનમાં હું અતિ હરખુરે.
અંબામના દરબાર અધિક મણી સરખુરે. ૨
ધન ધન આજુનો દીન. થયો બહુ સ રોરે;
નાગર રાણાજી સાથ, પુજેછે પારોરે. ૩
કુળદેવી રાણુની નાગર સાથેરે;
આ બે જણુની છે માત કુળથી માથેરે. ૪
રાજ કરેછે જસવતસિંગ મહારાજારે;
નાગર બ્રાહ્મણ સૌ સાથ, બેઠા રાજારે
આરાસુરી અંબાના ચરણ શેવોરે;
આ જનમ ધરી એકવાર લાભજ લેવોરે. ૬
શોભે રાણુનો મેહેલ અતીસે સારોરે;
હાથી ઘોડા છડીદાર ઉભા દ્વારોરે. ૭
પ્રેમે પુજે માત આરાસુર રાણીરે;
આવી દરબારે ગાય, બાલાજી વાણુરે. ૮

## ગરબી.

ગુણ ગાઉ હું આજથી, જસવતસિંગજીના. હાંહાંરે જ.
દરબાર શોભે રાજથી, જસવતસિંગજીના. હાંહાંરે જ. ૧
ડુંગરમાં ડંકા થયા જસવંત. હાંહાંરે જ.
ભાખરામાં ભાવડાં રહ્યાં. જસવંત. હાંહાંરે. જ. ૨

દાંતામાં પેહેરા ફરે, જસવંત. હાંહાંરે. જ.
દુ:ખદારીદ્ર મા હરે, જસવંત, હાંહાંરે. જ. ૩
જસ સઉજન મન ગાયછે. જસવંત. હાંહાંરે. જ.
પાલવ આવી સાહ્યું છે. જસવંત. હાંહાંરે. જ. ૪
હુકમ ત્યાંથી થાયછે. જસવંત. હાંહાંરે. જ.
સૌ સાથે સિપાઇ જાયછે. જસવંત, હાંહાંરે. જ. ૫
નાગર સઉએ આવીને. જસવંત. હાંહાંરે. જ.
સુખથી સાજ સજાવીને. જસવંત હાંહાંરે. જ. ૬
ભાઇછે મોહોબતસીંગજી, જસવંત. હાંહાંરે. જ.
બીજા રતનસિંગજી. જસવંત, હાંહાંરે. જ. ૭
ત્રીજા ભાઈ ભીમસિંગજી. જસવંત. હાંહાંરે. જ.
કુંવર પાટવી અમીરસિંગજી. જસવંત. હાંહાંરે. જ. ૮
નાના કુંવરછે લાલજી. જસવંત હાંહાંરે. જ.
તે થઇ રહ્યા અતિરંગજી. હાંહાંરે. જ. ૯
વડા ભટ કેવળરામ છે. જસવંત હાંહાંરે. જ.
બીજા ભાઈ અબારામછે જસવંત. હાંહાંરે. જ ૧૦
કૃષ્ણારામ ત્રીજા ખરા. જસવંત. હાંહાંરે, જ.
પુજારા ત્રણે કર્યા. જસવંત હાંહાંરે. જ. ૧૧
અંબા પુજે આપથી. જસવંત. હાંહાંરે. જ.
સર્વે હુકમ કરે છાપથી. જસવંત. હાંહાંરે. જ. ૧૨
કોઠારી ચોકીદારછે. જસવંત, હાંહાંરે. જ.
ધર્મશાળાની હારછે. જસવંત. હાંહાંરે. જ. ૧૩
મંડપની રચના થઇ. જસવંત. હાંહાંરે. જ.
આશ અંબાની ભઇ. જસવંત. હાંહાંરે. જ. ૧૪
શેવક અંબાજી તણા. જસવંત. હાંહાંરે. જ.
ટોળાં આવે સંગ ઘણા. જસવંત. હાંહાંરે. જ. ૧૫
અંબા ચાચર જાયછે. જસવંત. હાંહાંરે. જ.
બાળાજી જસ ગાય છે. જસવંત. હાંહાંરે. જ. ૧૬

### ગરબી.

કારતક મહીને કરૂણા કરી તમે આજરે. જસવંતસિંગજી
આ સંગ આવે સૌ સાથે રાખો લાજરે. જસવંતસિંગજી ૧
માગશર મહીને મન થયુંછે ભારેરે. જસવંત.
આ કાયા સુંદર દીસે મુખ શશી ધારેરે. જસવંત. ૨

પોસ માસે તપ્ત તમારૂં શોભેરે. જસવંત.
આ અંબા મા અંતર છે મનડું લોભેરે. જસવંત. ૩
માહા મહીને મળવા તણું મન થાયરે. જસવંત.
આ અંબા મા દરબારે સૌજન જાયરે. જસવંત. ૪
ફાગણ મહીને ચાચર રંગ રમાયરે. જસવંત.
આ રંગ મંડપમાં નારી નર સહુ ગાયરે. જસવંત. ૫
ચૈતર મહીને ચરણકમળ હું શેવુંરે. જસવંત.
આ અંબામા હું શીર ધરી તમ જોવુંરે. જસવંત; ૬
વૈસાખે વનવગડામાં તમ શરણેરે. જસવંત.
આ ઘેર ઘેર મા ગાએ જઇ નમે ચરણેરે. જસવંત ૭
જેઠ મહીને જનમ ધર્યો છે માજીરે. જસવંત.
આ શેવક ઊપર રાણા રેહેછે રાજીરે. જસવંત. ૮
અશાડ મહીને આધ ભવાની શેવોરે. જસવંત.
આ ભક્તિ ભાવે ભજી ભજી લાવો લેવોરે. જસવંત. ૯
શ્રાવણ મહીને સંગ ભરાયછે સારોરે. જસવંત.
મા નાગર આવે અસલથી પુજે પારોરે. જસવંત. ૧૦
ભાદરવે ભક્તોનું માજન રાખોરે. જસવંત.
આ સરવે આવે સંગ મળી જન લાખોરે. જસવંત. ૧૧
આસો મહીને આરાસુર આણંદ થાયરે. જસવંત.
આ વિજીયા દશમીએ રાણીજી ત્યાં જાયરે. જસવંત. ૧૨
આસો મહીને ગરબા જોવા જઇએરે. જસવંત.
મા નવરાત્રીની પંચમીએ ગુણ કહીએરે. જસવંત. ૧૩
પુરણ મહીને રાણાજી થયા રાજીરે. જસવંત.
મા બાલાજીપર કરૂણા કરી રહ્યા માજીરે. જસવંત. ૧૪

---

## ગરબી.

જસ જુગમે હુવા આઇ અંબે, આરાસુરી કર લંબેરે. જ. ટેક.
દાંતાકે ડુંગર બેઠી, રાણાકે તનમે પેઠી;
સબ દુનીયા કે મન અંબેરે જસ જુગ. ૧
જસવંતસીંગ રાજ કરેછે, માજીનું ધ્યાન ધરેછે;
રાણો રાજ કરે એક થંભેરે. જસ જુગ. ૨
સંગવી સંગ લેકર આયે, નાગરો મનમેં પાએ;
જસ અંબેકા મન ગાયેરે, જસ જુગ. ૩

મેં દુર દેસસે આયા, આનંદ બહોતરી પાયા;
આચરમેં ગાન લગાયારે, જસ જુગ. ૪
નાટારંગ હોવતહે આજે, સિંગાસન મૈયા બીરાજે;
ત્રિલોકમેં અંબા ગાજેરે, જસ જુગ. ૫
વાગે તાલ મ્રદંગ પખાજે, ભેર ભુંગળ સભામેં વાજે;
ગાન કરે બહોત અવાજેરે. જસ જુગ. ૬
સબ નાચત કુદત જંબે. હાથ કરત સનમુખ લંબે;
સ્નાન કરતે સરોવર ગંગેરે. જસ જુગ. ૭
આએ ચાચર હોડી દોશાલા, ગાતાહે મનમેં લાલા;
ગાયે સાવનમેં મુખ બાલારે. જસ જુગ. ૮

## પ્રભાત.

ગણુપતી મુઝ જ્ઞાન દીજે, ગાતું એક દંતા;
મંગળ કર શીર રીજે, નમું વક્રતુંદા. ટેક
કૃપાલુ પરમ પ્રતઃ ભયો ધ્યાન ધરત;
અમર આપે પુજન કાજ, સરવ આપુ જુથ જુંડા. ૧
ચરણુ સેવે શક્ર દેવ, સુરમુની ભણુંતા
પુજન પાઠ પ્રથમ હોત, નાચત ફરંતા. ગણુ. ૨
પદ્મ હાથ ફરશી સાથ, રીધિ સિધી કરંતા.
પંનગ ઉપવીત હે કંઠ; મશકપર ચલંતા. ગણુ. ૩
ગાવત આજ મંડલી સાથ, બાજત બજંતા;
મેહેર એર કીજે બાલાકુ, આયે ગુણુ ગજંતા. ગણુ. ૪

### રાગ ઉપર પ્રમાણે.

જેજે જેજે જે અંબે, ધ્યાન ધરૂ તેરા
કૃપા કીજે મા જુગદંબે, મેં શીરૂ તુજ ડેરા. ટેક.
વેદ વિરંચી પાર ન પાવે, શીવ કરત લહેરા;
નારદ કાનડ બેન બજાવે, શુક મુન્યપર મેહેરા. જેજે. ૨
મેં હું બાળક આઇ તેરા, કરો આપ મેહેરા;
માત સ્મરણુ હોત ન આવે, ચોરાશી ફેરા, જેજે. ૨
તુળજા ભવાની કાળી, બહુચર અંબે મેરા;
મન બાળા શ્રી હે ત્રિપુરાઇ, રખો કર શિર મેરા. જેજે. ૩
અંબાકે લાલપર કરૂણાહી કીજે, બાલક હે તેરા;
પાયે પડકે આસરણુ. કરતા હે લેહેરા. જેજે. ૪

## રાગ ઉપર પ્રમાણે.

જાગીએ અલબેલી માત, પ્રાત ભયો માઇ;
અમર આવી સહુએ ગાત, રહ્યાછે હરખાઇ. ટેક.
કામી ક્રોધી મોહ લોભ, સ્થીર રેહે પાજી;
અંધકાર થોભ, દેવ કરયા રાજી; જાગીએ. ૧
હરિહર વેદ આજ ગાત, વિરંચી રહે સાઇ;
ઇંદ્ર નારદ સારદ સાહાત, ગાંધર્વ રહે ગાઇ. જાગીએ. ૨
ચાચરમાં શિશ નામું આવી, શેવક લ્યો સાહી.
હર્ષે અંબાલાલને કરાવી, રાખો અમર આઇ. જાગીએ. ૩

## રાગ ઉપર પ્રમાણે.

શક્તિ સાચી સરવે શેવો, ગંભીર ગુણ ગાવે.
અંતર અભીમાન તજો, મનડુ શું ભમાવે. ટેક.
માકે ઉદરમેં આઇ; ઉન્મત શું ધરાવે;
કામ ક્રોધ માયા લોભ, પડપંચ શું કરાવે. શક્તિ. ૧
આપકી ખુબીસે આજ, ચીત કયું ચોરાવે;
રંગ ભોગ ઇશક કરે, મન તુ કયું ચલાવે. શક્તિ ૨
હાથ ખુબ માલ પાયે, કર્યું ધરણી ધરાવે;
મરના હે જરૂર દેખે, કોડી સંગ ન પાવે. શક્તિ. ૩
સમજલે મન યાર મેરા, ગર્વ કયા ધરાવે;
ગયે રતન છોડ સબ, કોરી નહી આવે, શક્તિ. ૪
ચલતાહે મગરૂબિશે તું, રંડી કયા નચાવે;
પેદા કીયા જીને યાર, ઉનકુ કયું ન બોલાવે. શક્તિ.
બંદા જીયતહે તેરા, નામ ધરત રેવે;
અંબેકુ યાદ કરો નાહિ કુંડ વાવે. શક્તિ. ૬
સીધી દેવે સકળ માજી, ત્રિતાપકુ તજાવે;
દુઃખ ન પામે દેહ ધરી, ચરણ શીશ નમાવે. શક્તિ. ૭
મારકુંડ અમર કીયા, ભટ વલ્લવ ઉગારે;
અંબાકુ લાલ પડલ પાય, ગાવત ગવરાવે. શક્તિ. ૮

## પ્રભાતીયાં દેશી ફેર.

આરાસુર મંડપમાં ખેલે, રંગે રમે નવરાત્રીરે. ટેક.
પ્રાતસકાળે માના પુજન કીધાં, સનમુખ બેશી તારારે;
ગંધ ક્ષત પુષ્પ અરપી દીધાં, કીધા અંગ રંગ સારારે. આરા ૧
મધ્યાને છે મા મતબાળી, સરવે બેન બોલાવીરે;

નવદુરગા નવ દાહાડા બેળી, હરખે સહુને લાવીરે, આરા. ૨
સાયંકાળે સંગ મળીને, આનંદ ઓછવ ગાયેરે;
બાળા બહુચર ત્રિપુરા કાળી, શ્રી તુળજા મન ગાયેરે. આરા, ૩
હરીહર બ્રહ્મા નારદ વિમાને, બેશી વેદ ગુણ ગાયારે;
અંબાને લાલ હરખી નીરખે, પ્રાતસમે કરે માયારે. આરા. ૪

## રાગ ઉપર પ્રમાણે.

ભવાની ભવ તારણી અંબે, અમર તારી કાયારે. ટેક.
અમર કીધું અમર વરસાવી, સરવ તારી માયારે,
અરૂણ ઉદે થયો આંગણે આવી, ઉભી ત્રિદેવ જાયારે. ભવા. ૧
મુની મારકંડ અમર કીધો, તારાં ચરીત્ર જણાવ્યાંરે,
અષ્ટભુજા આપે થઈ લીધો, કંશના પ્રાણ હણાવ્યાંરે; ભવા. ૨
રાજા સુરથ વૈશ્વ વન ચાલ્યા, સાથે ઉદાશી આવ્યારે;
મેત્રાઋષી આશ્રમમાં બેઠા ત્યાં, તેના શોક ઉડાવ્યારે. ભવા. ૩
શુંભ નીશુંભ મહીષાસુર સરખા, ભંડાસુર ભડ કાપ્યારે;
અંબા પુજવા ચાલી રૂક્ષ્મણી, રઘુવર પરણાવ્યારે. ભવા. ૪
મહર્ષી મુનીયે શેવી અંબા, રાવણ શીર રખડાવ્યાંરે;
અગસત્ય પત્રિ રંગે ઉપાસે, હયગ્રીવને ભણાવ્યારે. ભવા. ૫
કાળી રૂપ કરૂણા કીધી, સહસ્ત્ર આયુધ કર ધારયાંરે;
મોહિની રૂપ ધરીને આવ્યાં, વિષ અસુરને પામ્યાંરે. ભવા. ૬
ત્રિપુરા તું બાળા અજાઇ, અંબા ત્રિભોવનની રાયારે;
સહસ્ત્ર રૂપે સઘળે વ્યાપી, આયુધ કરમાં સાહ્યારે. ભવા. ૭
રક્ષા કરી ભુમીપર વસિયા, મેરૂ શીખરથી ધશાયારે;
ડુંગર આવ્યા અંબાલાલના, મનમાં અતિ રંગ દશીયારે. ભવા. ૮

## રાગ ઉપર પ્રમાણે.

આવી હમને ધારણ દીજે, દેવીદીનદયાળીરે. ટેક.
આરાસુરમાં વાસજ કીધો, મેરૂ શીખર વાળીરે,
દૈત ચરી સનખલપુર આવ્યાં, પાવે વશી જઇ કાળીકા. આવી. ૧
નારાયણી શહુ નરને તારયા, અંબા બહુચર બાળીરે;
હમે અગનાની દાસ તમારા, આવી લો સંભાળીરે. આવી. ૨
શરણાંગત શેવક જન આવ્યા, રહિયે માજી પાખેરે;
વ્યાસમુની મા હર શેવે, છાયા દેવોને રાખેરે. આવી. ૩
શેવક જનની તું વિણ લાજો, કોણજ રાખે હમારીરે;
અવર બીજા કોને જાચીયે, તુ વીના ન કો સારીરે આવી. ૪

દેવી દાતાર દયા કરો મા પાંગળાને લ્યો પાળીરે;
કાલાવાલા તમને થાયે, પાયે પડીએ રહો ન્યાળીરે. આવી. ૫
આ અવસર આવોની અંબા રહ્યો છું પાલવ સાહીરે;
રીસ ન ધરશો અંબાના લાલપર, તમેછો પાહીમાં પાહીરે. આવી ૬

---

આ અવસર આવોની અંબા, રાખો લાજ હમારીરે. ટેક.
પ્રાતઃકાળે રૂમઝુમ કરતા, સોભા આપો ભારીરે;
ચાચરમાં આવી રમતા, શેવક લ્યો ઉગારીરે. આ અ. ૧
ઝરમર ઝરમર મેઘલા વરશે, શેવકજન અકળાયરે;
પારે આવે માજી હરસે, કેમ આ દુઃખ સહવાયરે. આ અ. ૨
નાટારંગ હમે સહુ કરતા, તારા સામો મુજરોરે;
તનમનમાં ધ્યાન તારૂ ધરતા, દુકૃત માજી હરજોરે. આ અ. ૩
પ્રલ્લે પાપ નથી કેપ કરતાં, શું કરવા અકળાવોરે;
આવું ના કીજે માજી હમને, વર્ષ એકે બોલાવોરે. આ અ. ૪
સુખી રહીશું તો આવીશું, તારા ગુણલા ગાશુંરે;
હરખી નરખી સુખીયા થઇશું, ચાચર આવી જાશુંરે આ અ. ૫
આ લોક નવગ નાગર આવે, અટપટુ મનમાં બોલેરે;
તે માજી તમે મનમાં રાખો, મગન થઇને ડોલેરે. આ અ. ૬
રંગ મંડપમાં ઉભા રહીને, નરખી હરખી રમીએરે;
દાસ ઉપર દયા કરી દીજે, ચરણ કમળ તારે નમીયેરે. આ અ. ૭
કાલાવાલા કરીને શેવિયે, મેહેર કરો મંમાયારે;
જેજે થાએ સકળ સંગમાં, તુ જુગ જુગની રાયારે. આ અ. ૮
બાળા બહુચર બાળક તારા, આ દુખે અકળાએરે;
તારા વણ કોણ સાહે થાએ, પ્રેમ પ્રસાદજ પાયેરે આ અ. ૯
સકળ સભા ટોળે મળી રબા, અંબાને મન ગંબારે;
લેહેરી અંબાના લાલ દુઃખિ થાએ, સાહે મામન અંબારે. આ અ. ૧૦

---

શ્રી અંબા બાળા કામેશ્રી, ત્રિપુરા તનથી ન્યાળીરે;
ત્રિકોણ બીંદુ વસુ કોણ ત્રિકુરા, લલિતા લો સંભાળીરે. ટેક
શ્રી કલ્યાણી બાળા બુદ્ધિ, કુબુદ્ધિ નાંખો ટાળીરે;
ત્રિપુર સુંદરી ત્રિદોશ કાપો, સંકટ નાંખો વાઢીરે; શ્રી અંબા. ૧
કામેશરીમા કામ કરોછો, સુખિયા રાખો ન્યાળીરે;
ભગવત કાળી ખડગ ધારી, રાખો સૌને પાળીરે. શ્રી અંબા ૨

બીંદુ રૂપે શંકર જાણું, ત્રયક્ષરી પદ ત્રિકોણ વાળીરે;
લલિતા શરણે દેવો આવ્યા, પરતક્ષપારો નિહાળીરે. શ્રી અંબા ૩
અકાર રૂપે આપ બિરાજો, ઉકર ઉદય, પ્રકાશીરે;
મકાર માયા મહતા ભારી, ત્રયક્ષરી પદ ધારીરે. શ્રી અંબા ૪
બ્રહ્માદિ ઇંદ્રાદિ શેવે, ત્રિકોણ બીંદુ બાળારે;
નારદ વેદ દેવ મુખ ચારે, ગાયત્રી ગત વાળારે. શ્રી અંબા ૫
સોળ કળા શશિ બીંદુ શોભે, બાળા બહુચર બાળીરે;
ચંડ મુંડને નાંખ્યા મારી, રક્ત બીજને રોળીરે. શ્રી અંબા ૬
ધુમ્ર લોચન મહિષાસુર સરખા, ક્ષણમાં નાંખ્યા ટાળીરે;
શુંભ નિશુંભને ત્રિશુળે માર્યા, હિમાચળીએ આવી. શ્રી અંબા ૭
અકળ કળા રૂપ તારૂ દીસે, જોઈ તારી ગતી ન્યારીરે;
મુંઢમતી હું શરણે આવ્યો, ચરણે નમું હું તારી. શ્રી અંબા ૮
શેવકજન શરણાંગત રાખો, નેત્ર ભરી નિહાળોરે;
પાતીક સર્વે ટાળી નાંખો, દુર્જનને બાહારે. શ્રી અંબા ૯
બ્રાહ્મણ થઇ નહી ભજે ભવાની, ગયો જુઠ જનમારોરે;
નારાયણી નવરાત્રી મધ્યે, ખેલે રાતને દહાડોરે શ્રી અંબા ૧૦
ઉત્તર મધે આપ બિરાજે, દેવો સરવે નીહાળેરે;
ધોળાગઢ શ્વેતાગીરી શિખર, બેઠી આરાસુરી પાળે. શ્રી અંબા. ૧૧
પુરવમાં પાવાગઢ ગીરી, ઉપર બેઠી કાળીરે;
ચસ્તુ રાજાને રાજ કરાવ્યું, રાખો ઉગારી પાળીરે, શ્રી અંબા. ૧૨
દક્ષીણમાં તુળજા ભવાની, આયુધ અષ્ટ ભુજાહારે;
રક્ષા કરેછે શેવક જનને, રાખે સુખી મંમાહરે. શ્રી અંબા. ૧૩
બાળા બહુચરી ચુંવાળ મધ્યે, લીધો વલ્લભ પાળીરે;
નારીના માથે નર કર્યા છે, પરતક્ષ છે એંધાણીરે. શ્રી અંબા. ૧૪
દાસ ઉપર દયા કરી દીજે, કાપો કઘુધી હમારીરે;
અંબાનો લાલ્લ શેવક ગાયે, દાસને લ્યો ઓધારીરે. શ્રી અંબા ૧૫

### પરભાત.

આરાસુરી કરૂણા કરો અમને, પ્રેમે પાયે લાગુરે, ટેક.
પ્રાતઃકાળે દરશ આપો, બાળા બાળા સ્વરૂપેરે;
જરકશી અમર અંગે અરપો, મોહ પામ્યા એ રૂપેરે. આરા. ૧
મધ્યાને જ્યારે દરશન આપ્યાં, તરૂણ રૂપ જોઈ બેહારે;
મદભરી મદપાનજ અરપ્યાં, ગવર ગવર ગક્રામાં પેહારે. આરા. ૨
સાયંકાળે દરશણ દીધાં, વૃદ્ધસ્વરૂપે નિરખ્યાંરે;

કારજ સરવે દેવનાં કીધાં, શેવકજન મન હરખ્યારે. આરા. ૩
હોડણુ પેહેરણુ લીલાચણીયા, નવરંગ સાળુ પેહેરીરે;
કર કંકણચુડી પાયે વેડ વીંછવા, આવો હરખતાં લેહેરીરે. આરા. ૪
અરૂણુ ઉદે થયો રજની ભાગી, આવો ચાચર ચાલીરે;
દેવ દેવાંગના નીંદરા જાગી, લાગી સહુને વહાલીરે. આરા. ૫
સાહ્ય કરો સનખલપુર રાણી, નવદુરગા મન આણીરે;
દાસના દાસની લે આ વાણી, સાહ્ય કરો સંભાળીરે. આરા. ૬
કાળી કલ્યાણી કામ કરોછો, બાળા ત્રિપુરા આસેરે;
શ્રી અંબીકા દુઃખ હરોછો; દૈત રહ્યા તારે ત્રાસેરે, આરા. ૭
રાખો જોડી કુશળ હરામી, કુબુધી કાપી નાખોરે;
અંબાના લાલ વિનતિ કરે તમારી, સુખડાં કરીને રાખોરે. આરા. ૮

---

આ ઓછવનો દીનછે અંબા, રાત રહીછે થોડીરે;
ઉઠો સનમુખ ઉભો સહુ રંભા, રહ્યાછે કર જોડીરે. ટેક
ભોર ભયો અવની બદ ભાગી, ઉઠો અંબા માડીરે;
ચાચર આવો સેજથી જાગી, સભા રહી સહુ લાડીરે. આજ. ૧
રંગમંડપ અતીશે કચમચીયો, આવો આળસ ત્યાગીરે;
નરનારી ગરબો રંગ રચીયો; રમવાની લેહ લાગીરે. આજ. ૨
સેજ થકી સુખ કરવા આવો, મુખડાં પખાળી સુખ કીજેરે;
દાસ ઉપર મા દયાભાવ લાવો, મુજરો હમારો મન લીજેરે. આજ. ૩
શીશ નમાવું શીંગાશન ઉપર, પ્રેમ થકી મા ધાજેરે;
અંબાના લાલ નાગરના શીરપર, આવી આઇ બીરાજેરે. આજ. ૪

### દેશીફેર.

સુખના દીવસ માજી આવીયા, અબામાને દ્વાર;
આનંદ ઉપર સહુ લાવીયાં, હુવો સઘળે જેકાર, ટેક.
આ શોભા સહુ વિશ્વમાં, થઇ ગઇ બહુ સાર;
અકળકળા તારી જકતમાં, કર્યા તેં ઉપકાર. સુખ. ૧
હરીહર બ્રહ્મા પુજીને રહ્યા, તારી પાસ;
વેદ વદે કરી અર્જને, રાખે મુનીજન આસ. સુખ. ૨
ગાન તાન અતી હોંશથી, ગાયે મંગળ ગાન;
નાચે રાચે પારે હોંશથી, ભાખે અમ્રત વાંણ. સુખ. ૩
આજ દીસોછો ઉમંગમાં, છે દીવાળીનો દીન;
અંબાના લાલો રંગમાં, ગાયે થૈ ગયા લીન. સુખ. ૪

---

આણુંદી ઓછત્ર થાયછે; મુનીમલ ગુણ ગાય;
રજની અંબા હવે જાયછે, ઉઠી આવોને માય. ટેક.
અરૂણ ઉદે થયો માવડી, આવો ચાચર માંહે;
સનમુખ નમીએ પાવડી, ઉડો શેવકો સાહે. આણુંદી. ૧
રંગમંડપ રચના બહુ, ઉલટ અંગ ન માય;
પુજન પાઠ સમે સહુ, ગાન તારાં ગાય. આણુંદી. ૨
તાલ પખાજ આ વાગીયાં, રંગ તાન ગવાય;
ઉદો ઉદો કહી જાગીયાં, લાગીયા વિપ્ર પાય. આણુંદી. ૩
અબીલ ગુલાલ ઉડાવતાં, તારા સનમુખ ધાય;
અંબાના લાલ નચાવીયા, નાગર ગુણ ગાય. આણુંદી. ૪

## દેશીફેર.

આજ અંબા મારે આણુંદ ઘણેરો મારા ઘટમાં અંબે માતરે;
ચાચર ચોક છે અતિ રૂપાળો, નયણે નીરખું ગાતાંરે, ટેક.
એક સમે વિમળ ચાચરમાં, ધેન ચરાવા આવ્યોરે;
મામો મુકવા આવ્યો મંડપ, માયે ભુપ બનાવ્યોરે. આજ. ૧
દેશ ફર્યો દેશાવર જીત્યો, જીત્યું ચોદેશ બાધુંરે;
નગર નગર કુંતલપુર સોહીયે, વાવ્ય કુંડ જળ લાધ્યુંરે. આજ. ૨
બ્રહ્મા વિષ્ણુ ને માહેશ્વર, મોટા મુનીજન આવ્યારે;
આવી સરવે બેઠા મંડપ, રંગમંડપ રમાડયારે. આજ. ૩
મોહ્યા મોહ્યા ત્રિલોક મંડળ, યોગણી ગરબા ગાયારે;
બાજી આજ થયો શીર મંગળ, અંબાના લાલપર છાંયારે. આજ. ૪

---

## ગરબી.

તમે ઓરાને આવોરે, કહુ એક વાતલડી. એ રાગ.
આઈ અંબા શેવોરે, જુગમાં એ સાચી;
મીઠો અમરત મેવોરે. બ્રહ્મા હરી હરે જાચી. ૧
નારદ ગુણ ગાયેરે, અમર સહુ રહે કામે;
વેદ ચારે વદેછેરે, મુનીજન પદ નામે. ૨
અદભુત સ્વરૂપેરે, જોગી જતી તપ કરતા;
અઘોરી ઉપાસેરે, બ્રાહ્મણ જપ તપ કરતા. ૩
ઋષિ પતનીયો ગાયેરે, ઉમંગે બહુ કરતાં;
જોગણીયો આવીરે, ઉદો ઉદો વદતાં. ૪
ચાચર મા ઉભાંરે, દીઠી બેઠી અંબા;

સીંગાસન રંભારે, સહુ આવી રંભા. ૫
મોહનિ મોહ રૂપેરે, અકળ કળા ન્યારી;
કોઇથી ન કળાયેરે; અંબા બહુચર પ્યારી. ૬
નવરાત્રી આવીરે, આનંદ મન થાતા;
સહસ્ત્ર દેવી તાળીરે, પાડે થાતા રાતા. ૭
દેવ ભૈરવ જોવારે, આવ્યા ઉમંગ ધરતા;
નાદ દુંદુભી થાયેરે, ભેર મુંગળ કરતા. ૮
ગરબો ગાયે બાળારે, તુળજા ને કાળી;
ખોડીયાળ અજાઇરે, મચાવી લે તાળી. ૯
ચામુંડ ને ચંડીરે, ત્રિપુરા સુખદાઇ;
અનપુરણા પારવતીરે, લલીતા શ્રી માઇ. ૧૦
સોળસે સાથ રાણીરે, ચાચર થઇ લાલી;
ગાવા સહુ મળીનેરે, એકા એક લે તાળી. ૧૧
ખેલ નવિતમ કરતારે, આરાસુરમાં આવી;
રાસ રમતાં ફરતારે; કલ્યાણીને લાવી. ૧૨
એવી શોભા સુણીનેરે, સર્વે નરનારી;
અંબા મન ગમીનેરે, નમી શેવો વારી. ૧૩
નવરા સહુ નાગરરે, આવે માજી પારે;
સંગ લાવે શાવણું, માસજ એ તારો. ૧૪
ચઉદશ અંધારીરે, હવન થાયે રાતે;
સુત ભગવાનજીરે, કરે હવન જાતે. ૧૫
હોમે શ્રીફળ સુંદરીરે, ખીર ઘ્રત સહુ સાથે;
ગાયે મંગળ નારીરે, પાડે તાળી હાથે. ૧૬
નમી પાવલે લાગેરે, લટ મન રાણી;
જુગ અંબા જાગેરે, આરાસુરની રાણી. ૧૭
કરૂણા કરો હમનેરે, પ્રેમે પાયે લાગુ;
રાખો અખંડ જોડીરે, નમી મુખે માગુ. ૧૮
રાખી આશ તારીરે; ગરબો મેં ગાયો;
અષ્ટથી અજવાળીરે, પ્રસાદ પુરણ પાયો. ૧૯
સોમવાર ભાદરવેરે, સાતરીસની સાલે;
અંબાનો બાલજીરે, ચાચરમાં મહાલે. ૨૦

## રાગ ઉપર પ્રમાણે.

મુને દરશણ આપોરે, ચઇ પુજન વેળા;

શિર કર મુજ થાપોરે, સહુ એહા ભેળા. ૧
તારૂ મુખડુ જોવારે, ઉમંગ બહુ થાયે;
તારે ચરણે રેવારે, હમ મન અકળાયે. ૨
સરોવર માહીનેરે, પારે તારી આવ્યો;
જળ પુષ્પો લઇનેરે, થાળ નૈવેદ લાવ્યો. ૩
આરતી ઓવારણાંરે, કરીએ માજી તમને;
રહિયે તમ આશેરે, કરૂણા કરો હમરે. ૪
શેવકની સાહેરે, દીન દીન મા આવો;
આલું હું પાલવરે; અમરત રસ પાવો. ૫
બ્રહ્માજી ભજેછેરે, વદે હરીહર આદે;
ધ્યાન તમારૂ ધરતારે, કરે શેવના જાદે. ૬
જોગી મુની ધરથીરે, યોગણીઓ હરખે;
દુરીજન દૈતોરે, દેખી તમને થરકે. ૭
એવું જાણી હું શેવુંરે, ભવમાં ભટકીને;
કમી મા તારૂ દેવુરે, દઇયે અટકીને. ૮
કળે નહી કોઇરે, કળી કાળમાં તુજને;
સાહ્ય કરજે અમનેરે, સરવે વશી તુજને. ૯
તારાવણ હીંમતરે, ન ચાલે કો જનની;
કળી નથી કોયેરે, વાતો તારા મનની. ૧૦
હુંતો કોણ માત્રજરે, રહુ તારી સાહે;
અંબા ઉઠી સેવુંરે, અત્ર ભવનાં જાગે. ૧૧
સુખ રાજ હું પામુરે, કરો રાજી રાજી;
સુખીયા થઇ ભજીયેરે, સરવે વસ્યા ગાજી. ૧૨
પાવડીયે પડીનેરે, પુજી હું શીર નામુ;
શીર હાથજ ધોનીરે જર જજમાન પામુ. ૧૩
આઇ અજાઇ અંબારે, ઓડીયાળ પાળે ખરી;
આરાસુર માંહેરે, તારા લાલે શેવ કરી. ૧૪
રંગમંડપ આવીરે, નાગર તારા સહુ;
તારા લાલે બાળીરે, અંબાના લાલે કહ્યું. ૧૫

---

## ગરબી દેશી ફેર.

અંબા જોયાની આડીરે, નીરખું મોરી માડી. એ રાગ.
દરશણ ધોછો માજીરે. ટેક.

સોળ સણગાર સજીને બેઠા, ચણીયો ચોળી સાડીરે. રાખો. ૧
વેદ વિરંચી સ્તુતી કરે હર, હરિ કરે છે જીજીરે. રાખો. ૨
ચાચર ચોકમાં દોડીને આવું ઉદો ઉદો મુખ ગાજીરે. રાખો. ૩
દેસ દેસથી સંગજ આવે, ગાડી ઘોડે બેઠે રાજીરે. રાખો ૪
કાલો ઘેલો માજી પાસે આવે, રાખો ચરણ બાળાજીરે. રાખો ૫

## ગરબી.

આજ આરાસુરની રાણીરે, વદિયે સહુ વાણી. ટેક
શેવક જન તારે શરણે આવે છે, તેની તે સુણજે કાણી. વદિયે. ૧
આદ્ય શક્તી નયણે ન દીઠી, મીથ્યા દેહ તણે તાણીરે. વદિયે. ૨
તેત્રિશ કોટી દેવ મળીને, વદિયા તે પાક્રમ વાણીરે. વદિયે. ૩
નર નારીયો ચાચર ગાયે, મંડપ માતા શાણીરે. વદિયે. ૪
પાયે નમી નમી દરબાર આવું, સુખી કરો સુત જાણીરે. વદિયે. ૫
અંબાજીના લાલ પાયે વળગે, કરો મેહેર દયા આણીરે. વદિયે. ૬

---

આજ આણંદની રેલરે મા, રમવાને આવો ટેક.
ફમઝુમ કરતી બેનડી આવે, પાનપ્રસાદ અપારરે. મા રમ. ૧
ચોસઠ જોગણીઓ ગીત ગાયે, વચમાં અંબા આવીરે. મા રમ. ૨
ઘરચોળુ સાડી રંગ કેશરીયા, પેહેરી લેહેરી થઇનેરે. મા રમ. ૩
અંબા બહુચર રંગે રાતા, કાળી તુરજા બોલાવીરે. મા રમ. ૪
તાલ પખાજ વેણાજંત્ર વાજે, મોહોલે હાથા દેવડાવીરે. મા રમ. ૫
માજીને આંગણે શોભા બનીછે, જોવા મળ્યા સહુ દેવોરે. મા રમ. ૬
હરખી નરખીને વૃષ્ટી કરેછે, કુમકુમ ચોખે વધાવેરે. મા રમ. ૭
જેજે બોલેછે અંબાજીના લાલ, પારણાં મહેલે બંધાવોરે. મા રમ. ૮

---

## ગરબી દેશી ફેર.

મેલો મોહન મારી માટલી એ રાગ.

અંબાતે રમવા નીસર્યાં કે, સાથે બેનો બેચાર;
ઉદો ઉદો મુખ ઓચરે કે, આવ્યા હારે તે હાર; અંબા. ટેક.
આસો માસે અવબેલડી કે ઉભી કરે જવાર;
સાથે બહુચર બેનડી કે કરે કાળી કરાર. અંબા. ૧
અજાઇ આનદે આવીયાં કે, ખોડીશાળ છે પાસ;
તુળજા ત્રિપુરાને લાવિયાં કે, ચોસઠ ઉભી છે સાથ. અંબા. ૨

સરખે તે સરખી સાહેલડી કે આવી ચાચર માંહ;
માતા થઇછે ઘેલડી કે વચે ઉભી અંબાય. અંબા. ૩
અંબા બ્રહ્માણી આવીઆ કે ભમીયા શિવ સાથ;
હરી લક્ષમી લક્ષ લાવીયાં કે, મુખે કરેછે રાગ. અંબા. ૪
ભમી રામ રંગભેરમાં કે, અતિ થયા ઉમંગ;
ઈંદ્ર ઇંદ્રાણી લહેરમાં, કે રવી ચંદ્ર એ રંગ. અંબા. ૫
આવ્યા પાતાળથી નાગીણી કે, આવ્યા નભનારે જન;
પાણી પરવત થંભી રહ્યા કે, જુવે ત્રણુભોવન. અંબા. ૬
મોહી રહ્યા સહુ માનવી કે, કરે કલોલ અપાર;
ફુલ તણી વ્રષ્ટી કરે કે વાગે દુદુંભી નાદ. અંબા. ૭
મંડપમાં માતંગિયો કે દીવા કીધા અખંડ;
નારાયણી નવરાતરમાં કે, ધાયા ગરબા પ્રચંડ. અંબા. ૮
સોભા સુણી અંબા તણી કે થાય આનંદ આજ
ગાવું તે ગરબો મંડપ કે, સજી સઘળો સાજ. અંબા. ૯
ઘેર પધારજો માવડી કે, થાએ લીલા તે લેહેર;
અંબાના લાલ પડે પાવડી કે, થાયે અખંડ મેહેર. અંબા ૧૦

## ગરબી દેશી કેર.

સંભલપુરની રાણીરે, જાણી બાલા જક્તમાં જેને, સન. એ રાગ.
માજી પારે આવ્યોરે, રંગભેર રમતા રાજી. માજીપારે આવ્યો. ટેક.
સીંગાસનપર આપ બીરાજે, પુજાપા સરવે મંગાવ્યોરે. રંગ માજી. ૧
શીવ સનકાદીક ધ્યાન ધરેછે, વેદ વિરંચી ભણાવ્યોરે. રંગ માજી. ૨
મહારષિ મુની પાર ન પામ્યા, નારદ વેણુ બજાવ્યોરે. રંગ માજી. ૩
અમર ગાંધરવ ગાન કરે મા, અંબાના લાલે રંગ માણ્યોરે. રંગ માજી. ૪

---

વારણા લેઉ વારીવારી, રંગભેર રમતાં રાજી, વારણા લેઉ વારી વારી ટેક.
મારકંડ મુનીને મરણ ઉગાર્યું મા ગણાઇ જુગસારી સારીરે. રંગ વાર. ૧
મંડપમાં અંત્રીક્ષથી દેવી, આવી રઇછે લાવી લાવીરે. રંગ વાર. ૨
અંબા બહુચર કાળી કલ્યાણી મા, બેનોના મનહરી હરીરે. રંગ વાર. ૩
દેવ દેવાંગના ગીરીએ ચડીયા મા, ભંડાસુરને વીદારીરે. રંગ વાર. ૪
ત્રિલોકમાંથી માનું તત્વજ લઇને, બાલાજી ગાય ધ્યાન ધરીરે. રંગ વાર. ૫

---

આજ આનંદની હેલીરે, રંગભેર રમતા રાજી; આજી આણુંદની. ટેક
ચરણકમળમાં વળગી રહીને, શેવક સેવે તુને પહેલીરે રંગ વાર ૧

અરભકને માજી અન્નજ આપો, સુરથ વૈશને મળી વેલીરે. રંગ આજ. ૨
લાડ લડાવ્યા દેવ રૂષિને, દઇતને નાખ્યા ઠેલીરે. રંગ આજ. ૩
આરાસુરીએ આનંદ રચીયો, દેવાંગના થઇ ચેલીરે. રંગ આજ. ૪
અંબાજીના લાલ રંગ ઠસીને, મંડપ નારી ગાવા ઘેલીરે. રંગ આજ. ૫

---

નારાયણીનું રૂપ, વિશ્વમાં વ્યાપિ રહ્યુંછે, નારાયણીનું રૂપ. ટેક.
નારાયણીનું ધ્યાન ધરૂંછું, દીસે અમરત કુપ. વિશ્વ. નારાય. ૧
ભાગ્ય ઉદે સૌભાગ્ય કરીને, સાધિન રહો તદરૂપ. વિશ્વ. નારાય. ૨
શિવ સનકાદિક ધ્યાનધરેછે, મોહિ રહ્યા છે તારૂ રૂપ. વિશ્વ. નારાય ૩
કોમળ કાયા અંબાના લાલની, રાખી ટાળો કદરૂપ. વિશ્વ, નારાય. ૪

---

અંબા બહુચર માત, વિશ્વમાં વ્યાપી રહ્યાછે, અંબાબહુચર માત. ટેક.
આરાસુરમાં આપ બીરાજે, ચુવાળ બહુચર માત વિશ્વ. અંબા ૧
પાવાગડમાં કાળી ગાજે, દક્ષણ તુળજા માતરે. વિશ્વ. અંબા ૨
જક્તજનુનીએ જનમીસૃષ્ટિ, રહ્યા શીર માત તાતરે.વિશ્વ. અંબા. ૩
કળા ન જાણી કોઇએ તારીમા, ગુણ અંબાના લાલગાતરે. વિશ્વ. અંબા.૪

---

નયણાંના દુઃખ હરજોરે, માડી મારી આવી આજે, નયણાંના દુખ હરજો ટેક
નયણે માજી અખંડ વસીયે, અંબા બહુચર એનોરે. માડી નયણા. ૧
સકળ સંસારમાં સામુ જોઇમા, મારા નયણે ઠરજોરે. માડી નયણા. ૨
દેવ અંમર સહુ નેત્ર નીહાળે, શેવકપર વરજોરે. માડી નયણા. ૩
રવીજશી સરખા મા લોચન, હવાં બાલાને અંગ ધરજોરે. માડી નયણા. ૪

---

કરજોડી કરગરીયેરે, માડી મારી આવી આજે, કરજોડી કરગરીયે. ટેક
ભવ ભવ ભટકયા ભોળી ભવાંની, દયાઆણી દુઃખ હરીયેરે. માડી કર ૧
દેવો તણા મા દુઃખજ ટાળ્યાં, ભાગ્ય હમારા ભરીયેરે. માડી કર ૨
જક્ત જનુની તે જનમ આપ્યા મા, હમ કર શીર દઇ ઠરીયેરે.માડી કર ૩
કરજોડીને બાલો શીર નામે, ગાઉ ભવાંની કામ કરીયેરે. માડી કર ૪

## ગરબી.

મારૂ મન માન્યું માજી સાથે. એ રાગ.

વદીયે વાહાલ ધરી તમને, કૃપા કરો અંબા મા અમને. વદીયે. ટેક.
સુંદીર મુખ દીસેછે રૂડુ, બીજુ સહુ લાગેછે ભુંડુંરે. વદીયે. ૧
ધરીયે ધ્યાન સહુ તારૂ, રાખો ધર સુત્ર તમે મારૂરે. વદીયે. ૨

ત્રિભોવન તુ તારૂણી માતા, દેવો સહુ ગુણ તારા ગાતારે, વદીયે. ૩
અંબાને બહુચર માહાકાળી, અંબાના લાલની લ્યો પાળીરે. વદીયે ૪

---

નાગર નમન કરે આજે, અંબામા વિશ્વને બધે ગાજેરે. નાગર ટેક.
નારાયણી નામ તારૂ સાચે, આવીને લાગેછે પારે. નાગર. ૧
નમી નમી નૃત્ય કરે રંગમાં, આવે શહુ સાથે સરવ સંગમારે.નાગર. ૨
રમી રમી રાતા ફરે ગાતા, મંડપમાં મગ્ન કયે માતારે. નાગર. ૩
જમી જમી અંબાના લાલ ફરે, આરાસુર આવીને નાચ કરેરે. નાગર. ૪

---

અંબા તારા લાલ કરે લાલી, બાળા બહુ લાગેછે વાહાલી. અંબા ટેક
જતુંનીયે જનમ ખરો આપ્યો, સઘળે જસ જશ કરી થાપ્યો, અંબા ૧
રંગીલા રંગે બની રમતા, તેતો અંબામાને બહુ ગમતા. અંબા.
વાગે તાલ મરદંગ ભુગળ સાજે, કરે થૈથૈકાર સહુ આજે. અંબા. ૩
રમે પાંચ રાત જાતે ભમતા, નાગરો થાળ કરી જમતા. અંબા. ૪
નટખટ નાગર નર રમતા, મસ્તાન થઈ થઇને ફરતા. અંબા. ૫
આવે શીર સાટે અંબા જાચે, રાજા જસવંતનું મન રાચે. અંબા. ૬
ખુશી થાય આનંદ ઉર આણી, બોલે સહુ અટપટી મુખ વાણી. અંબા. ૭
નાગર અટપટુ બહુ બોલે, મગન થઈ અંબાના લાલ ડોલે. અંબા. ૮

---

છબીલી સુંદીર મુખ દીસે, તારૂ મુખ જોવા મન હીસે. છબીલી. ટેક
રૂપાળુ રૂપ ઘણું ભાળુ, અંગે હીમ શણગાર ને સાળુ; છબીલી. ૧
કેસે સેથે અતર બહુ બેકે, ત્રિભોવન માહિ ફેર લેકે. છબીલી. ૨
લલાટે લીલમણી ઝળકે, મુગટ મણી છત્ર છે તુજ શીસે. છબીલી. ૩
શીંગાસન બેઠી તુ રૂડી, તું સહુને પ્રેમે લાગે પુરી. છબીલી. ૪
અટપટુ નાગર સહુ બોલે, લાગે નહી તુને લગાર રીશે, છબીલી. ૫
અંબાનાલાલજી નમ્યાં તુંને રહો માજી અખંડ મુજ શીશે. છબીલી. ૬

## ગરબી દેશી ફેર.

, લિધુરે લટકે મારૂ મન લિધુરે લટકે. એ રાગ.

પ્રણામ કરીયે, માજી માને પ્રણામ કરીયે. ટેક.
સીંગાસનપર સિંહ બીરાજે, નમન સઘ કરીયે. માજી માને પ્ર. ૧
માનસરોવર સ્નાન કરીને, આવે જળ લઇને. માજી માને પ્ર.
શેવક તારા શરણે આવ્યા, રહ્યા શીર ધરીને. માજી માને પ્ર.
અંબાજીના લાલ વાહાલા કરેછે, ચાચરમાં રમીને. માજી માને પ્ર.

ચાચરમાં રમીયે, અંબા તારા ચાચરમાં રમીયે. ટેક.
સહુ સહોદર મંડપ આવી, નાચે કુદે જમીને. અંબા તારા. ૧
સુંદર મુખડુ સુખડુ પામ્યા, જોઈ રહ્યા મોહીને. અંબા તારા. ૨
થૈથૈ કરતા ફરતા ગાતા, મુખ માનું જોઈને. અંબા તારા. ૩
અંબાનાલાલ નાચે માસ શ્રાવણે, મારા દુખને દમીયે. અંબા તારા. ૪

---

નામને બલિહારી, અંબા તારા નામને બલિહારી. ટેક.
શીવ સનકાદીક સેવ કરેછે, ઇંદ્ર અમર તારી. અંબા તારા. ૧
જોગણી આનંદ ચાચર ટોળે, મળી ગાયે ભારી. અંબા તારા. ૨
મદપી થૈ મતવાળી બાળા, ચોસઠ રંગ રોળી. અંબા તારા. ૩
વિમળશા મન આનંદ પામ્યા, ગૌ ચાચર ચારી- અંબા તારા. ૪
બહુચર અંબા તુળજા કરેછે, ગાવાની તઇયારી. અંબા તારા. ૫
ચુંદડી તેલ ફુલેલ અરગચા, ચોળી પેરી સાડી. અંબા તારા. ૬
રાવા ભગતને દેહ દુઃખ ટાળુ, અખેરામ લીધો તારી. અંબા તારા. ૭
મારકંડ ભટ અમર કર્યા વદે, અંબાનાલાલ વાણી. અંબા તારા. ૮

---

ગુણગાવું તારા, આરાસુરી ગુણગાવું તારા ટેક.
ત્રિલોક માજી વાસ તમારો, લાગે સેવક પ્યારા. આરાસુરી. ૧
આદ્ય અજાઇ વનમાં બેઠી, એનથી નોધારા. આરાસુરી ૨
બેઠા કોટેશ્વર કૈલાશમાં લઇ, સરસ્વતીની ધારા. આરાસુરી. ૩
અંબાના લાલને કરૂણા કરો, દાસ જાણીને તારા. આરાસુરી. ૪

---

દીસોછો રંગમાં, અંબા આજ દીસોછો રંગમાં. ટેક.
ચોસઠ જોગણી ચાચર રમતાં, અંબાના સંગમાં. અંબા આજે. ૧
કુમકુમ કેશર આડ કપાળે, શણગાર સાળુ અંગમા. અંબા. ૨
અબીલ ગુલાલ ઉડે મંડપમાં, રહ્યા મા ઉમંગમાં. અંબા. ૩
અંબાજીના લાલ વહાલ કરીને, આવે નાગર સંગમાં. અંબા. ૪

## ગરબી દેશી ફેર.

કે મુજરો માજીનો કરીયે, સનમુખ રહી અંબાને નમીયે; ટેક.
થઇકાર કરતા ચાચર આવી, સહુ સાથ સાજ સરવ લાવી.
કરવાને રૂમઝુમ બહુ ભાવી, કે મુજરો માજીનો કરીએ. ૧
કે આણંદ ઓછવ બહુ થાએ, કે ગરબો ગાવાને જાએ;
કે ચાચર રંગ રાગ માચે. કે મુજરો. ૨

કે રમતા ભેર ભુંગળ વાજે, કે સાથે તાળ મૃદંગ સાજે;
કે થેઇ થેઇ નાચ કરે આજે, કે મુજરો. ૩
કે અટપટુ આવીને બોલે, કે જમે રમે ચાચરમાં ડોલે,
કે નાવે કોઇ તુજ ચરણુ તોલે. કે મુજરો. ૪
કે આજે આઈ જોઇ મોહ્યાં, કે ના આવે કોઇ દેવ સરવ જોયા;
કે દુઃખડાં દરશણથી ખોયા. કે મુજરો. ૫
કે અંબા બહુચર છે સાથે, કે કાળી તાળી લે હાથે;
કે રહ્યાંછો વિશ્વ તણે માથે, કે મુજરો. ૬
કે રંગીલો રંગ મંડપ કીધો, મારકંડે અમર રસ પીધો;
કે દૈતોને દંડ અતી દીધો, કે મુજરો. ૭
કે વળતા નમન કરી જઇએ, કે અંબા જે અંબા કહીયે;
કે અંબાના લાલ વાણી લઇએ. કે મુજરો. ૮

---

## દેશિ ફેર.

પુજન આવી પારાનું કરીયે, અંબાનું ધ્યાન હૃદે ધરીયે: પુજ. ટેક.
નમાવી શીશ ચરણે ધરીએ, કરજોડી વીનતી આ વરીયે;
ઉભારહી ચરણ પુજન કરીયે, કે પુજન. ૧
હર જળ કળસ લઇ જઈએ, આગ્ના લઇ પુજાપો લઇએ;
કરજોડી મનગમતુ કરીએ. કે પુજન. ૨
સાયંકાળે સર્વ મળી સાથે, કચમચ કંકુ દીધા હાથે;
વાજા બહુ વીધવીધનાં વાજે. કે પુજન. ૩
પળાયા પંચતીરથી કરવા, સહુજન મન ધ્યાને ધરવા;
આવે સહુ ભવસાગર તરવા. કે પુજન. ૪
પુજન પહેલું ગણેશનું કરીએ, રીધી સીધી માગીને લીજીએ;
કુમકુમના હાથા મદીર દીજીએ, કે પુજન. ૫
પુજા આવી ચાચરમાં કરીએ, નમન કરી વાવે સહુ જઇએ;
નમન કરી ભૈરવ હાજર થઈએ. કે પુજન. ૬
ભૈરવ રણુ જઇ આડે બેઠા, પુજા કરીએ પુજન હેઠળ બેઠા;
ગઢમાં આડે સીધ પેઠા. કે પુજન. ૭
સહુ જન આવે પાયે ચાલી, પાસ આવી ખોડીયાલ છે લાલી;
શેવકની રાખેછે લાલી. કે પુજન, ૮
નમન કરી સરોવર જઇએ, પુજન હરનું કરી કરી જળ લઇએ;
અજાવડી માને અરજ કરીએ. કે પુજન. ૯

માજી મોટી અજાવડી જાણો, એ બેનોમાં ભેદ કસો નાણો;
પુજન કુંભતું થાય ઉર આણો. કે પુજન. ૧૦
માજી ગરબા ગાએ સામા, બેસે સહુ માડીને ધામ;
સાથે સહુ બાળા નર રામ. કે પુજન. ૧૧
કળશ થીર લઇ ત્યાંથી પળીએ, આવી માને ચાચરમાં રમીયે;
ઉદો ઉદો નાચી કુદી કહીએ. કે પુજન. ૧૨
ચાચર આવી થેઇથેઇ સહુ કરતા, સહુજન હળી મળી ફરતા;
અમી છાંટ શેવકને વરતા. કે પુજન. ૧૩
સીંહાસન બેઠાં મા હશીયાં, અંબા આરાસુર વશીયાં;
શેવકની વહારે મા ધશીયાં. કે પુજન. ૧૪
નાગર નમી ગરબા ગાયે, કરી પંચતીરથી ચાલી પાયે;
રહિ રાત એક દાંતાએ જાસે. કે પુજન. ૧૫
રંગીલો રંગમંડપ કરીયો, આશીશ લેવા સનમુખ હું અડીયો;
માજીને પાયે નમી પળીયો. કે પુજન. ૧૬
શ્રાવણ માસે આશ તારી ધરીયે, વરસમાં આવી પુજન કરીયે;
અંબાના લાલનાં દુઃખ હરીયે. કે પુજન. ૧૭
મંડપમાં કંકુ ચોળી નાખ્યા, ગરબા ફરતા ચાચરમાં ગાયા;
બાલાજી છે ત્રિપુરાના જાયા. કે પુજન. ૧૮

---

આરાધો ધોળાધડ વાળી, શેવકને શરણે લ્યો પાળી. આ. ટેક.
આદીવારે આરાસુર રાણી, શેવકને પોતાનો જાણી;
કૃપા કરો ઉર દયા આણી. આરાધો. ૧
શોમવારે શીવ શક્તિ સારી, પુજન કરે સરવે નરનારી;
તમારી મને સ્તુતી લાગે પ્યારી. આરાધો. ૨
મગળે મંગળ મા કરીએ, આરાસુરી ધ્યાન રૂદે ધરીએ;
અરજીતો મારી અંબાવને વદીએ. આરાધો. ૩
બુધે શુધ કરી બહુચરીએ, જઇને વાસો ત્યાં રહીએ;
માજી સુખ આપી દુઃખ ધરીએ. આરાધો. ૪
ગુરૂવારે જ્ઞાન લાગે સારૂ, તેનો તમને લાગે અતિ પ્યારૂ;
નાટારંગ કરવા હું ધારૂ. આરાધો. ૫
શુક્રવારે સરસ્વતી જઇએ, સ્નાન કરી કોટેશ્વર નમીએ;
પુજન કરી આવી ચાચર રમીયે. આરાધો. ૬
શનીવારે બેઠા સિંહ ઉપર, માથેછે સોનાનું છત્તર;

શરીરે એહેકે બહુ અત્તર. આરાધો. ૭
સાતેવારે રહે નાગર રંગમાં, આરાસુરી દીસે ઉમગમાં;
શ્રાવણ માસે આવે સહુ સંગમાં. આરાધો. ૮
નરનારી આવીને નમીયાં, ચાચરમાં ગરબે સહુ રમીયાં;
તેતો મારી અંબામાને ગમીયાં. આરાધો. ૯
હરીહર બ્રમાએ ગુણ ગાયા, શક્રાદીને શરણે મા ધાયા;
અંબાના લાલને કરો જાયા. આરાધો. ૧૦

---

આરાસુરી આણંદી માતા, દરશણથી થાયે સુખસાતા. ટેક.
મેરૂ ખડમાં સ્થીતી છે તારી, મહર્ષીને મનછો ઉપકારી;
તમારી સ્તુતી લાગે પ્યારી. આરા. ૧
દરશણથી તો દોશો દુર થાયે, ત્રિવિધ તણા તાપ સહુ જાએ;
બ્રહ્માદિક ગુણ તારા ગાયે. આરા. ૨
કળયુગમાં મહાત્મ રહેશે તારૂ, બીજુ નામ નવદુરગા તારૂ;
તેથી તમ શરણે રહેવા ધારૂ. આરા. ૩
પંચતીરથી કરે ઉમંગ આણી, ભજે તને માત જેવી જાણી;
તેના તમે દુઃખ લ્યોછો તાણી. આરા. ૪
વાવ્યકુંડ શુદ્ધ કરે દેહને, આકીન હોય તારા ઉપર જેને;
મન ગમતુ આપે છે એને. આરા. ૫
સરસ્વતી સ્નાન કરૂ જેને, કોટેશ્વર સુખ આપે તેને;
પુજન કરી પાયે પડે એને. આરા. ૬
માજી સામા શંભુ ભૈરવ ગાજે, આકીન રાખી શેવે તુને આજે;
થાયે કર શીર રહી મા જે. આરા. ૭
તારો સુત ગણેશ કષ્ટ કાપે, કોઇ જન જે હૃદએ રાગે;
સીધી નવનીધી સદા આપે. આરા. ૮
વેહેરાઇ માત વાત કરે છાની, દેવો સહુ આશ રાખે માની;
શેવે શ્રી ઋષી મુની જ્ઞાની. આરા. ૯
એ ચાચર રમવાનું પુન્ય મોટુ, તેથી ચીત તમચરણે ચોટયુ;
બીજુ સહુ લાગેછે ખોટુ. આરા. ૧૦
ખોડીઆળ ખરી ખપરવાળી, શરણે આવે નજરે જુએ ન્યાળી;
કાપી નાખે પાપ સરવ બાળી. આરા. ૧૧
ભટજીના ઘરમાં છો છાની, ગબ્બરવાળી ગફા માતાની;
બાલાજી આશ રાખે માની. આરા. ૧૨

ચાલો જઈએ દરશણને કાજે, બાધા વિશ્વ માંહી તુ ગાજે. ટેક.
બીરાજ્યા ઉગ્ર પીડે આપે, માહાકાળી સાહ્ય કર આપે;
દક્ષણમાં અષ્ટભુજા આપે. ચાલો જઈ. ૧
બહુચર બાળા તુ સાચી, અમરલોક સરવે મળી જાચી;
ધોળેવડથી ચૌંવાળ તુ રાચી. ચાલો જઈ. ૨
અમર આવે સ્તુતી કરે તારી, સુંભનિસુંભ નાંખ્યા તેં મારી;
દેવો માએ લીધા ઉગારી. ચાલો જઈ. ૩
મારકંડે મહતમ કરયુ તારૂ, તારામાં મન રહ્યુ મારૂ;
બધું કુળ શ્રષ્ટીનું તાર્યુ. ચાલો જઈ. ૪
ભરૂસો તુજ નામનો આખો, ત્રિભોવન માંહી તારો શાખો;
સુખે મારુ દાસ કહી રાખો. ચાલો જઈ. ૫
કોટી કષ્ટ કરૂણા કરી કાપ્યાં, અભેવર ભક્તોને આપ્યાં;
વાટે ઘાટે સુખીયાં સહુ રાખ્યાં. ચાલો જઈ. ૬
શાવણવદ ચૌદશે આવે, નાગરો સંગ સહુ લાવે;
હવન માનો સનમુખ ત્યાં થાયે. ચાલો જઈ. ૭
અંબાના લાલ ગાશે વાણી, કૃપા કરો પોતાનો જાણી;
નાગરોને રાખો દયા આણી ચાલો જઈ. ૮

## ગરબી.

નાથ તમે જાનતહો સબ ઘટકી. એ રાગ.

અંબા તમે રમવાને જમવા આવો, નવદુરગાને સાથ લાવો. અંબા ટેક
પ્રેમ ધરી હું પાયે લાગુછું, બહુચર કાળી બોલાવો;
બીજી બેનોની આશ માગુછું, ચોસઠને તેડાવો. અંબા ૧
માજી તમો સહુ સાથે લઇને, સુંદરી મંગળ ગાવો;
હીમ તણી તમે પાવડી પેરીને ઘણુણુ ઠમકે આવો. અંબા. ૨
આજ્યા જાણી સહુ વારણાં લેછે, અમ્મર પેરી મોહાવો;
આવી સુંદરી ફૂદડી દેછે, ચયો ચાચરમાં ભરાવો. અંબા. ૩
સીંગાસનપર અંબા બેઠી, બોલાવે સહુએ માઓ;
પુજા કરો ઉપર ચારે બેશી, કુમકુમ શીદ કરાવો. અંબા. ૪
સુના તણા બાજઠીયા ઢાળ્યા છે, સામગરી સહુએ અણાવો;
ટ.ટ ભરી વીધવિધ પકવાનો, માજી સનમુખ લાવો. અંબા. ૫
કનક કપોળે મદ કર્યો આનંદ, મંડપ મોગરડે છાંયો;
ચંદન અગર તગર મળ્યા ધુપદીપ, શોભે નઉતમ માવો. અંબા. ૬
બાળાસ્વરૂપે માજી બેઠાં, ગદ ગમ પાત્ર ભરાવો;

પાસે ઢાળ્યા સુના બાજઠીયા, સિગાસનથી મા પધારો. અંબા. ૭
ભજ્યુ તળ્યુ તીખુ પય પકવાન, શાક પાક સહુએ મંગાવો;
ખાટુ ખારૂ મીઠું દીઠું સરવે, સરવે મળીને ધરાઓ. અંબા. ૮
થાઓ પુરણ તૃપ્ત જમીને, તેજના મુખ કરાવો;
એક બરાશ બીડી લઇ પાનની, ચાવી ભાવે ચવડાવો; અંબા. ૯
આરતી કરી લઉ હું વારણા, ઘડીયાળી ઘંટાવગડાવો:
વૈમાન બેશી અવ્યા અમ્મર, ચમ્મર શીશ ધરાવો. અંબા. ૧૦
આનંદ મંડપ થાય રૂપાળો. સભાસદ સરવે તેડાવો;
એવું જાણી આવ્યો આરાસુર, પાળો ન્યાળો મેહેર લાવો. અંબા ૧૧
નાગર નાર શેવક જન બ્રાહ્મણ, સરવેને માજી બોલાવો;
આદ્ય આરાસુરી આનંદરંગમાં, મદભરી માત ડોલાવો અંબા. ૧૨
પાયે લાગુછું કરગરી તમને મુજ આનંદે આવો;
પરખી હરખી નિરખુ હું જાતેરે, જન્મ મરણ બે ટાળો. અંબા ૧૩
ધન ધન દીન દીવાળીનો આજે, મુજઘેર ખેતર વાવો;
જગતમાં આજ હુવો જેજેકાર, અંબાના લાલપર ધાવો. અંબા. ૧૪

## રાગ ઉપર પ્રમાણે.

**ભવાની ભજ મન ભવમેં ભાવે, દુનિયામેં ડંકા બજાવે. ભવાની. ટેક**
સિગાસનપર બેઠી સુદરીયો, નેન કમળ લલચાવે,
ભાલે તિલક લેમકુમ કેશરીયા, કપાળે આડ લગાવે. ભવાની. ૧
આદ્ય અનાદ્ય હુ અંબા રંબા, સકળ શ્રષ્ટી ઉપજાવે;
ભવતારણ તુ મા મન ગંબા, જનમ મરણ છોડાવે. ભવાની. ૨
અમર ઇશ્વરી આપ બિરાજી, અમર કીયા દેવ બાયૈં;
અસુર મારકે જય જય ગાજી, દેવ આસનપર પાવે. ભવાની. ૩
અમ્રત વર્ષા કરત હૈઅંબર, દુંદુભી નાદ ગજાવે;
ઇંદ્રાણી આવે ચરણે શીશ ધરી, હરિહર બ્રહ્મા આયે. ભવાની. ૪
ભુમી ઊપરનો ભાર ઉતાર્યો, રૂષી મુની મન પોકારે;
મારકંડ મુનિને ચરણ જીવાડયો, રાક્ષસ સહુવે વિડારે. ભવાની. ૫
બાળા બહુચર અંબા કાળી ચોસઠ બેનો બોલાવે
ગરબા ગાવે પાડી તાળી, મંટપ તાલ બજાવે. ભવાની. ૬
અકળ કળા રૂપ દેખી તારૂ, નીત લોક મોહપાવે;
દસ અવતાર ધરીને મેરી, અખંડ જોડી દેખાવે. ભવાની. ૭
માનસરોવર સ્નાન કરજે પ્રાશ્ચિત વિઘ્ન છોડાવે;
અંબે અંબે નામ વરી ધરસે સહેજમાં ઘોડા દોડાવે ભવાની. ૮

નરનારી વારી વારણા લેછે, લઇછે માજીને લાવે;
અંબાના લાલ નાગર સંગ લઇને, માજીની થાળ ધરાવે. ભવાની.

---

## રાગ ઉપર પ્રમાણે.

ત્રીપુરા તન મન પ્યારી લાગે, બાળા બહુચર દુનિયામાં જાગે. ટેક.
બિંદુ ત્રિકોણ રૂપે બિરાજી, સૃષ્ટી રચી એક રાગે
દૈત્ય મારી દેવો કર્યા રાજી, આરાસુર હાકજ વાગે. ત્રિપુરા. ૧
સિંગાસનપર શણગાર પેર્યા, મુસ્તક મોડ બિરાજે;
અદ્ભુત આભુશણ ઓપીનાં અંગે સગેશામ સારી લાગે ત્રિપુરા. ૨
હરનીશ ધ્યાન ધરે મન તારૂ, થારૂં વદન સોહાવે;
આશ રાખી હર બ્રહ્મા ઉભા, વિષ્ણુ વેદ વદે આગે. ત્રિપુરા. ૩
આરાસુરમાં આનંદ મચીઓ, અજાઇ બિરાજે બાગે;
અંબાના લાલજીએ રંગ રચીયો, સનમુખ પાગે લાગે. ત્રિપુરા. ૪

---

## રાગ ઉપર પ્રમાણે.

આવી આસો માસ દીવાળી માજી, હુંતો નીરખી થાઉ ઘણું રાજી. આવી.
હિમ સીંગાસને બેઠાંછો માજી: અંગે ઘરેણાં સજ્યાંજી;
અતર તેલ ફુલેલ અરગજા, શીંહ ચડીને ધર્યાજી, આવી. ૧
અંગે અનોપમ શણગાર ધરીયા, શીરકંકુ કેશર રચ્યાંજી;
સુરીનર મુનીવર કામ કરીયા, પ્રેમ મગનમાં મચ્યાજી. આવી. ૨
ત્રણ ભોવનમાં તોરણ બાંધ્યાં, ઓછવ સહુએ કર્યાજી;
કાળી કલ્યાણીના જપ તપ સાધ્યા, તેને શીર આપ વસ્યાંજી. આવી ૩
વૈભવ શોભા અનોપમ જાણી, અકળકળા ન કળાણી;
અદ્ભુત કારણ તારૂ પ્રમાણી; દીસો ત્રીભોવન રાણી. આવી ૪
સૌભાગ્ય મંગળ ઘો મુજ વાણી; ચરણકમળ નમતાંજી;
નાગર નૃત્ય કરે નર નારી, તે તુજને ગમતાજી આવી ૫
કુમકુમ કેસર પીળી હું નરખું, હરખી કરો રાજી રાજી;
અખંડ જોડી રાખો હું હરખું પ્રેમ પ્રણામ કરૂ માજી. આવી ૬
અવીચળ ચુડો રાખો હમારો, મંડપ ગાઇએ ગાજી;
નાટારંગ ઢંગ અતી તારો, તારા આગળ સહુ પાજી. આવી ૭
મા સહુ સુંદરી ગરબા ગાયે, ઇંદ્ર સભામાં રહ્યાજી
અંબાના લાલ ન્યાહલ થઇ ગાયે, મગ્ન થયારે સદાજી. આવી. ૮

## ગરબી.

મોંઘા થયારે મોહન મથુરાં જઇ, કાગળ નવ લખ્યો કટકોરે. એ રાગ.

મગન થયાંરે મનમાં અતિ અંબા, આરાસુરમાં આવીરે. ટેક.

મેરૂ શિખરપર વાસ તમારો, મારવા મહિષ મન લાવીરે;
આધ થકી અવતારજ તારો, કહેવો તે મન ભાવીરે. મગન. ૧

બાળા બહુચર કાળી કલ્યાણી, તુળજાને બોલાવીરે;
કામાક્ષી કામણ કરી પાળે, જ્વામુખી ડોલાવીરે. મગન. ૨

નવદુર્ગા નવ દહાડા રમવા, આવી મળી છે બેનોરે;
ચોસઠ જોગણી ગરબા ગાવા, મંડપ આવી એનેરે. મગન. ૩

મા મતબાલી કરે ખુશાલી, ત્રિપુરા તનમન જાણીરે;
અમર રહ્યા ચમર ઝાલી, વેદ વદે મુખ વાણીરે. મગન. ૪

મગન થયાં મનમાં અતિ અંબા, સણગાર અંગે સજાવીરે;
મોર મુગટ મણી મોતીની માળા, અણવટ વિછુવા ધરાવીરે. મગન. ૫

કર કંકણ ચુડી કટીએ મેખલા, બાંહે બજ્નેહા પેરાવીરે;
ચાંલો ચલકે હીરા ઝળકે, કાજળે નેન ઘેરાવીરે. મગન. ૬

મગન થઇ આસન ઉઠી આવ્યાં, ચાચર રંગ મચાવીરે;
ગાવા ગરબા દેવી લાવ્યા, અંબા વચમાં બોલાવીરે. મગન. ૭

ગરૂડ વાઘ સિંહ ચડીને ફરતાં, શુંભ નિશુંભ રખડાવીરે;
પન તન મન કર ત્રિશુળ લેઇને, નાંખ્યા અસુર ઉડાવીરે. મગન. ૮

સકળ જુગ સંસારનુ તારણ, સકળ પાપ પ્રજાળીરે;
દુઃખ નિવારણ ભવ ભય તારણ, શેવકજન મતિ પાળીરે. મગન ૯

આવી સુરને અમ્રત પાયુ, અમર કરી બધી પ્રથવીરે.
કાલો વાલો થઇને ગાયે, અંબા વિલાએ હસાવીરે. મગન. ૧૦

## રાગ ઉપર પ્રમાણે.

રંગ લગાયા રંગ મંડપમેં, ચાચર ધુંમ મચાયારે. ટેક.

બિંદુ ત્રિકોણપર આપ બિરાજે, અકળ સ્વરૂપ દેખાયારે;
આપકુ સેવે બ્રહ્મા વિષ્ણું, શિવ સમાધ લગાયારે. રંગ. ૧

મુનીવર દેવ અમર સબકુ દેખે, વેદ વદકે પઢાયારે;
જંત્ર મંત્ર ઓર તંત્રમે બેઠી, નારદ ગાન કરાયારે. રંગ. ૨

સકળ શાસ્ત્રમેં આપ રહીહે, વ્યાસે પુરાને પઢાયારે;
અકાર ઉકાર મકાર માયા, ઇનમે તત્વ ધરાયારે. રંગ. ૩

રંગ રમતા અંબે જમતાં, જુગમે ધન ધન પાયારે;
આઈ અંબે મનમાં ગમત, રૂમઝુમ કરતે આયારે. રંગ. ૪

અંબા બહુચર બાળા તુળજા, શ્રી ત્રીપુરા શુભ ગાયારે;
આરાસુરમાં ધ્યાન લગાયા, અંબાના લાલપર છાંયારે. રંગ. ૫

## ગરબી.

નવરાત્રીના દીન રૂડા આવ્યારે, અંબામા કરવા લેહેર ઘેર પધારયાંરે. ૧
આસો માસે આસ કરૂછું તારીરે, આ ગરબો ગાવા આજ મળીછે નારીરે. ૨
પડવે જોડી હાથ નમીયે તમનેરે, અંબામા દેજો વાણુ જીભાએ હમનેરે. ૩
બીજે બાળા બહુચર કાળી મળીયાંરે, આગાવા ગરબા આજ ચાચર વળીયાંરે. ૪
ત્રિજે ત્રિપુરામાત તન મન સુરાંરે, કલ્યાંણી કમળા કામ કરવા પુરાંરે. ૫
ચોથે ચંડી મંડી ચોદસ જોવારે, ચતુરાઇ કરી મળી સાથ વદીછે ગાવારે. ૬
પાંચમે પુરણ પ્રેમ થયોછે અંગમાંરે, દેછે સહુને ઘણું માન અંબા રંગમાંરે. ૭
છઠે છબીલી માતરાતઅંગ રાતીરે, નદ પીયે મળીને રાત સાથ સહુ ગાતીરે. ૮
સાતમે સુંદર મુખ તમારૂ ઝળકેરે, આ ચાચર રમતા હાથ ચુડલા ખળકેરે. ૯
આઠમે હવન થાય ગાય નરનારીરે, શ્રીફળ ચુંદડી હોમાય ભણે વેદભારીરે. ૧૦
નોમે નવ દુરગા મળીછે રમવારે, બ્રાહ્મણ ભોજનની સાથ બેઠી જમવારે. ૧૧
દશમે દીધા માન દેવોએ આવીરે, કરી ફુલ તણી અતી વ્રષ્ટનાદ બજાવીરે. ૧૨
એકાદશી હસી ધસી હરીહર આવ્યારે, જોવાને ગરબો રાત બ્રહ્મ બોલાવ્યારે. ૧૩
બારશે બારે મેઘ પરવત આઠેરે, તારાછે નવગ્રહ સાથ મળી રહ્યા ઠાઠેરે. ૧૪
તેરશે ત્રિભોવનદેવદેવી મળીયાં સાથેરે, અક્ષત કુમકુમ લઇ આજ વધાવે માથે ૧૫
ચૌદશે ચોશરહાર ચુંદડી હોડીરે, દીસેછે અદભુતઆજ અંબામાની જોડીરે ૧૬
પ્રનમે પુરણ ત્રમ થઇને ચાલ્યાંરે કીધાં સરવેને વદાય ફેફળ આલ્યાંરે. ૧૭
શાવણ સુભ માસે હાંસે ચાચર જાશેરે, નાગર અંબાનાલાલ મળીને ગાશેરે. ૧૮

---

## ગરબી.

કારતગ માસે કરૂણા કરો મા આવી નમીયે હાંહાંરે મા આવી નમીયે;
દીવાળીના દીન લીન મા, થઇ રંગ રમીયે હાંહાંરે મા થઇ. ૧
માગસર માસે મેહેર કરો મા દરશણ દઇને હાંહાંરે મા દ;
પાપ કાપ શીર હાથ ધરો મા; સનમુખ રહીને, હાંહાંરે મા સ. ૨
પોસે હોસે પુરણ પ્રેમે, રક્ષણ કરજો હાંહાંરે મા ર;
પ્રેમ પ્રસાદે કુશળ ખેમે, અન ઉદર ભરજો હાંહાંરે મા અ. ૩
માહામાસે મહા કાળ ટાળ મા, ત્રિશુળ લઇને હાંહાંરે મા ત્રિ.
શેવક જન પ્રતિપાળ પાળે મા, વહારે થઇને. હાંહાંરે મા વા. ૪
ફાગણ મહીને ફગુવા ખેલે, રંગભેર રમતાં હાંહાંરે મા રંગ.

રંગ અંગ વળગી મા ઠેલે, રંગ મંન ગમતાં હાંહાંરે મા રંગ ૫
અધતર મહીને ચરણુ કમળ આ, હું તમ સેવું હાંહાંરે મા હું.
પારો તારો જોઇ સકળમા, સુખથી સેવું હાંહાંરે મા સુ. ૬
વૈશાખે મા વહારે ચડીયે, શેવક જનને હાંહાંરે મા શેવક;
માહા મારી રોગથી મા ઉગારો હમને હાંહાંરે મા ઉ. ૭
જેઠ માસે શ્રેષ્ઠ તમે મા જુગ જુગ વ્યાપી હાંહાંરે મા જુ.
ભવસિંધુમાં ભજીયે હમે; મા તુજને થાપી હાંહાંરે મા તુ. ૮
અશાડ માસે આશ ધરી મા. અંબે તારી હાંહાંરે મા અંબે
શેવકને કીરપા કરી, ગાય નરને નારી હાંહાંરે મા નરને ૯
શ્રાવણ મહીને સરવ મહીને, નાગર આવે હાંહાંરે મા ના;
શીશ નમાવે આરાસુર આવી માજીને ભાવે હાંહાંરે માજી. ૧૦
ભાદરવે ભય ટાળજો, મા સંઘનો આવી હાંહાંરે મા સંઘ;
કપટીના તમે કાળછો, મા લ્યોને નિભાવી હાંહાંરે મા લ્યો ૧૧
આસોએ અંબા જોડી મા કુશળ રાખો. હાંહાંરે મા કુ.
નવરાત્રીમાં ચુંદડી હોડી, મુખથી ભાખો હાંહાંરે મા મુ. ૧૨
સકળ નારી નર ગાઇએ મા. હરખ ધરીને હાંહાંરે મા હરખ;
માનસરોવર નાહીએ, મા આંખી કરીને હાંહાંરે મા આંખી ૧૩
પુરણુમાસે પ્રેમ ધરી, શેવક જન ગાએ. હાંહાંરે મા શેવક;
અંબાનાલાલ આ વહાલ કરીને, આરાસુર જાએ. હાંહાંરે આ. ૧૪

## ગરબી

પારાની પાદશાહીરે, ડુંગરવાળી મા, પારાની પાદશાહી. ટેક
આરા તે સુરમાં માજી વાસ તમારો, પુરણ થયોછે પરકાશરે મા ડુંગર
શીંગાસન માજી શોભતાંરે, ગબ્બર તારો વાસરે. મા ડુંગર ૨
શણગાર માજી રાજતારે, અંગે છો લાલમ લાલરે. મા ડુંગર ૩
માનસરોવર વન તરવર મા, અજાઇ અંબે માતરે. મા ડુંગર ૪
કોટેશ્વર ઇશ્વિર આ પોતે સરસ્વતીનો વાસરે. મા ડુંગર ૫
શાવણ માસે સંઘજ આવે, નાચે ખેલે સારી રાતરે; મા ડુંગર ૬
વરસં એક માજી દરશણ દોછો, હરોછો તનના તાપરે. મા ડુંગર ૭
ભવસંસારમાં બુડી રહ્યોછું તારો તમે મંમાયરે. મા ડુંગર ૮
વિમળશાનું માજી નામજ રાખ્યું, ટાળ્યા તનના તાપરે. મા ડુંગર ૯
અંબાનો લાલજી ભગત તારો, અંબા વધારો માપરે. મા ડુંગર ૧૦

## ગરબો.

રઘુપતીરામ રૂદેમાં રેહેજોરે, એ રાગ.

અંબામા આણંદ ઘેર આવોરે, બીજી બેનો તેડી લાવો. અં ટેક.
લાવો કાળી કલ્યાણી માતરે, નમે થાશે દેખી સુખસાતારે;
મારી અંબામાના ગુણ ગાતા, અંબા ૧
બાળા બહુચર તુળજા ભવાની, સાથે ત્રિપુરા સુંદરી આણીરે;
વાણી ગાયછે અંબામાની. અંબા. ૨
અલબેલી અજાઇ સાથેરે, ગીરી મેરૂથી બેઠી માથેરે;
આવી મંડપ તાળી લે હાથે. અંબા ૩
નવરાત્રી ખેલે માજીરે, નવદુરગા થાયછે રાજીરે;
બેઠી શ્રષ્ટીમાં રહીને ગાજી. અંબા ૪
ચંડી ચામુંડા દેવીરે, સુરમુનીએ સરવે સેવીરે;
શ્રી બાળા બહુચર તેવી. અંબા ૫
બ્રહ્માણી રૂદ્રાણી ફરતાંરે, કલોલ કલ્યાણી કરતાંરે;
વૈષ્ણવી વારાહી વરતાં. અંબા ૬
અનપુરણા અજાઇ ગાયેરે, પારવતી પુરણ પાયેરે,
ત્રિપુરા તનમન સાએ. અંબા ૭
તારા તોતળા તન ખોલીરે, જોગણી સહસ્ત્ર સત ટોલીરે;
વીનાહાકી વેણુજ બોલી, અંબા ૮
ખોડીયાળ નવ કરે ખોટુંરે, અંબામાનુ નામછે મોટુંરે;
માના મંડપમાં આવી લોટું. અંબા. ૯
કરજોડીને બોલો અંબારે, જબા માજીને મન ગંબારે;
આવ્યો અંબાનો લાલજી રંબા. અંબા. ૧૦

## ગરબી.

સુતા ઉઠી સુભ રીતથી સાહેલીરે. એ રાગ.

આજ આનંદના દીન મા અંબાજીરે,
આ થયા સહુ જન લીંન મા અંબાજીરે. ૧
આસો માસ ઉમંગ મા અંબાજીરે;
જોગણીયો છે રંગમાં અંબાજીરે. ૨
પડવે ગરબા ગાય મા અંબાજીરે;
મંડપમાં સરવે જાય મા અંબાજીરે. ૩
ગરબો ધરીયો શીશ મા અંબાજીરે;
દીવો તછ્રૂ તેપર દીધ માં અંબાજીરે. ૪

બાળા બહુચર કાળી મા અંબાજીરે;
સાથે બેનોને વાળી મા અંબાજીરે ૫
તુળજા સાથે સહુ આવી મા અંબાજીરે;
ચોસઠ દેવીઓ લાવીમા અંબાજીરે. ૬
સીંગાસન ઉઠી આવી મા અંબાજીરે,
અજાઇ વેહેરાઇ લાવ્યા મા અંબાજીરે. ૭
ફરે ફુદડીના તાન મા અંબાજીરે;
ઝુલેછે સહુ મધુપાન મા અંબાજીરે. ૮
ચાચર ગરબા ગાય મા અંબાજીરે;
પાલવ એક એકના સાય મા અંબાજીરે. ૯
અંબોડા લે વાંકી વળી મા અંબાજીરે;
એક એક પર જાયે ઢળી મા અંબાજીરે. ૧૦
એવી રચના જોવા મળ્યા મા અંબાજીરે;
સહુ સ્વર્ગ થકી દેવો વળ્યા મા અંબાજીરે. ૧૧
વિમાનથી વરસે ફુલ મા અંબાજીરે;
કો નથી ભોવન તે તુલ્ય મા અંબાજીરે. ૧૨
બોલાવ્યા વિપ્ર સહુ જાત મા અંબાજીરે;
હવન અષ્ટમી રાત મા અંબાજીરે. ૧૩
નવમીયે બ્રહ્મ જમાત મા અંબાજીરે.
મળી જમે મોદીક દુધપાક મા અંબાજીરે. ૧૪
દસમે દીધાં માન મા અંબાજીરે;
વળાવ્યાં સહુને માનમાં અંબાજીરે. ૧૫
વળગી વળગીને જાય મા અંબાજીરે;
વારણા લેઇને પળાય મા અંબાજીરે. ૧૬
એમ સોળ સહસ્ત્ર દેવી ગઇ મા અંબાજીરે,
ઉદો ઉદો મુખથી કહી મા અંબાજીરે. ૧૭
આવ્યા સીંગાસન માજી મા અંબાજીરે;
બેઠા આસન રાજી થઇ મા અંબાજીરે. ૧૮
દેવ નમી સહુએ ગયા મા અંબાજીરે;
આસન પોતે જઇ રહ્યાં મા અંબાજીરે. ૧૯
રૂડો છે શ્રાવણ માસ મા અંબાજીરે;
આવે જન રાખી આશ મા અંબાજીરે ૨૦

લાવે સંગ નારી નાત મા અંબાજીરે;
સહુ ચઉદશ આવે રાત મા અંબાજીરે, ૨૧
કરે હવન મળી રાત મા અંબાજીરે;
આવે સહુ મળી જાત મા અંબાજીરે ૨૨
રહે ચાચર મળી રાત મા અંબાજીરે;
નાચે કુદે એક નાત મા અંબાજીરે. ૨૩
નર નારી ચાચર ગાય મા અંબાજીરે;
એક મને માજી સાય મા અંબાજીરે. ૨૪
રાખેછે મા સોભાગ્ય મા અંબાજીરે;
સુખ સંપત આપે ભાગ્ય મા અંબાજીરે. ૨૫
ગાઉછું કારતક માસ મા અંબાજીરે;
મોટી છે માની આશ મા અંબાજીરે. ૨૬
હું રહુછુ અમદાવાદ મા અંબાજીરે;
એકાદશીએ કર્યો સાદ મા અંબાજીરે. ૨૭
નાગર બ્રાહ્મણ આ જાત મા અંબાજીરે,
માથેછો માતને તાત મા અંબાજીરે; ૨૮
હુવો સઘળે જેજેકાર મા અંબાજીરે;
તાહારો સહુને આધાર. મા અંબાજીરે. ૨૯
રાખુછુ હરનીશ આસ મા અંબાજીરે;
અંબાનો લાલ દાસ મા અંબાજીરે. ૩૦
સંવત ઓગણીઅડતરી મા અંબાજીરે;
પુરીકરી કડી એકતરી મા અંબાજીરે. ૩૧

## ગરબી.

લાવ લાવ સખી એક કાગળ લખીયે હરીનેરે. એ રાગ.

સુભ આરાસુર છે ગામ શોભે સારૂરે.
રાજા જસવંત સીંગનું નામ, પ્રજાને પ્યારૂરે. ૧
મળી આરસ ચાચર ચોક, રચના સારીરે;
વસે ભાવડાં રજપુત લોક, વણીક વેપારીરે. ૨
વાવ્ય સરસ્વતીનું નીર સરોવર સમીપેરે;
દેવતાઓ તેને તીર, ઉભા દીપેરે. ૩
એવી જુગતી જોતાં અનેક, મન લાગે મીઠુંરે;
ત્યાં અચરત મોટુ એક, નયણે દીઠુરે. ૪

એક વીમળ શ્રાવક જાત, પારે આવ્યોરે
પાસે ચારતો ગાયો માત; બહુ મન ભાવ્યોરે. ૫
આપી માયે તેને નવનીધ, ભુપ બનાવ્યોરે;
હાથી ઘોડારે પ્યાદળ દીધ, વિદેશ પળાવ્યોરે, ૬
જતી આવો તેની પાસ, અભિમાને ભરીયોરે;
માયે પુછ્યું આ કોન પ્રતાપ, વર આ વરીયોરે. ૭
તેણે કહ્યું ગુરૂજી પ્રતાપ, માજી થયાં કોપેરે;
ગયાં આણુ માજી દઇ શ્રાપ, વચન માતું લોપેરે. ૮
દેરાં કીધાંતાં ત્રણસેને સાઠ, અગની પ્રજાળીરે;
એવો કીધો માએ હાઠ, પાછો લીધો પાળીરે. ૯
એંધાણી રાખવા આજ, દયા આવી માનેરે;
રાખ્યાંછે દેરાં પાંચ, સહુ જોવા જાયરે. ૧૦
એવાં કામ કીધાંછે અપાર, પાર ના આવેરે;
સખાયે નહી કાંઇ સાર, પારો પુજાયરે. ૧૧
તિથિ ચૌદશ છેલી પક્ષ, નાગરો ધાસેરે;
હોમ કરવાને છે લક્ષ; સાવણ માસેરે. ૧૨
દીન પાંચ સુધી સહુ જન; ઘી પય જમેરે;
મોટા હરખ ધરીને મન, રોજ રમેછેરે. ૧૩
પુજે આવી અંબાચર્ણ, માજી રીઝાવેરે;
આવે સરવે મળીને વર્ણ કોટેશ્વર જાયરે. ૧૪
કરે સ્નાન જઇને ત્યાંહ, સરસ્વતી તીરરે;
બળનાં તે પ્રાશ્ચીત જાય, નીરમળ નીરરે. ૧૫
સહુ જાયછે લિંગળ દેવ, મળી જન ભેળારે;
જુવે હર્ષ કરી કેવી શેવ, થઇ જાય ઘેલારે. ૧૬
એવી જુક્તી જોવા ઉમેદ, ધરી મન લેશેરે;
જાતરાળુ કરીને મન, જઇ જોઇ કેહેશેરે. ૧૭
જોઇ વીમળસાનો મહેલ, સહુ જન વળીયારે;
તેનો થઇ ગયું હવે સહેલ, આવી માને મળીયારે ૧૮
વિસરામ કરીયે અજાઇ, માતછે મોટીરે;
એને નમીને જઇએ ભાઇ, એ નથી ખોટીરે. ૧૯
પછી આવો સરોવર પાળ, આચર જઇયેરે;
માજીછે દીનદયાળ. નમી જઇ રહીયેરે. ૨૦

મંડપ કરે ઉદમાટ, સારૂં બકેછેરે;
ચાચર રમેછે રાત, ઘણી મલકેછેરે. ૨૧
સભામાં વધેછે લાજ, મળેછે સાબાશીરે;
એવા નાગર લોકો આજ, સહેરના વાશીરે. ૨૨
ચાચરમાં સુત ગણેશ, તારો દીસેરે;
પહેરી વસ્ત્ર નમી રમે વેશ, જોવા મન હીસેરે. ૨૩
શંભુ છે સનમુખ માત, તારી સામેરે;
આવે રમવા નાગર જાત, ગાયે નર રામારે. ૨૪
આરાસુરી સમાચાર અત્ર, શ્રવણે ધરજોરે;
દુઃખ દેહનાં તે સર્વત્ર, માજી હરજોરે, ૨૫
ઘણી નીંદાથી બોલે ઠોક, દેખાડજો નીતીરે;
એવા મુરખ મતીયા લોક, કરેછે અનીતીરે. ૨૬
હવે કહુંછું જોડીને હાથ, અંબાને ગમવારે;
મને રાખો ચરણુમાં સાથ, મંડપ રમવારે. ૨૭
થયો મોટો હરખ મન માંહે, નીરખી પાળીરે;
તજો જાર કરમ સહુ ત્યાંહી, નાખી દયો ટાળીરે. ૨૮
માટે મનમાં શેવો માત, નથી એ જુઠીરે;
લઇયે ત્રિપુરેશ્વરીનું નામ, પ્રભાતે ઉઠીરે. ૨૯
પતી માત પીતાની શેવ, કોડે કરીયેરે;
જેથી શક્રાદી સરવે દેવ મનમાં રીઝેરે. ૩૦
નરનારી મળીને ગાય, તાળી પાડીરે;
અંતરમાં અંબે સાહ્ય, રાખે મા વાડીરે. ૩૧
ફેર આરાધું અંતર માત, પુરણ પ્રીતેરે;
દાસ અંબાના લાલ શીર, હાથ રાખો નીત્યેરે ૩૨

## ગરબી.

ઓ. જુગદંબા, તારોરે ડંકોરે બધા દેશમાં;
જાગો અંબા, ઉરાડો પાપીને પગની ઠેસમા ૨૬
મા જસ તારો જુગજુગ લીધો, તે ત્રીભોવનમાં જશ કીધો;
રણુમા રાક્ષસોને દંડ દીધો. ઓ. જુગદંબા. ૧
તે જુગતમાં સરવે જાયા, તે ઉદરમાં રાખી માયા;
તારી દીસે જુગ અમર કાયા, ઓ. જુગદંબા. ૨
તેં નીપાવ્યા સરવે દેવો, દાખલો વાસુદેવનો લેવો;

તે અષ્ટભુજા અગ્રત મેવો, ઓ જુગદંબા ૩
સુર શક્રાદીઓને તાર્યા, દુઃખ દેતા દૈતોને વાર્યા;
પળ એકમાં શુંભનિશુંભ માર્યા. ઓ જુગદંબા. ૪
સુરથ વૈશની સભાળ લીધી, બેઠા હુતા વન ઋષી સિદ્ધિ;
ઋષી મારકંડ દેહ અમર કીધી. ઓ જુગદંબા. ૫
મહર્ષી મુનીયો મન રાખે, છે નિશ્ચે વેદ પુરાણુ શાખે;
કરી છે ઉપમા જન મળી લાખે, ઓ જુગદંબા ૬
હરીહર કરે સ્તુતી બ્રહ્મા, રાખેછે બાલ દયા મનમાં;
સંકટ ભાગે છે તું વનમાં. ઓ જુગદંબા. ૭
તું એક અનેક દસ સહસ્ત્ર નામે, તું દેશ દેશ ઠામો ઠામે,
સેવા ત્રિપુરા તે જસ પામે. ઓ જુગદંબા. ૮
ચાર જુગે નવ ખંડે મા વ્યાપી, તુને દેવે મળી જુગમાં થાપી,
તુને ના જાણે જો હોય પાપી. ઓ જુગદંબા. ૯
અવતાર દશેમાં તું પહેલી, ભણુ ગણુ ગાયના તું ઘેલી;
વાંણી લાગે સહુને સહેલી. ઓ જુગદંબા. ૧૦
તું બાળ તરૂણ વૃદ્ધરૂપ દીસે, જોઇ જોઇ મનડુ મારૂ હીસે;
અંબાના લાલને શ્રી શીશે, ઓ જુગદંબા. ૧૧
આવી સનમુખ રમીએ તારી, સહુ ગરબા ગાઇયે નર નારી;
કાળી અંબા બહુચર છે પ્યારી. ઓ જુગદંબા ૧૨

## ગરબી દેશી ફેર.

કે સુંદર મુખડુ જોઇ નીરખુ, અંતર અંબા અંબા હરખુ. ટેક.
કે રૂમઝુમ કરતા મંડપ આવી કે થૈથૈ કરીયે ઉલટ લાવી;
કે મનમાં અંબે તું ભાવી. કે સુંદર. ૧
કે મુજરા માજિના કરવા, કે ધ્યાનજ માજિનું ધરવા;
કે શેવીયે સનખલપુર તરવા. કે સુંદર. ૩
કે વાગે તાલ મૃદંગબાજે, કે નાટારંગ કર આજે;
કે સાથે ભેર ભુંગળ વાજે, કે સુંદર. ૩
કે નાગર અટપટુ બહુ બોલે, કે નાવે કોઇ તેને તોલે;
કે આવી મંડપમાં ડોલે. કે સુંદર. ૪
કે આજે રંગીલી મોહ્યા, કે તોલે નાવે સહુ જોયા;
કે સરવે દુઃખ ચાચર ખોયા. કે સુંદર. ૫
કે બહુચર અંબા બાળા સાથે, કે વિશ્વમાં વશીયાંછો માથે;
કે નીપાવી શ્રષ્ટી સકળ હાથે. કે સુંદર. ૬

કે વળતાં નમન કરી જઇયે, કે અંબા અંબા મુખ કહીયે;
કે બાલાની વાંણી મન લઇયે, કે સુંદર. ૭
કે મોહી જોઇ રશ્ના મુખડું, કે સુંદરી આપોછો સુખડું;
કે ટાળો જનમતણું દુઃખડું, કે સુંદર. ૮

## ગરબી.

કામણ દીસેછે અલબેલા, તારી આંખમાંરે એ રાગ.

હું આરાધુ કરજોડી શ્રી ત્રિપુરેશ્વરીરે, લલીતા શીર ધરીરે. ટેક.
શ્વેતગીરી મા વાસ તમારો, શક્રાદિના દુઃખ નીવારો;
ભંડાસુરને મારયો છે, ત્રિશુળ ધરીરે. હું આરાધુ. ૧
બેદ વીરંચી પાર ન પામ્યા, શિવ સનકાદીક દુઃખ વિરામ્યા;
વિશ્વાતરીયો આવી ઉભી ત્યાં ખરીરે. હું આરાધુ ૨
ચંડી રૂપ થઇને બેઠાં, રાજા વૈશના તનમાં પેઠાં;
મારકંડ મુનીવર આરાધી મન કરીરે. હું આરાધુ ૩
આરાસુર આવી બીરાંજ્યા, સહુ સેવકના મનમાં છાજ્યા;
યોગણી આવીને ગાયછે મન ધરીરે હું આરાધુ. ૪
પાવાઘડમાં કાળી બેઠાં, પતાઇ રાજાએ રણ દીઠાં;
ચલુ રાજાની વહારે માતું ચઢીરે. હું આરાધુ. ૫
આઇ અષ્ટભુજા સુખ દે છે, શરણાંગતના દુઃખ હરોછો;
દક્ષણમાં સીંગાસન ઉપર તું સુંદરીરે. હું આરાધુ. ૬
બહુચર બાળા રૂપે સોભે, સુવાળમાં જાલા મન લોભે;
સાચુ સમરણ વલ્લભને શીર બહુચરીરે. હું આરાધુ. ૭
ચારે દીશાયે આપ બીરાજો, શેવકને શરણે મા ધાજો;
ત્રણ લોકના તાપ સમાવ્યા ઇશ્વરીરે. હું આરાધુ ૮
સાગરમાંથી વિખજ કાડયું, અસુરોનું મન જુદું પાડયું;
પાયુ વિખ અસુરને અમરેશ્વરીરે. હું આરાધુ, ૯
ચંડમુંડને નાખ્યા ચોળી, રક્તબીજને નાખ્યા રોળી;
શુંભ નિશુંમને મારયા તેં સહસ્ત્રેશ્વરીરે, હું આરાધુ. ૧૦
મહિસાસુરનુ શીશ ઉડાવ્યું ધુમ્રલોચનનું અંગ રખડાવ્યું;
મ્રત્ય લોકમાં આવીછે કમળેશ્વરીરે. હું આરાધુ. ૧૧
સતજુગ દ્વાપર ત્રેતા યુગમાં, કળજુગ માંહે રહ્યાછો રંગમાં;
ભુમીપર શરણાંગત તું જુગદેશ્વરીરે. હું આરાધુ, ૧૨
નવદુરગાનું નામજ પ્યારૂ, જોગેશ્વરે જોગ ધ્યાને ધારયું.
નારાયણી નવદુર્ગા દીન પુર્ણેશ્વરીરે હું આરાધુ. ૧૩

અસાડ આસો માહા ચઇતરમાં, અંકુરા રોપેછે ઘરમાં;
કુમકુમ અક્ષત થાળ ધરી આરતી કરીરે. હું આરાધુ. ૧૪
પુરેશ્વરી મા પુરણ કરીને, નઉતમ મેવાથી થાળ ધરીને,
અંબાને લાલાએ ત્રમજ કરીરે. હું આરાધુ. ૧૫

## ગરબી.

આ અવસર આવોની માજી અંગમાંરે, રાખો રંગમાંરે. ટેક.
શક્રાદીને શરણે ચાલ્યાં, મારકંડને મન મહાલ્યાં;
બ્રહ્માણી રૂદ્રાણી વૈદ્રની સંગમાંરે. આ અવ. ૧
મહિષાસુર ઘાઇ માર્યો તે, શુંભ નિશુંભ સરખા હાર્યો તે;
રક્તબીજ રણ ચંડ મુંડ હણ્યા રંગમાંરે. આ અવ. ૨
વાર ન લાગે વહારે આવો પુરણ પ્રેમ ધરી હેત લાવો;
તારા નામથી સહુ જન રહે, ઉમંગમાંરે. આ અવ. ૩
અમતે દુઃખજ સાને દોછો, અવળાં થઇ શું કરવા રહોછો;
કળજુગમાં કો નહી માને, અભીમાનમાંરે. આ અવ. ૪
આ અવસર હવે સાહ્ય કરોને. દેહ તણાં અતી પાપ હરોને;
નિશ્ચે તારૂં નામ સમરીયે મનમાંરે. આ અવ, ૫
અટપટુ બોલે નાગરી નાતો, કરશે મનમાં તારી વાતો;
લાડ લડાવા પડસે તારે હમનેરે. આ અવ. ૬
શાવણ કેરો માસજ આવે, મન ગમતાં ભોજન કરાવે;
ભાવ ધરીને રાખીછે મા અંગમાંરે. આ અવ ૭.
કાલો ઘેલો થઇને ગાયે અભીમાનીઓ આંધળા થાએ;
આરાસુરમાં માયે, બોલો સંગમાંરે. આ અવ. ૮

## પદ.

નારાયની નવરાત્રી ખેલે, સનખલપુરની રાણીરે, એ રાગ.
નારાયણી નવરાત્રી રમવા, જમવા સરવે આવોરે. ટેક.
કાળી કલ્યાણી કમળા કામી, કામેશ્વરીને બોલાવોરે;
ચામુંડા ચંપકવરણી મા. ચંડીને સમજાવોરે. ના. ૧
બાળા બહુચર તુળજા અંબા, નવદુરગાને લાવોરે;
ચોસઠ જોગણી ચારદીશાથી, બેનોને તેડાઓરે. ના. ૨
પ્રાતસ મધ્યાન સાયંકાળે, દેવોને પુજ્જન કરાવોરે;
ત્રિવેણી જળ હીમ કળશમાં, પુરણ મદ ભરાવોરે. ના. ૩
કુમકુમ કેશર પુષ્પ અરગજા, ધુપ દીપ પ્રગટાવોરે;
થાળ ભરી અક્ષત સહિતની, વિવિધ પ્રકાર ધરાવોરે, ના. ૪

ખારૂં ખાટું તીખું સરવે, પ્રેમ પ્રસાદ જમાવોરે;
એક બરાસ સાથ કસ્તુરી, તાંબુલ મુખમા અપાવોરે. ના ૫
ત્રમ થઇ ઉઠયાંછો સુંદરી, પારણાં કરી મન ભાવોરે;
બ્રાહ્મણ ભોજનથી તમો ખુશી, મંડપ મંગળ ગવરાવોરે. ના. ૬
શ્રાવણ માસે કૃષ્ણ ચૌદશે, ડુંગર હરશે ચડાવોરે;
અમર દેવ આરાસુર રાખી, ડંકા વિશ્વ વગડાવોરે. ના. ૭
રંગીલો રંગ મંડપ થાયે, મહોલેરે હાથ દેવરાવોરે;
અંબ.ના લાલ નારી નર નાગર, ગરબા મળી ગવડાવોરે. ના. ૮

છંદ.

માત ભવાંની ભજ મન ભવમે, અકળ કળા તેરી;
દરશણ આવે સબ સુખ પાવે, સફળ ફળે ફેરી. ટેક,
આદીતવારે આદ્ય અંબીકા, ધ્યાન ધરો મનમે;
ચરણ કમળ મુખ સુંદર દીસે, આશ રાખુ તનમે. માત. ૧
શોમજવારે સનમુખ દેખો, શિવ શક્તિ ન્યારે;
ભવદુઃખ ભંજન રિપુ અતિ ખંજન ઉતારે પારે. માત. ૨
ભોમજવારે ભે દુનીયામે, કર્યો દુર અંબે;
ભોળી ભવાની રાખો જવાની, નમતે કર લંબે. માત. ૩
બુધવારે માબુદ્ધિ દીજે, બાળક હું તેરા;
બાંહ્ય ગ્રહી મેં દવાર ખડાહું ફરતા મેં ફેરા, માત. ૪
ગુરૂવારે ગુરૂ પુરણ ગિરિમે, બેઠા ગફા બીચમે;
ભંડાસુરકા શીર ઉડાયા, સાહે કરી સુર જનને. માત. ૫
શુકરવારે સાચી મૈયા, સનમુખ આયે ખડા;
શેવક ચાચર આયા માજી, ચરણ તોરે પડા માત. ૬
શનીવાર મા સાત બખતમે, ચરણ શીર નામું;
મહંમાયા મુજ મેહેર કીજીએ, રિધિ સિધિ પામું. માત. ૭
આદ્ય શક્તિ તું અંબા બહુચર જુગ જુગમાં ગાજે;
અંબાજીના લાલ કાળીકા શીર સેવક છાજે. માત. ૮

દેશિ દૂર છંદ.

મહંમાયા મતબાલી અંબે ધ્યાન ધરો સબ મતવાલી;
ચાર જુગ નવ ખંડમે વ્યાપી, ત્રિપુર સુંદરી શીર બાળી. ટેક.
અશાડ માસમે આદ્ય ઇસ્વરી, આશપુરી હે જુગતમે;
અષ્ટ ભુજ ધરી અસુર મારે, નવદુરગા નવરાત્રીમે. મંમાયા ૧
શ્રાવણ માસે સનમુખ સેવે, શિવ શક્તિ પુજન પ્યારે;
સરસ્વતી સુંદરી સારદા; ઉપાસન કરતે જ્યારે. મંમાયા. ૨

ભાદ્ર માસે ભદ્રકાળીમા, ભુવનેશ્વરી ભવમે સાચી;
ભાવ ધરે ભગવાન તાનમે, ઉનકુ સચરાચર રાચી. મં માયા. ૩
આસોમાસ અલબેલી માતા, ઘેરઘેર નવરાત્રી હોતી;
નારાયણી નવ દીન હે ન્યારી, ઉદો ઉદો મુખશે કહેતી. મં માયા ૪
કારતગ માસે કાળી કલ્યાણી, કળજુગમે ત્રિશુળ ધરતી;
કૃશ્ન સ્વરૂપે કંસને માર્યો, રક્ષણ કારણ તું ફરતી. મં માયા. ૫
માગશર માસમે સિંહ વાહિની, મહિષાસુર અસુર માર્યા;
માત તાતને ભ્રાત ભગ્ની, હોકે સુર સબકુ તાર્યા, મં માયા. ૬
પોસ માસમાં પાર્વતી કહિએ, રહિ હે શિવ શંકર અંગે;
અનપુરણા પુરણ કરી પાળે બાળકકું રાખે સંગે. મં માયા. ૭
માહા માસમેં મન અંબીકા, વસંત ખેલનકુ આઇ;
ચોસઠ જોગણી મળી જોડણી, સાળુ પંચરંગી લાઇ; મં માયા. ૮
ફાગણ માસે હોળી ખેલે, સોળ સહસ્ત્ર યોગણી ભેળી;
કુમકુમ કેસર અતર અરગજા, ઉરાડવાને થઇ ઘેલી મં માયા ૯
ચઇતર માસમાં ચિંતા ટાળો, મા પાળો બાળક હું તેરા;
એસા ન રાખો આદ્ય ભવાની, તારાવણ નહી હે મેરા. મં માયા ૧૦
વૈશાખ માસમે વહારે ચડીયે, કોળીગઆકા હે ધારા;
અરજ સુનકે ચડિયે સિંહપે, કાળજ્વર દુઃખ કરો ન્યારા. મં માયા ૧૧
જેઠ માસમે અરજ સુનલો, પોકાર કરતા સબ કંગાળ;
સાચ્ચ કરે હરે તાપ દેવકે, દુસરા દેવ હુ આળપપાળ, મં માયા. ૧૨
પુરણ માસ પુરશોતમ કહિયે, પુરણ પ્રેમ ધરી પાળો;
જેજે બોલો બહુચર અંબા, બાલાજીના દીન ટાળો મં માયા ૧૩

## દેશીફેરછંદ.

તારી માયા કરી હમે ઘણા થયારે રાજી.
ઘણી વહાલી મેરી માત અંબે માતાજી. ટેક
હું સનમુખ આવી ઉભો તારે દ્વારે;
હવે નિભાવ કરવો અંબે બહુચર તારે. ૧
.આ સકળ સભાઓ મળી ઉભી છે આજે;
આ ભુગળ તાલ પખાજ ઝાંઝરો વાગે. ૨
હું રમજુમ કરતો આવ્યો સનમુખ માજી;
ઘણીવહાલી૦ તારી૦ ઘણી વા૦ ૩-૪
આ હરખી નીરખી રંગ મંડપમાં આવ્યા;

આ ચાચર આવી મળી રંગ મચાવ્યા. ૫
આ ગાન કરી હરખાયા સહુ સાથે;
આ સેવકને અંબામા બીરાજે માથે. ૬
અમે મુંજરો કરીયે તારા આગળ માજી,
ઘણી વા૦ તારી મા૦ ઘણી વા૦ ૭-૮
આ સુંદર મુખડું જોઇ મન મોહ લાગ્યો;
તારા દરસણનો મને ચટકો અંગમાં વાગ્યો. ૯
આ અંગ ઘરેણાં સાજુ મુગટ શીર છાજે; ૧૦
વન ફરતી દુખડા હરતી ત્રિલોક ગાજે.
આ નાગર કરતા ગાન્તાંન રસ બાજી;
ઘણી વાલી૦ તારી ઘણી વા૦ ૧૧
દીન દીવાળીનો આજ થયો છે અમને;
સુખ આપો શીર કર થાપો મારો જમને. ૧૨
અમે રાજી રહીશું તો આવીશું પારે;
આ નારી નર નાગર રહે તું આધારે. ૧૩
આ આંખડીયે નીહાળે અંબા લાલાજી;
ઘણી વાલી૦ તારી૦ ઘણી વાલી. ૧૪

## ગરબી દેશી ફેર છંદ.

નજર કરો નારાયણી અંબે, સેવકનું રાખોને મન.
કાયા અમારી થરથર કંપે નમન કરીયે ઘો દરસન. ટેક.
અમારે તમારે પ્રીત પુરાની, જરાએ છે નથી કાચી;
વેદ દેવ વદે સહુ વાણી સચરાચર જુગમે જાચી. ૧
સુર મુની ગાંધ્રવ ગાનજ કરતા, મોહ માયા લાગી તારી;
સાહ્ય કરીને આવ્યા અહિયાં, મહિપાયોને ઓધારી. ૨
સચરાચરસંસારે માજી, આપ બીરાંજોછો આસનકાયા. ૩નજ. કાયા. ૪
અમૃત નજરે ન્યાહાળો માજી, સેવકને રાખો રાજી;
સુંદર મુખ આ અંગ અનોપમ, દીસેછે તારૂ માજી. ૫
આ કાયા કરમના દોશ અતી છે, દુર કરો રાજી થઇને;
રાગ રંગ મંડપમાં રમીયે, સનમુખ મા તારા રહિને. ૬
મેહેર કરો અંબા મારાપર, નથી સહેવાતું દુઃખ ઝાઝું;
જર જરે વ્યાધી વહી ગઇછે; તે દેખી હૈયે દાઝુ. ૭

પાલવ તારો સાહ્યો આવીને, મહેર કરો માતાજી મન. કાયા. ૮
દીન દયા દયાળી કરીને, દીન દીવાળીનો કરીયે;
સદાચરણમાં આવી નમીએ, સેવકને શાતા ધરીયે, ૯
પ્રેમ પ્રસાદ પૂરણ આપો, અનપૂરણા મા મહેર કરો;
કરુણા સિંધુ કરુણા કરીને, શરણાંગતને શીશ ઠરો. ૧૦
ભાવ કુભાવે તમને શેવું, જુગ માજી તમે વશીયાં;
જનમ જનમનાં પ્રાશ્ચિત ટાળી સીંગાસન બેશી હશીયાં. ૧૧
રૂમઝુમ કરતા તારા સામુ, સદાચરણમાં રાખુ તન. કાયા.
બુદ્ધિ બાળા બહુચરી તારી, શ્રી ત્રિપુરા કલ્યાણ કારી; ૧૨
ગૌરી ગાયત્રી મા ગાજે વિપ્ર જનોયે મુખ ધારી.
વીશ્વંભરી વીશ્વ તારૂણી અંબે, વારી વારી જાવું વરણાગી; ૧૩
નાગર નજરે ન્યાહાળે તમને, હૃદય કમળમાં તું જાગી.
વિપ્ર વિશ્વભરી રૂપે થઇને, નરનારીનાં મન રાખ્યાં; ૧૪
આચર ચોકે વશી રહીને, સેવકુનાં દીલ માં દાખ્ય.
તારા નામનો પ્રશાદ મા ઘો તનમન અંબાલાલને ધન. કાયા. ૧૫

## રાગ બીલાવર.

હસીને બોલ્યારે હનુમાનજી એ રાગ.

શંકર ચરણ શેવ્યા થકી, જેને ભવ દુ:ખ વામે;
પુરણબ્રહ્મ પરમાતમા, અખીલ આનંદ પામે. શંકર ૧
મારકુંડ સરખા મુની; તે શંકરપદ જાણે,
ચૌદ કલ્પ આયુષ્ય કર્યું, જેને વેદ પ્રમાણે. શંકર. ૨
વિસ્વામીત્રે વિવેકથી; શીવ દીક્ષારે લીધી,
માહારૂદ્ર મહીમા થકી, વળી બ્રહ્મીરે કીધી. શંકર. ૩
મોટા મુનીરે અગસ્તજી, ને શંકર પદ ધ્યાવે
રત્નાકર આચમન કર્યો, બ્યાસજી ગુણ ગાયે. શંકર ૪
રામચંદ્ર સરખા હરી, તેણે દીક્ષારે લીધી
પણ જોજ્યો પદ્મ પુરાણમાં, શીવ ગીતારે કીધી. શંકર. ૫
ભક્ત જનો ઓધારિયા, એવા શીવજી રાય;
પણ ઉમાઇશ પ્રતાપથી, મયો મુખેરે ગાય. શંકર. ૬

---

## છંદ.

મહમાયા મુજ મેહેર કરો મા આશ રખુ જુગમે તેરી;
ગુલામ તેરી બંદગી કરતા, ધાઇ આવો હરદમ મેરી. ૨.

પ્રથમ હકીકત કહું હું માજી, અરજ અમારી કાને ધરો;
આયા બંદગી કરતા શેવક, ઉનકે શીર રખવાલ કરો;
એક નામ આધાર હે તેરા, જુગબાધમાં તું સાચી;
મેહેર કરી હે શક્રાદીકું, સનકાદી મુનીએ જાચી.
વાહારે ગઇતી રાજા વૈશકું, શુંભ નિશુંભ તે મારલીયા
ચંડ મુંડ ચકસુર કરકે ધુમ્ર લોચન સંહાર કીયા.
એસી હે તું જુગત જનેતા, જુગ બધામાં તું લેહેરી. મહ. ૧
બાલુપનસેં મેં ખ્યાલ રમતા, માજી જાચું હરદમ તુજકું
આયે સંકટ દુર નીવારો, ઢાલ રખો તેરી મુજકું;
બાંહ્ય ગ્રહેકી લાજ નિભાવો. એ મંગતા હરદમ માજી,
એતના મંગના હે હમારે, ઇસ દુનીયામે રાખો રાજી;
સકળ સભામેં રહ્યા હું આજે, સનમુખ માજી આયે ખડા.
કરગરી મા શીશ નમાવું હાથ જોડકે પાંઉ પડા;
દીલ હમેરા તેરે ચરણે નીભાઇ લેના મેરી. મહ. ૨
કળજુગમે તું કાળી કલ્યાણી, આયા હમારી તુંમ શરણે
મહાદુઃખ ભંજન રીપુ અતિ ખંજન પારે પડાહે તુમ ચરણે
તું હે સાચી મંગળ રાચી. માયા મોહ મમતાં તેરી
સદા કલયાણી મનમે આણી, નાવે ચોરાશી ફેરી
અલ્પ બુદ્ધિ હે માજી હમારી, કયા જાનુ પદ બાંધ કડી;
ગાંડે ઘેલે છંદ બનાતે, આશ રખી હે ઘડી ઘડી;
નાગર નટખટ સદાહી ચહાને, ઉડાતીહે તું ઉનકા વેરી. મહ. ૩
નાચત કુદત તાલ બજાવત, ચાચરમેં ફરતા ફેરી;
ઉદો ઉદો મુખસેં સબ બોલે, જેજે જે અંબે મેરી;
આતે જાતે બડી મજામેં, ખાતે પીતે રમતેહે;
સકળ સભામેં મજા ઉડાતે, માજીકુ મનગમતે હેં;
ચરણ નમાવે જમીયતરામ હી, ઉનકુ આધાર હે માજી;
ખુબહિ ફરતા રહે મગનમે, અંબાજીકે લાલાજી;
બાળક તેરા ગાયે હરદમ, પુજા કરે માજી કેરી. મહ. ૪

## ગરબી.

સનખલપુર સાચી મા બહુચરા એ રાગ.

આરાસુર રાણી મા અંબિકા, શેવક પ્રતિ પાળક વંદિકા;
સુનો બરદ હમારા અંબિકા. આરા. ટેક.
ગાનું સરોવર ગાજતું, શરણાઇઓ નોબત વાજતું;

માને શરણે આવે દુઃખ ત્યાં જતું. આરા. ૧
માનો ચાચર ચોક રળિયામણો, પારે આવેછે સહુ બ્રાહ્મણો;
વિપ્ર પાઠ વાંચે સહુ તમ તણો. આરા. ૨
એક વિમળ વાણીયો આવીયો, માજીયે સુત કરી પાળીયો;
તેને અષ્ટમાં સિદ્ધિ આપીયો. આરા. ૩
કરૂણા કરીને નામ રાખીયું, દેશ વિદેશ પરવાસિયું;
નામ અંમર સ્થાપીયું. આરા. ૪
નવખંડમાં બર્દ તમારૂંરે, કરો કામ શેવક મમ ધાર્યુંરે;
તમે આપો પદારથ સારૂંરે. આરા. ૫
બાકડાં કુકડાં ચાચર રમે, તેતો માજીને અતિશે ગમે;
આવી નાગર અંબાને નમે. આરા. ૬
રૂપ તારૂ અતિ માજી ઓપતું, સિંહાસનપર મન યોભતું;
સુત ચરણુ જીવ માજી સોંપતું. આરા. ૭
ઘડીયાળીને ઘંટા વાગતા, સુણી નાદ અસુરો ભાગતા;
માજી જુગ સચરાચર જાગતા. આરા. ૮
મોહ પામ્યા તારે રૂપે દેવતા, અખંડ આવી ચર્ણ શેવતા;
ફુલ તણી કરી વૃષ્ટી જતા, આરા. ૯
માર્યો મહિષ ક્રોધે બળવાનરે, સિંહ ચડી કર્યું તેણે પાનરે;
તે થયો ગતી અતી મંદરે. આરા. ૧૦
કર્યાં પરાક્રમ માજી તેં ઘણાં, રાખી નહીં તેમાં કાંઇ મણા;
આવી યોગણી ગાઇ લે વારણાં. આરા. ૧૧
લઇ બેઠી તું પાસે ગણુપત્યરે; સામા સંભુ ભૈરવ છે સત્યરે;
જાણે અજાઇ સાચી ગત્યરે. આરા ૧૨
બેઠા કોટેશ્વર કૈલાશરે; ધરી ધ્યાન તમારી આશરે;
માત સરસ્વતી છે પાસરે. આરા ૧૩
ગુણ તારા ગાય છે સહુરે, એક જીભ્યાયે શું કહુંરે;
માજીનું નામ ચિતમાં લહુંરે. આરા. ૧૪
વિશ્વ વ્યાપી રહ્યુ તુજ આશેરે, જીવી અંબાકો એક મને સાહાશેરે,
તેનાં કારજ સરવે થાશેરે આરા. ૧૫
રાખો અખંડ સૌભાગ્ય જોડીરે, ખોડીયાળ મ કરશો ખોડીરે;
આવું દરબડતા પાયે દોડીરે. આરા. ૧૬
વાંઝ મેહેણું ટાળજો માડીરે, કરો કુળમાં અમૃતવેલ વાડીરે;
ગાયે અંબાના લાલજી બાડીરે. આરા. ૧૭

## ગરબી.

રંમતણી હેલી, અંબા આજે રંગ તણી હેલી. ટેક.
તાળ પખાજ વેણા જંત્ર વાજે, વદીયે અંબા પેલીરે. અંબા આ. ૧
થૈથૈકાર થાય મદ માતા, લાગે અંબા વાહાલીરે. અંબા આ. ૨
રૂમઝુમ રંગ અતિ અંગ કરતા, ઉભા સહુ પાળીરે. અંબા આ. ૩
સુંદર મુખને ભામણે જઇયે, રમતા રંગ રેલીરે. અંબા આ. ૪
અબીલ ગુલાલ ઉડાવે લાલા, એક એકને ઠેલીરે. અંબા આ. ૫
અંબાના લાલ વહાલ કરી રમતા, નારીગાવા ઘેલીરે. અંબા આ. ૬

---

લાગેછે વાહાલીરે, અંબામા લાગેછે વાહાલી. ટેક.
સનમુખ સિંહાસનપર બેઠાં, અંબા બહુચર કાળીરે. અંબા. ૧
જરકશી અંબર અંગે ધરેલું, આતી બેઠી ધાલીરે. અંબા. ૨
ઉઠીરે સીંહાસન પધાર્યાં, મદ મન થઇ લાલીરે. અંબા. ૩
અજાઇ વેહેરાઇ ખોડીયાળ ભૈરવ, ગણપત નિહાળીરે. અંબા. ૪
ચાચર જાતર જુગ સદાચર. સર્વ રહ્યા ન્યાળીરે. અંબા. ૫
અંબાનો લાલજી રંગ રંગીલો, રમતાં રહ્યા મા હાલીરે. અંબા ૬

---

અષ્ટમી અજવાળીરે, અંબામા અષ્ટમી અજવાળીરે. ટેક.
આસો માસમાં અંબા રંભા, મળી સહુ નારીરે. અંબા. ૧
ઘેલીરે થઇને મદરે મહાલે, વાહાલે લાગે પ્યારીરે. અંબા. ૨
ચોસઠ જોગણી રંગભેર રમતાં, બનીઠણી સારીરે. અંબા. ૩
આઠમ હવન બહુ કરાવે, બ્રાહ્મણ પુજવાથીરે. અંબા. ૪
પારણું પ્રેમ પ્રસાદે કરાવે, ખીર ચણા ધારીરે. અંબા. ૫
અંબાના લાલ વિજીયા દશમીયે, ગાએ વાણી તારીરે. અંબા. ૬

---

બહુચરમા રંભા અંબા, આવો બહુચરમા રંભા. ટેક.
નારાયણી નવ દહાડા ખેલે, બોલે ઉદો અંબા. અંબા. ૧
કાળી કલ્યાણી તુળજા ભવાની, બાળા મન મંભા. અંબા. ૨
ગોરાણીઓ મદમાંરે મળીને, આવી મંડપ રંભા. અંબા. ૩
અષ્ટમી રજની રમતાં ગમતાં, બેશુ ચાચર છંભા. અંબા. ૪
અમર ગંભર ઘેર થઇને, પાયે પડે લંબા, અંબા. ૫
અખંડ જોડી અંબારેલાલની, રાખો અખંડ અંબા અંબા ૬

---

## ગરબી.

( અન્નબેશીરે અંબે માત જોવાને જઇયે એ રાગનીછે. )

શીવજી આવ્યારે ભ્રાત, છે અંતરયામી;
દીનબંદુ દીનોનાથ. ઉમીયાનો સ્વામી. ટેક.
જુવો જકતની માંહે ઝાઝા પંથ તણો નહીં પારરે;
ધુતી ખાવા ધરમ કહીને; ઠગવાનો એ ઠાર. ઉમીયા. ૧
આજ સુધી હતો અજાણ્યો, જાણી સઘળી વાતરે;
શીવ વીના સરવે છે જુઠું, સાચો શીવ પ્રખ્યાત. ઉમીયા ૨
ઘણા દીવસ મેં સોધી જોયું, તરક બુદ્ધિ તત્વરે;
સદગુર ઇષ્ટ કૃપાથી મુજને. સાચું મલીયું સત્ય. ઉમીયા. ૩
હવે હું મનમાં નિસ્ચે સમજ્યો, સહુથી મોટા શીવરે,
અવર દેવને હુ નવ રાચું, સાચુ માનો જીવ. ઉમીયા, ૪
સર્વ જકત ઉધારણ કારણ, મરણ એને હાથેરે;
ભોળો એ ભક્તી આધીન છે, સઇલ સુતાનો નાથ. ઉમીયા. ૫
આસંસારે જન્મ ધરીને, ભજ્યા નહીં ત્રીપુરારીરે;
મોક્ષ મળે નહીં તેને કોઈ દીન, ઉતરે નહીં ભવપાર, ઉમીયા. ૬
વારંવાર હું સહુને કહુંછુ, શીખામણની વાતરે;
ભવ મોચન ભોળોછે શંભુ વેદ વિશે વિખ્યાત. ઉમીયા. ૭
કર જોડી કરૂં વિનતી, કૃપા કરો જગદીશરે;
લક્ષ્મીશંકર દાસ તમારો ચરણે ધરીને શીશ. ઉમીયા. ૮

## મહિના ગરબી દેશીફેર.

અમાસે અંબામા આવો આશરે, સેવક દુઃખીયા તારા થાય અપારજો,
કેમ કરી જીવે આ પાપી પાસરે, અન્ય કરેથી સરે નહી કાંઇ સારજો
આમાસે. ટેક.
ચૈતર માશે ચંતા હમને થાયછે, મહા મારીના રોધે મન અકળાયજો;
તારે શરણે દેવો રહીને ગાયછે, તારે નામે પાતીક સઘળાં પળાયજો. આ
વઇશાખ માસે વાહારે રહીને સાચવો, સચરાચરનું નોધારા આધારજો;
જગ તણું સુખ થાયે માજી જાળવો, સુખી રાખો ગાઇએ ગુણ સંસાર.
જો આ માસે. ૧
જેઠ માસે ઠેઠ થકીરે આવીયે, સેવક જનને આવી ધારણ આપજો;
દાહાડ્ય ચરીને જોગણીયો સહુ લાવીયે, સમાવો રક્ષા કરીને તનના તાપ.
જો, આ. ૨
અષાડ માસે આદ્ય ઇશ્વરી માતને, સાચે દીલથી સેવો નરને નારજો

મતીયા મત છાંડીને રાખો સાથને, એનાથી તો ઉતરશે ભવપારજો આ. ૪
શ્રાવણ માસે અરજ અમારી લીજીએ, દેહતો પાપી પાવન તારે નામજો;
કાલાવાલા ગાઇ ચાચર રીઝીયે, આવું તારે રમણીક મંડપ ઠામજો આ. ૫
ભાદર માસે બે સવળાનો ભાગીયે, ઝરમર ઝરમર મેઉલા વરસે અપારજો
તારા નાગર શેવકને કામ લાગીયે, ના આવોતો કોઇ નાવે તારે દવારજો.
આ. ૬
આસો માસો અરજ અમારી સાંભળો, ન જાણોતો જીવતર જાશે વેઠજો;
મુટી ધોને હાવો માજી આંબળો, નવ દહાડા નવરાત્રીમાં શેઠજો. આ. ૭
કારતગ માસે કીંકરને કરૂણા કરો, કર શીરપર રાખોને અંબા માતજો;
અતી થયુછે અંગે દુઃખ માજી હરો, તમે છો માથે માત તાતને ભ્રાતજો.
આ. ૮
માગશર માસે મન મળવાઁ અકળાયરે, શું કરીયે હવે રાખો શેવકની લાજજો
શરમ નહી હવે માજી દેહ પીલાયરે, સકળ સહોદર રાખો થાયે રાજજો. આ. ૯
પોષામાસે પડપંચ માજી નવ કરો, કરશોતો કોણ નામ તમારૂં લેસેજો;
મેહેણાં ખાશો માનવીના મનમાં ઠરો, નહીં ઠરોતો કરગરી મેહેણાં દેશેજો.
આ. ૧૦
માહા માસે મંગળ કરીયે માજી હવે, ઘણું કરગરીયે સકળ સહોદર સાથજો;
ભાવે કુભાવે ભજીએ મા તમને હમે, કીંકર ઉપર કરૂણા ધો શીર હાથજો.
આ. ૧૧
ફાગણ માસે ફગુવા ખેલો જોગણી, હોળી રૂપે માજી તમે પુજાઓજો;
રક્ષા કરવા આવે ફરતી ભોગણી, રંગ ગુલાલે કેશર શીર ધરી લાવજો.
આ. ૧૨
ફુરણુ માસે પુરણ ત્રાસ થઇ તમે, અંબા કાળી બહુચર તુળજા સાથજો;
બીજી બેહેનો આવો આશ ધરીયે અમે, બાળક લાલને શીર રાખો હાથજો.
આ. ૧૩
આ બાર માસે માજી જે મનમાં ધરે, દેહ તણાં દુઃખ માજી કાપશે આપજો;
ફાગળીઉ ઉરીયું ટુરીયું માજીહરે, નિશ્ચે નાવે દેહ દુઃખ જુગનાં છાપજો. આ. ૧૪

## ગરબી.

નારાયણી નવરાત્રી રમવા, જમવા સરવે આવોરે ટેક
કાળી કલ્યાણી કમળા કામી, કામેશ્વરીને બોલાવોરે;
ચામુંડા ચંપક વરણી, મા ચંડીને ઓળખાવોરે. નારા. ૧
બાળા બહુચર તુળજા દેવી, નવદુરગાને લાવોરે,

થાળ સમે પુજન કરે દેવો, હરીહરી વેદ ભણાવોરે. નારા. ૩
ગંગા જમનાં સરસ્વતીમાં. હિમ કળશ ભરાવોરે;
કુમકુમ કેશર પુષ્પ અરગચા, ધુપ દીપ સળગાવોરે. નારા. ૩
થાળ ભરી અમ્રત સાહીતની, વિવિધ પકવાન અપાવોરે;
ખારૂં ખાટું તીખુ સરવે, લાવું માજી ધરાવોરે. નારા. ૪
ચોસઠ જોગણી ચારે દીશાથી, બેનોને તેડાવોરે;
એક બરાસે કસ્તુરી સાથે, તાંબુલ મુખ કરાવોરે. નારા. ૫
ત્રમ થઇ ઉઠયાં છે માજી, પારણાં કરી મન ભાવોરે;
બ્રાહ્મણ ભોજન કરે રાજી, મંડપ મંગળ ગાવોરે. નારા. ૬
આરાસુરમાં આપ બિરાજો, ડુંગર માજી ચડાવોરે;
અમર દેવ ત્યાં સ્તુતી કરેછે, દુનિયામાં ડંકા વગડાવોરે. નારા. ૮
રંગીલો રંગ મંડપ થાએ, મહોલે હાથ દેવડાવોરે;
નારી નર અંબાના લાલજી, સનમુખ ગરબા ગવડાવોરે. નારા. ૮

## રાગ ઓછવનો.

શીવ શંભુજી કેરે દરબાર, જોવાને જઇએરે;
ત્યાંતો શોભા તણો નહી પાર, ઘણું શું કહીયેરે. ૧
કૈલાશમાં શીવરાય છેરે, પાસે છે ગણપત બાળ;
અરધે અંગે ઉમીયા રહેછે, જેની જટામાં ગંગાજી માત. જો. ૨
અંગે વિભુતી અતી ઘણીરે, રૂંડ માળાઓ અપાર;
વાઘંબર એને બેસવારે, પેર્યાં પીતાબર બહુ સાર. જો. ૩
ત્રીનેત્ર બહુ શોભતારે, કુંડળનો ઝળકાર;
તીલક તો શોભે ઘણુંરે, હીરા ઝળકે છે બીંબાકાર. જો. ૪
નંદી તણું વાહન કર્યુંરે, નૃત્ય થાયછે બહુ પેર,
ગાન તાન થાયે ઘણુંરે, વાગે તાલ મરદંગ છે ઠાર. જો. ૫
મોરલીધર જોવા આવીયારે, સાથે ગોપીઓ અપાર;
આવ્યા નારદ બ્રહ્મા સહીરે, શીવના મંદીરે થેઇ થેઇકાર. જો. ૬
આવ્યા મુની ઋષિ દેવતારે, ત્યાંતો ભેદ ન જાણે કોય,
સહુકો જોઇ વિસ્મે થયારે, એવી શોભા શીવની હોય. જો. ૭
શીવશંકર માહારાજછે રે, સરવે તે દેવના દેવ;
અબીલ ગુલાલ ઉડે ઘણુંરે, જેથી ખુશી થયાછે દેવ. જો. ૮
દયો કહે શીવને ભજોરે, મોક્ષ લેવાને કાજ;
શીવ ભક્તિ બહુ મેં કરીરે, મુને હરખ વાધ્યોછે અપાર. જો. ૯

## ગરબી.

જોગીંદ્રપણુંરે શીવજી તમારૂં મેં જાણ્યુંરે. રાગ.

બાળા ત્રિપુર હું તમ મન માનુંરે, તમને છોડીને બીજા કોને જાવુંરે. રાગ.
રતન સીંહાસન આસન બેઠાંરે, તેજમાં ત્રિભોવનશશી રવી પેઠાંરે, બાળા. ૧
વેદ વીરંચી વદેછે તારી વાણીરે, હરીહર નારદે મન નવ જાણીરે. બાળા ૨
અકળ સ્વરૂપ અતીજ ઓપેરે, માજિનું વચન પદ કોઈ નહી લોપેરે. બાળા ૩
ઉદો ઉદો આવી યોગણીયો ગાયરે. ફુલ તણી વૃષ્ટી અતી બહુ થાયરે બાળા ૪
ચાચર નાગર કરતા સહુ ગાનરે, આવે વરસ એકનીમે માજિ ઠામરે બાળા. ૫
શુભ નીશુંભ અસુર ઘણા માર્યારે, દૈતોને મારી દેવોને તેં તાર્યારે, બાળા ૬
અંગે ઘરેણાં અમુલ્ય બહુ દીસેરે, દેશ પરદેશથી આવે સહુ હીસેરે. બાળા. ૭
કષ્ટ અમારાં સર્વે માજિ કાપોરે, કરૂણા કરી અંબાના લાલને સીધી આપોરે. ૮

## ગરબી.

મોહ્યા મોહ્યારે મહા મુની જન, સુંદર મુખ જોઇ. ટેક

સુંદરીનું સુંદર મુખ જોઇ, મોહ્યા માહામુની દેવોરે;
કુમકુમ અક્ષત પુષ્પજ લઈને, હર્ષે કરતાં શેવ. સુંદર. ૧
કૃષ્ણ સ્વરૂપે મોહ પમાડયા, લઈ ત્રિલોકનું તત્વરે;
કંસને માર્યો મોહ પમાડી, ખરૂં તમારૂં સત્વ. સુંદર. ૨
બ્રહ્મ પુત્રી તુ થઇ બેઠી, પેઠી કમંડળ માંહેરે,
રૂપ પ્રકાશી દાસ ઠરાવી, પ્રથમ પુજાઈ ત્યાંહે. સુંદર. ૩
શિવ દિવ્ય રૂપે થઇ બેઠા, આસન દ્રઢજ વાળીરે;
બીજડી રૂપ પાર્વતી પ્રકાશીને, થૈ ગંગ શીર ખાળી. સુંદર ૪
ત્રણ દેવ ત્રણ રૂપ ધરીને, ત્રિગુણાત્મક કેહેવાયરે;
દશ અવતારે દેવ મળીને, કારજ તુ થકી થાય. સુંદર. ૫
દેવ ઉગાર્યા દૈતને માર્યા, તાર્યા સકળ સંસારરે;
અમર આદે દેવો પુજે, કોઇ ન પામ્યા પાર. સુંદર. ૬
અકળકળા તારી જાણી નહી, મોહ્યા જોગી જતીયોરે;
જંતર મતર તંતર કરે પણ, કોઇ ન પામ્યા રતીયો. સુંદર. ૭
મહન અતી આવી છે મા તારી, સહુને શીરપર છાજેરે,
ધરમ ધજા તારી બહુ ફરકે, દુનિયામાં ડંકા વાજે. સુંદર ૮
જોગી ભવાની ભાન ધરીને મોહી રહ્યાં અબળા જનરે;
અંબાના લાલજી તમને વળગ્યા, દો તન મનને ધન. સુંદર. ૯

## ગરબી.

ગોકુળીયે લઇ ચાલોરે, હરી ઓધવરાજ હમને. એ રાગ.

ધન ધન આજનો દીનરે, બહુચર માવ અમે. ટેક.
ધન ધન આજનો દીન હમારે, ઓછવ મંગળ થયોરે. બહુચર. ૧
ચાલી હમો મા ચાચર આવ્યા, લાવ્યાં બહુ વિધ પુજરે. બહુચર. ૨
સુંદરી સીંહાસનપર બેઠાં, દીઠુ અલોકીક રૂપરે. બહુચર. ૩
સજીયા સોળ સણુધારરે પોતે, જોત્યો બળેછે પાસરે. બહુચર. ૪
વદન તમારૂ જોઇ મોહ પામ્યા, નામ્યા ફણીસુર દેવરે. બહુચર. ૫
નાગર નટખટ નૃત્ય કરેછે, હરેછે શેવાથી અધ પાપરે. બહુચર. ૬
પુજન નિરાંજન થાળ કરેછે, આવી આરાસુર માંહારે. બહુચર. ૭
શ્રાવણુ માસે સેવે સદાયે, કદીયે ના દે એ છેહરે, બહુચર. ૮
ધોળારે ગઢમાં વાસોરે વશીયાં, આવ્યાં ચાચર માંહારે. બહુચર. ૯
કૃષ્ણ ચતુર્દશી હશી ખશી આવ્યાં અધનિશાયે થાય હોમરે. બહુચર.૧૦
ધરમ ધજા તારી ધરણી ફરકે, થરકે દુરીજન લોકરે. બહુચર, ૧૧
સુંદર મુખ જોઈ પાલવે વળગ્યો, બાળક લાલો મા દાસરે. બહુચર.૧૨

ગરબી

ગણાધિપતી તુજ આશરણુ આપોરે. એ રાગ.
છબીલી મૈયા અરજ કરૂંછુ આજેરે. ટેક.
અરજ કરૂંછુ આજે, શેવકને શીર ધાજે;
માજિ તુ માથે બિરાજેરે, છબીલી૦ ૧
શેવકની આવો સાહે, સનમુખ આવી ધાએ,
સકળ સભામાં ચાહેરે છબીલી૦ ૨
અંતર અંબા આરાધો, એક ચીત્તે જપ સાધો;
અમરને ભેદ ન લાધ્યોરે. છબીલી૦ ૩
મારકંડ ઉગારી લીધો, ભટજિને કવી કીધો;
શીર હાથ મા તેં દીધોરે. છબીલી૦ ૪
શીવજિની બેઠાં સંગે, કૈલાસમાં બેઠાં રંગે;
સાથે બેન રાખ્યાં ગંગેરે. છબીલી૦ ૫
મૈયા મુજ સામુ ભાળો, કૃપાદ્રષ્ટી કરી ન્યાળો
દાસને દયાથી પાળોરે. છબીલી૦ ૬
સંસારમાં સુખ જાણી, પાપની પીલીછે ઘાણી
નિવારો દુઃખ દેહ આણીરે, છબીલી૦ ૭
બાળા બહુચર કાળી આવો, નવલ નવદુર્ગા લાવો,
ત્રિપુરા તનમન ધાઓરે. છબીલી૦ ૮
સરવે સભામાં માતું, અભીમાન તારૂ લાતું,

પાયે નમી નમી સાહુરે, છબીલી. ૯
પ્રેમે ભરી પાયે પડીયે. દેહ દુઃખથી મા સડીયે;
સુખડાં કરો આ ઘડીરે, છબીલી. ૧૦
અકળ કળા છે માજી, જુગ ચાર રહ્યાં ગાજી,
શેવક કરોને રાજીરે, છબીલી. ૧૧
અંબાજીનાલાલ મળી, ગાયે ગુણ વળી વળી;
આવ્યો હવે કાળ કળીરે, છબીલી. ૧૨

---

## ગરબી દેશી ફેર.

ચૈ રંગની હેલીરે, અંબા આજે થઇ રંગની હેલીરે. ટેક.
તાલ પખાજ વેણુ જંત્રવાજે, ગાજે દેવલ અપાર. અંબાઆજે. ૧
અબીલ ગુલાલ ઉડાવે લાલા, વાહાલ કરી તમને. અંબાઆજે. ૨
યૈયૈકાર અપાર મા કરીયે, ધરીયે તારૂ ધ્યાન. અંબાઆજે. ૩
મતવાલી મા તતપર થઇ, લાગે અતી વાહાલી. અંબાઆજે. ૪
રમત જમત મા ગમત મધ કરેછે થઇ ઘેલીરે. અંબાઆજે. ૫
સિંહાસન આસન પાન કરતી દુષ્ટ નાંખે ઠેલીરે. અંબાઆજે. ૬
શોળ શણગાર સજી આઇ બેઠાં, જળહળ જોત પ્રકાસ. અંબાઆજે. ૭
આજ હુવો રંગ જેકાર સંગમાં, બાલો ફેરો ફેરે. અંબાઆજે. ૮

## રાગ હોરી.

હોરીકે દીન અંબા આઇ ટેક.
જગત જનુનીએ જનમ દીનો, પુજન કાજ બોલાઇ. મૈયા પુ.
કુમ કુમ ચંદન અગર તગર ધુપ, અબીલી ગુલાલ ઉડાઇ;
સાથે બાળા બેહેન બોલાઇ. હોરી૦ ૧
સિંહાસનપર બેઠી અંબે, વેદ વીરંચી ભણાઇ મૈયા વે૦
ગાંન તાંન ઝાંઝર ડફ બાજત, કેસર ગાગર સાઇ;
એક એકપે દોડી આઇ. હોરી૦ ૨
હોરી કે દીન ચાચર મંડપ, ચીર ચુંદડી સોહાઇ. મૈયા ચી૦
પાયે નેપુર અણુવટ વીંછુવા, અંગે ઘરેણાં ધરાઇ;
ઉમંગસે પાન પીલાઇ. હોરી૦ ૩
દોડત ચાચર ચોસઠ જોગણી, દેવ સકળ મોહ આઇ. મૈયા દે૦
ફરે ફુદડી ફરતા ચાચરમે, ઉદો ઉદો મુખપાઇ;
બાની અંબાના લાલે ગાઇ. હોરી૦ ૪

## શ્રી માહાદેવજીનું ભજન.

### રાગ દાણલીલા.

( મારગ મુકોને કુહુંછું કાના કયારનીજો—એ રાગ. )
ઉમા કાંતને ભજી લે મન પ્રીતથી જો;
ભોળાનાથને ભજી લે મનપ્રીતથી જો.
આદ્ય સ્વરૂપ છે વિચારી જોને ચિતથી જો, ઉમા. ટેક
આ જન્મ ત્રીસુલ પાણી વીભુતીનો અંગ છે જો,
નંદીનું વાહન જટા માંહે શીવ ગંગ છે જો. ઉમા. ૧
ભોળાનાથ ભવ કેરાં દુઃખડાં હરેજો;
પ્રસન્ન હોય તો તરણાનો મેરૂ પળમાં કરેજો. ઉમા. ૨
બાણાસુરના પતી તેતો અખંડ રૂપછે જો.
નિશ્ચય જાણજો ત્રીભોવન ભુપ છે જો ઉમા. ૩
કોટી અસુરને વરદાન હેતે આપીયાંજો;
નાગર નરસૈંઆનાં દરીદ્ર શીવે કાપિયાંજો; ઉમા. ૪
દાસ હરીભટના ભટ શંભુજી તણાજો;
શીવ ભક્તિ દેવ દયા કીંચિત આણજોજો. ઉમા. ૫

## હોરી.

ચાચર ખેલે હોરી, બેઠી શીર અંબા મોરી ચાચર ટેક.
યોગણીયો સબ ધાઈ આએ, આયે બહુચર મોરી. આ
આયોહી ફાગણ ધુમ મચાઇ, કેસર ગાગર ઘોરી;
લીયે સબ અંગપર ધોરી, ચાચર ખેલે હોરી. ૧
આઇહે કાલી રંગ અંગ લાલી, સાથ ભવાની મોરી. મૈયા સા.
આયે સિહાસનપર બેઠી મઇયા, આસ ધરે સબ તોરી;
હાથ ગુલાલકી ઝોરી, ચાચાર ખેલે હોરી. ૨
આઇ તુળજા આશ્રુજાઇ, નેત્ર અમ્રત ઝરોરી. દેખો મૈયા૦
આયે દુષ્ટ સભામાં તોરે, પાગે નાંખે મઇયા રેરી;
અરજ સબ કરે મન ગોરી, ચાચર ખેલે હોરી. ૩
શીર કંચનકી ગાગર ભારી, રંગહી બોહોત ભરોરી.મૈયા૦
હાથલીયે સબ પીચકારી મૈયા, એકએકપે દોરી;
જુવે સબ દેવહી હોરી, ચાચર ખેલે હોરી. ૪
વેદ વીરંચી ધ્યાન ધરતહે, મોહે સારી હર હોરી. મૈયા૦

ચરન કમળ પર છાજત પોતે, બીજાઇ સારી અંજોરી;
મોહ્યાપે સબ ડારીહે જોરી, ચાચર ખેલે હોરી. ૫

રંગ રંગીલી સબ અંગ બીજી, સારીચુંદડીયા બીજોરી. દેખો મૈયા.
અનુવટ વીછુંવા પાયે ઘુઘરિયાં, નાચે નૌતમ લેરિ.
આંખ ભર રંગ બીજોરી, ચાચર ખેલે હોરી. ૬

હોરી કે દીન આનંદ પાયો, દરશણુદો માત મોરી. મૈયાદ.
આ સબ ખેલ મચ્યો ચાચરમે, ચરણુ ધરૂં શીશ તોરી;
કરૂણા કરો માત હમેરી, ચાચર ખેલે હોરી. ૭

સિંહાસનપર આપ બીરાજે, સ્નાન કરી સબજોરી. મૈયા. સ્નાં.
પુજન કાજ સબ ધાઇ આવે, પાર ન પાવે કાંઇ;
સોભા સબ મોહી, ચાચર ખેલે હોરી. ૮

ગુણુ ગાયે ઉમગ નર નારી; ધ્યાન ધરે કરજોડી. મૈયાધ્યા.
સનમુખ આઇ ગરબા ગાવે, શક્ત રહે આશ તોરી;
અંબા કે લાલ વહાલ કરોરી, ચાચર ખેલે હોરી. ૯

## હોરી.

શિવશંકર ખેલે હોરી, સંગ બેઠી ઉમીયા ગોરી. ટેક.
ફાગન આયો હે શિવશંકર, ઉમંગ બોહોત કરોરી. શીવઉ.
ધ્યાન ધરતહે વેદ વીરંચી, આશ રખે મન લોરી;
જટાબીચ ગંગા ધરોરી, શીવશંકર. ૧

ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેસર ગાગર બરોરી. શીવકે.
ભરી પીચકારી હાથ લીયેહે સનમુખ મૈયા દોરી;
ખેલત મન આપહી હોરી, શીવશંકર. ૨

અબીલ ગુલાલ ઉડતહે અંગે ભભુત રૂંઢમાળા ધરોરી. શીવ.
બાજત તાલ પખાજ ઝાંઝર ડફ, ઘંટા નાદ કરોરી;
પીયે સબ ભાંગહી ઘોરી શીવશંકર. ૩

આક ધંતુરા પીગે સબ સાજન, ગાવતે હોરી નારી. શીવ.
ડાક ડીડમરૂ સાથહી બાજત, રીઝવત હે ત્રિપુરારી;
હાકેશ્વર હે શુભકારી. શિવ. ૪

એ સબ રંગ રચ્યો હે જંગલમે, સાથે ભુત ગણુકી ટોળી. શીવ.
એ સબ રંગ ગાવે મંદીરમે, સુણે પાડે તાળી;
એસા શિવ સેવો નિહાળી. શીવ. ૫

સુરીનર મુનીવીર ધ્યાન ધરતહે, તિન લોક શુભકારી. શીવ.
આશ ધરો સબ ઉરમે પાઇ, હોરી મન રંજન પ્યારી;

અદભુત મંગળકારી. શીવ ६
આશ ધરે ઉરમે મતવાલે, શિવ શક્તિ પીતા માઇ;
અંબાનો લાલ આનંદ ગુણ ગાવે, કૈલાશમે આનદ કરાઇ,
ઊર આશ રખીયે ધાઇ. શીવ, ७
મોક્ષ દિયતહે ધ્યાન ધરતકુ, શિવહે અલોકીક ભારી. શીવ.
આધી વ્યાધી દુર કરતહે, નિજ જન રહો મન ધારી,
જેજે બોલો શ્રી ત્રિપુરારી. શીવ. ८

## હોરી.

નારાયણી હોરી ખેલન આઇ. ટેક.

ફાગન આયો મઇયા મોરી, ચાચર ધુમ મચાઇ. દેખો મૈયા ચા.
સબ સખીયન મીલ સાથે બેઠે, સબ પટરાણી આઇ;
અંબા સાથ દુર્ગા પાઇ. નારાયણી. १
કાળીબાળા ત્રિપુરા બહુચરી, બેહેરાઇ પીતાંબરી લાઈ, દેખો મૈયા વે.
ઇંદ્રાણી અનપુરણા આકે બેઠી, જ્વાળામુખી દેખપાઇ;
કેસર સંગ ગાગર લાઇ. નારાયણી. २
તારા આશ પુરી તુળજા ભવાની બ્રહ્માણી રૂદ્રાણી પાઇ. દેખો મૈયા બ્ર.
એક એકપે દોરી આવે, હાથ લીની પીચકારી;
એશી શબ ધુંમ મચાઇ. નારાયણી. ३
ચંડી ચામુંડા રંનાદે દેખી, આઇ લલીતા માઇ. દેખો મૈયા આઇ.
ત્રિપુર સુંદરી મનમે પાવત, સરસ્વતી સાથ બોલાઇ;
આઇ સબ ચાચર માઇ. નારાયની. ४
પાન ભરી પીચકારી મારો, એક હાથ ઝોરી લાઇ. દેખો મૈયા;
અબીલ ગુલાલ ઉડાવત અંગપે, જોગણીયોકું બોલાઇ;
આઇ ખોડીયાળ અજાઇ. નારાયણી. ५
બ્રહ્મા વેદ પઢે તોરે આગે, કાનડ બેન બજાઇ, દેખો સબ;
નારદ ગાંન કરે તોરે આગે, શંકર ધ્યાન ધરાઇ,
યોગણી સબ ધાઇ આઇ, નારાયણી. ६
નવદુર્ગા હે મનમે પ્યારી, વિનતી કરૂં ઉર લાઇ, દેખો મૈયા;
સિંહાસનપર જાકે બેઠી, ખડી રહી સબ માઈ,
આશાદી સબકુ પીળાઇ. નારાયણી. ७
એ સબ રંગ રચ્યો ચાચરમેં, ઉદે ઉદે મન પાઇ, દેખો મૈયા;
આય રખો નર નારી મનમે, શિવ શક્તિ પીતા માઇ,
રહો શીરપે મા આઇ. નારાયણી. ८

સતયુગ દ્વાપર ત્રેતાયુગમાં, દેવોકુ દુઃખ પળાઈ, જુવોસહુ;
ઉનકા દુઃખ નીવારણુ કરકે, દુષ્ટ અસુરકુ મરાઇ,
અજ્ઞાન લોકે કલયુગ પાઇ, નારાયણી. ૯
આ સબ મૈયા હરનીશ ગાવું, એક દીન ચાચર આઇ જુવો સબએ;
શેતાગીરીમે આપ બિરાજો, મૃત્ય લોક મે પાઈ,
નાગરે સબ મન ગાઇ. નારાયણી. ૧૦
એશી મઇયા ચારો દીશામે, રક્ષા કરે બેઠાઇ, દેખો સબ રક્ષા;
ભુમીપર સબ પ્રાણીહી શેવો આઇ અનાઘહે માઇ,
અંબાકુ લાલે વધાઇ. નારાયણી ૧૧

## ગરબી.

સમરૂ સદા ભરપુર. એ રાગ.

અમ ઘેર આવોને આજ, વાણી તારી પ્રેમે વદુરે મા ટેક.
આરાસુર મા સુરપતી બેઠી, સુંવાળ બહુચર મા,
સિંહ કુડ કુડ ચડીરે મા, અમ ઘેર. ૧
પાવામાં પાદશાઇ બીરાજે, દક્ષણમાં તુળજાય;
વહારે વેલી વળી વળીરે મા, અમ ઘેર. ૨
કરૂણા કરી મા કષ્ટજ કાપ્યાં, દેવોની રાખી લાજ;
અસુરને રણુ મારીરે મા, અમ ઘેર. ૩
નમી અંબાને લાલજ વિનવે મા સહુને કરજે સાહય;
ગાયે દાસ ચરણે પડીરે મા, અમ ઘેર.

## ગરબી.

ગોકુળીયે લઇ ચાલોરે, હરી ઓધવ રાજ હમને. એ રાગ.

કુમ કુમ પગલે પધારોરે, અમ ઘેર આજ અંબે. ટેક.
દીન દીવાળીનો આજ છે અંબે, પ્રેમધરીને પધારોરે. અમ. ૧
કૃપા કરીને માજી કારજ કરવા, આવી મનમાં વિચારોરે. અમ ૨
સકળ સાહેલીઓ સાહય કરીને. કુળ મંગળ સુધારોરે. અમ. ૩
અંબાને બહુચર કાળી કલ્યાંણી, અજાઇ અનપુર્ણા ધારોરે. અમ. ૪
નારાયણી નવ રજની મહાલી, દશમે દેવી બીરાજોરે. અમ. ૫
કુમ કુમ કેસર અબીલ ગુલાલે, અરગચા ઉડાવી રમાડોરે. અમ. ૬
આનંદ ઓછવ આજ હમારે, પારણા મહોલે બંધાવોરે. અમ. ૭
બ્રહ્માને વિષ્ણુ શિવ સહુ પુજે, સકળ મળી તમ પારોરે. અમ. ૮
વિપ્ર ભોજન માજીકરોને આગણીએ, આશીશ દેવો પધારોરે. અ ૯

નાગર નવરા લોક નમેછે, પ્રતી પાલણુ પરવારોરે. અમ. ૧૦
અંબાને લાલ વહાલ કરી શેવો, સફળ થાય જનમારોરે. અમ. ૧૧

## ગરબી.

ધન અંબેમાત મોટી તું ભવાનીરે જુગમાં જાણી. ટેક.
માજી અશાડે આરાસુરમાં, માજી બેઠાંછો ઘોળાઘઢમાં;
ચાચરમાં અંબાછો ભડમાં, ધન અં૦ ૧
માજી શાવણમાં સનમુખ આવે નારનારી નાગર સહુ ભાવે,
સંગની થઇ સંગ તારો લાવે. ધન અં૦ ૨
માજી બાદરવે ભડ ગાજોછો, સિંગાસનપર બીરાજોછો,
શેવકના શીરપર છાજોછો. ધન અં૦ ૩
માજી આસોએ તુ અલબેલી, ચોસઠ માંહી તુ બને ઘેલી;
ગાવા ગરબે થાય તુ પેલી. ધન અં૦ ૪
માજી કારતગે કાળજ ટાળોછો, તારા છઇયાઓને ઉગારોછો;
તન મન અલબેલી પાળોછો. ધન અં૦ ૫
માજી માગશરે મળવા મન માંડું, વચે પાપનુ પડી પુંછે આડુ;
મારી નાખો દુષ્ટનુ ધાડું. ધન અં૦ ૬
માજી પોસે પામરને પાળો, મારા વેરીઓને મા ટાળો;
પુરવના પ્રાશ્રીત તમે બાળો. ધન અં૦ ૭
માજી માહે મન મળવા ચાહુ, અંતરગત હૃદયમાં ચાહુ;
માજી અમ્રત રસમાં હું નાહુ, ધન અં૦ ૮
માજી ફાગણે ફાગ રમે બાળા, રમતે જોગણીયો કરે ચાળા;
ઉડાવે રંગ અતી મદપ્યાલા, ધન અં૦ ૯
માજી ચઇતર ચીંતાથી ડરતા, માજી મતવાળા તુજથી દરતા;
માજી ઉદો ઉદો કરીને ફરતા ધન અં૦ ૧૦
માજી વઇશાખે વહારે વળીયાં, મોહમાયા મુલકમાં ફળીયા,
નવખંડમાં દુઃખ તમથી ટળીયાં, ધન અં૦ ૧૧
માજી જેઠે વેઠ હમે કરીયે, અવસાને આવી મા ઠરીયે;
માજી શેવકની વેડ પુરણ ભરીયે. ધન અં૦ ૧૨
પુરણ માસે પુરણ થઇને, અષ્ટમાસિદ્ધ નવનિધિ દઇને;
અંબાના લાલને જાઓ આશીશ દઇને. ધન અં૦ ૧૩

## ગરબી રાગ કાફી.

વિકરાળ રૂપેરે, મહિષાસુર માર્યો; રાજ દેવ રૂપેરે મારકંડને તાર્યો. ટેક.

વિકરાળ થઇ ભંડાસુર આવ્યો, દેવોને અતિ દુખ દીધાં;
ઇંદ્રાસન ઉપર જઇ બેઠો નારદે કામજ કીધાં;
ભંડને ભમાવ્યોરે, બાળા વેશે અસુર માર્યો. વિકરાળ. ૧
રાજા વૈસ્ય વરજ આપ્યો, દીન દયાળી માત;
મેધા ઋષીને જ્યારે આશ્રમ ગયા હતા, દુઃખની સુણી વાત;
અંબામા ઉપાશીરે, રાજ વૈસ્યને તાર્યો. વિકરાળ. ૨
મહરષિ મુનીએ તેમજ કીધું, જગદંબાનું આજ;
ચંડમુંડ રક્ત બીજને રોળ્યા, સજી આયુધ સહુ સાજ;
શુંભનિશુંભ માર્યારે, જગ વિશ્વ બધા પાળ્યા વિકરાળ. ૩
મહિષ મારી આરાસુર આવ્યાં, શ્વેતાગીરી તજી માય;
બ્રહ્મા વિષ્ણુ શીવજી પાળ્યા, યોગણી ગરબા ગાય;
મંડપ માંહે ગાતારે, બાળક લાલજી તારો. વિકરાળ ૪

## વિપત્તીનો વિલાપ.

આવને વેહેલીરે અંબા તું આવયને વેહેલી. એ રાગ.

શરણુ આવ્યોરે માજી હું શરણુ આવ્યો, કૃપા કરો પરમેશ્વરી હું શરણુ આવ્યો અપરાધ મારા ક્ષમા કરો માજી શરણુ આવ્યો;
દુઃખ દાવાદળ સહુનેમૈયા શરણુ આવ્યો. ટેક.
અમદાવાદથી ચાલી આવ્યાં, આવ્યાં નદીની તીર;
નિશાન મરજા તારૂ ફરકે, આવ્યાં સર્વે ધીર. મા. કૃ અ. ૧
સંવત ઓગણીસ ચોતરીમાં, રૂડો શ્રાવણુ માસ;
કૃષ્ણુત અષ્ટમી બુધવાર સારો, માજીની રાખી આશ મા. કૃ. અ. ૨
સાબરતીરથી સંઘજ ચાલ્યો આવ્યો કુંડશણુ ગામ;
સુખ શાતાથી સરવે આવ્યા, ધરી મૈયા તાહારી હામ. મા. કૃ. અ. ૩
આછી આછી વર્ષા થાય, સંગ બહુ અકળાય.
રાણુસા ગામની વાટ મધ્યે, પાણી અતીશે ભરાય. મા. કૃ. અ. ૪
આકુળ વ્યાકુળ થાય સરવે, ઉતારો પાણી પાર;
ચરાડા પછી કુકરવાડુ, તે ગામમાં પાણી અપાર. મા. કૃ. અ. ૫
આ દુઃખનો માજી પાર નહિને, ધાઓ અંબા માત;
ઉભો ઉભો સંગ અરજ કરેછે, સુજે નહિ કાંઇ વાત મા. કૃ. અ. ૬
અપાર વ્રષ્ટી થાય રણુમાં, વાહારે આવો નિજ માય;
પ્રાશ્રિત સર્વે પ્રલે કરો, આ દુઃખ નવ ખમાય. મા. કૃ. અ. ૭
ત્યાંથી ચાલ્યાં આવ્યાં માજી, ગામ કડા સુભ સાર;

બેઠીછે મહમાયા પોતે, ક્ષમા કરો આ વાર. મા ક. અ. ૮
આશા પુરેછે માજી પોતે, પારણાં બંધાવે દ્વાર,
અદભુત મૈયા સ્વરૂપ તારૂ, મેં જોયું પ્રત્યક્ષ સાર. મા. ક. અ. ૯
વીસનગરને વડનગર, વચ્ચે છે ગુંજાર ગામ;
ત્રણે ગામનું પાણી એકઠું, સુજે નહી કાંઇ હામ. મા. ક. અ. ૧૦
કઇલાશ વાસી શંકર બેઠા, હટકમણી શુભ સાર;
નાગરોનો ઇષ્ટ પોતે ઉતર્યા મેઘની પાર. મા. ક. અ. ૧૧
અરજ સુણી શંકરજીએ, દુઃખ રાખ્યાં પોતે પાસ;
દાસ ઉપર દયા રાખી, સહુએ ધરી એની આશ. મા. ક. અ. ૧૨
માહાદેવજીએ આગ્ના આપી, સુખી થયા સઉ જન;
અરજ સુણી વહારે આવ્યાં, થયા ખુશી રાત દીન. મા ક. અ. ૧૩
વડનગરથી ચાલ્યા સરવે, માજી શરણે જાય;
મહંમાયાએ દુઃખ નિવાર્યું, સુખી કર આ કાય. મા ક. અ. ૧૪
કૃપાસીંધુ કૃપા કીજે, આવું કષ્ટ ન દેશો કાય,
આશપુરો આ નાગરી નાતને, સહુ આવી નમે પાય. મા ક. અ. ૧૫
દાંતા મધ્યે રાણો છાજે, દ્વારે સઉએ જાય;
રાણાજીયે બહુ દુઃખજ દીધું, સંગ સહુ અકળાય મા. ક. અ. ૧૬
આખો દીવસ વહી ગયોને, ભુખ્યો રહયો સહુ સંઘ;
કૃશ્ન પક્ષની ચતુર્દશીએ, થઇ ગયા સહુ પતંગ મા. ક. અ. ૧૭
હવન કરવો માજી કેરો, સનમુખ જઇને ત્યાંહ;
ઉદાશ થયા સર્વે સજન, મન ઉતરી અંબા ત્યાંહ. મા. ક. અ. ૧૮
દાંતાથી ઉચકીને લીધો, જ્યાં બેઠી અંબે માત;
સંગ પેહેલા માયે દરશણ દીધાં, ઉમંગ અંગ ન માય. મા. ક. અ. ૧૯
પાતીક સર્વે ટાળી નાખી, હવન કરાવ્યાં રાત;
અડધી રાતની નોબત વાગી, સંગ આવ્યો સહુ જાત. મા. ક. અ. ૨૦
પ્રાતસકાળે પુજન કીધું, ઉમંગ ઉર ન માય;
ભુખ તરસ નીંદ્રા ત્યાગી, સાંજ સવાર ચાળો થાય. મા. ક. અ. ૨૧
આરાસુરમાં અંબા બીરાજે, પુરવછો મહાકાળી;
દક્ષણ માતા બહુચરા, સુવાળ બહુચર બાળી. મા. ક. અ. ૨૨
મેહેર કરી મહમાયાએ, ત્યાં ચાચર મધ્યે ગાય;
ઉદો ઉદો મુખ ઓચરે, નાચે કુદે ગાન તાન થાય મા. ક. અ. ૨૩
હેલીવાર ઉગારી લીધા, કૃપા કરીને માય;
ભવોભવ હું પાયે આવું, જ્યાં સુધી રહે આ કાય. મા. ક. અ. ૨૪

ચાચર મધ્યે આપ બીરાજે, ક્ષણુમાં મોડીયાળી;
વામાંગે ગણપતી બીરાજે, શીવ સામા બટુકબાળ. મા. ક. અપ. ૨૫
માનસરોવર તીરે બેઠી, વડીલ અજાઇ માત;
આશ પુરેછે શેવક જનની, કોટેશ્વર કૈલાશ. મા. ક. અપ. ૨૬
સરસ્વતી તીરે માજી આવેછે સહુ દેવ,
બ્રહ્માદી ઇંદ્રાદી સરવે, કરેછે માની શેવ. મા. ક. અપ. ૨૭
ચારે જુગે આપ બીરાજો, શેવક જન પ્રતીપાળ;
ચોળાગઢથી ચાલી આવ્યાં, ક્ષણુ ના લાગી વાર. મા. ક. અ. ૨૮
કાલો ઘેલો થઇરે ગાવું, પાળો અંબે માત;
અરજ સુણો આ ઘડીયે, સાંભળો દુઃખની વાત. મા ક. અ. ૨૯
બ્યાહાળોને નીજ દાસ આવી; પાલવ તારો સાય;
એકવાર હું અરજ કરૂંછું, નર નારી સરવે ગાય. મા. ક. અ. ૩૦
ચરણા ચોળી સાડી બીરાજે, ઝરેછે અમરત કાય;
એ માજી જનમ ધરી જન, એક વાર જાતે જાય. મા. ક. અ. ૩૧
ઉદો ઉદો મન ઓચરીને, ધરૂંછું તારી આશ;
નાગર સહુજન અરજ કરેછે, બાલાને રેહેજો સહાય મા. ક. અ. ૩૨
બટજીએ કરૂણા નવ કીધી, અરજ સુણી નહી મન;
આકુળ વ્યાકુળ થાય સરવે, શીર બેઠી અંબા તન.મા. ક. અ. ૩૩
એક વાર સહુ જન મન, બોલો જે અંબે માત;
ત્રીપુર સુંદરી મનમાં ગાજે, અખંડ રાખો આજાત. મા. ક અ ૩૪

### વસંતતિલકા છંદ.

પ્રણામ.

શ્રી અંબીકા શીશ ધરૂ ચરણે તમારે;
બાળા ભવાની ભજવા ઉરમાં હમારે;
નીત્ય ભજુ હરનીશા સમયે હું નામ;
શ્રી ચક્ર બીંદુ ત્રીપુરેશ્વરીને પ્રણામ. ૧
કાળી કૃપાળી કરૂણા કરજે તુ આજે;
અષ્ટી વીશે અતી કર્યા વીઘનો પરાજે;
કલ્યાણ થાય જગમાં અતી હર્ષ કામ. શ્રી ચ. ૨
કામેશ્વરી તું પિલા કમલાજ ધાત્રી,
સિધેશ્વરી શિવ દુતી લલીતા છે માત્રી;
પામુ પરાત્પર પદે અતી હું વિરામ. શ્રી ચ. ૩
ચંડી નમી ચરણુ આ નવદુરગાને,

જ્વાળામુખીજ સચરાચરે મારે ધ્યાને;
તારા સદા સરસ્વતી સતી સર્વ હામ. શ્રી ચ. ૪
સિંહાસને પુરણુ આ પદવી પ્રમાણું,
પાદાર વિંદ કરી સત્ય હું ચિત્ત આણું;
દેવિ ગિરેશ ત્રિપુરેશ્વરી આત્મરામ. શ્રી ચ. ૫
સાનિદ્ધ સત્ય વદિયા પરીબ્રહ્મદેવ,
શક્રાદિ આધ કરતા હરનીશ શેવ;
પ્રાણી પશુ કરગરી ધરી રહેજ હામ. શ્રી ચ. ૬
સર્વે સ્થળે વશિ રહ્યા જગદંબ આજે,
ત્રિલોક પાલણુ કરી જગમાં બિરાજે;
ભકતોનું પાલણુ કરો અતી સર્વ હામ. શ્રી ચ. ૭
સંસારમાં સકળ મગંળ કાર્ય થાય,
સંકટ વિઘ્ન ભય દુઃખ સમસ્ત જાય;
રાખુ નિરંતર ચિતે બહુ તારી હામ. શ્રી ચ. ૮
સંધ્યા સમે જપ જપે ધરી મૂખ પાઠે,
બાલાજીએ સ્તુતી કરી ભણી શ્લોક આઠે;
અંતે મળે સમિપ મુક્તિ તણુંજ ધામ. શ્રી ચ. ૯

## ધ્યાન.

અંબા ન જાણી ભગતી અતિસે તમારી,
તારા વના જડ છે દેહ મિથ્યા હમારી;
દેવી પરાત્પર વિશાળ છે શક્તી માને,
માતા પીતા શ્રી જગદંબ ધરીએજ ધ્યાને. ૧
જે પૂર્ણ ઇશ્વરી ખરી નિજ શક્તિ યોગે,
ઉત્પન્ન વિશ્વ કરી તું થકી છે વિયોગે;
દેવો તણી ગતિ મતિ ખરીછેજ માને. માતા. ૨
જેના મહાન મહીમા નહી કોઇ પામ્યા;
ઉત્સા કરી ઋષી મુની મનથી વીરામ્યા,
જેને બળે પરમ તત્વ રહ્યુંજ છાને. માતા. ૩
છો નીત્ય મુક્ત અતી સુદ્ધ વીબુધ માતા;
સર્વેથી પાર પરીપૂર્ણ હમેજ થાતા,
જેને અનેક રચનાર રચીછેજ પાને. માતા. ૪
દેહો તની કૃતી તમે સઘળી નીહાળો;
સત્યે રહી પ્રથક શ્રષ્ટી સમસ્ત પાળો,

આ સર્વ દેવ સરજ્યા કરી ભાવનાને. માતા. ૫
તુ સર્વ માત્ત અવીકાર અનાદી દેવી,
શક્રાદી દેવ મળીને તમનેજ શેવી;
માર્યોજ દૈત મહીશાસુર રાંન રાંને. માતા. ૬
સ્વર્ગાપ વર્ગ સુખ સન્મતી શાન્તિ દાતા,
આ મર્ત્ય લોક મહીંછો અતી સત્ય ત્રાતા;
શરણુંગતો પ્રતી કરો કરૂણા કૃપાને. માતા. ૭
ભક્તોનું કાર્ય કરવા અતી શીઘ્ર થાઓ,
વંદી કરૂ સ્મરણુ હુ ઉર ભાવ લાઓ;
આધાર આશ્રય કૃપા નીધી સત્ય દાંને. માતા. ૮
એકાગ્ર ચીત્ત થકી ધ્યાન ધરૂ હું તારૂં,
કલ્યાણુ મંગળ કરો સઘળુ હમારૂં;
પાએ પડી કરગરે અતી આવશાને. માતા. ૯
પુરાં કરો હવે તમે સુભ સર્વ કામ,
સાષ્ટાંગ માત તમને કરીએ પ્રણુંામ;
માગુ ક્ષમાજ શીર રહો બાલાજી ધ્યાંને. માતા. ૧૦

### વસંતતિલકા છંદ.

શ્રી માતા ઇશ્વર દીસે જગતનીવાસ;
પાદારવીંદ નમુ દેવી તને હું દાસ,
નીત્ય નીરંતર કરૂં સ્તુતી પ્રાર્થનાઓ;
શ્રી અંબીકા જગ વીશેજ પ્રસંન થાઓ, ૧
તારા અપાર મહીમા નહી કોઇ પામે,
વાણી સહીત મન વેગે સહુ વીરામે;
તારા અભેદ પટમાં નહી કલ્પનાઓ. શ્રી. ૨
તારી કૃપાથી ગીરી પંગુ ચડેજ પ્રાણી;
તારી કૃપા થકી વદે શાણુ મુપ વાણી;
તારી કૃપાથી જગમાં સઘળી વીલાઓ. શ્રી. ૩
મારાં કુકર્મ સઘળાં તમરે વીદીત,
વીસ્તાર માત કરવો નહીરે ઘટીત;
કારૂણ્ય ભાવથી કરો કરૂણા કૃપાઓ. શ્રી. ૪
લજ્જા રહીજ સઘળી માતી હાથ તારે,
મારો નીભાવ કરવો અતી અંબેમારે;

તારા પ્રસાદ બળથી ભયના અભાવો. શ્રી. ૫

તું નિત્ય એક અજ ઇશ્વરી લોક પાળ,
બુદ્ધિ પ્રકાશક તને નમું સર્વ કાળ,
ટાળો કૃપા કરી બધી વાસનાઓ. શ્રી. ૬

જે જે અહી અતી સુખો બહુ પ્રાપ્ત થાય,
તે સત્ય તારી સઘળી કુરૂણા જણાય,
સદભક્તની પુરી કરો બધી વાંછનાઓ. શ્રી. ૭

વીદ્ય વીવેક મતી સંપતી સર્વ આપો,
સંભાળ મારી કરી સંકટ સર્વ કાપો;
દ્યો ધર્મ કર્મ કરવા શુભ સુચનાઓ. શ્રી. ૮

સંપૂરણ પ્રેમ કરીને ઉપકાર કીધો,
આ મૃત્યુ લોક મહી માનુષ દેહ દીધો;
બાલાજીનેજ ચરણમાં રાખી નીભાવો. શ્રી. ૯

## ભુજંગી છંદ.

ગણેશાધીને આવીને શીશ નામુ, નવનીધી રીદ્ધિ બહુ શીદ્ધિ પામુ;
અહો વક્રતુંડાંવતારાં પધારો, નમુ અંબીકા માત શ્રીજી ઉગારો. ૧

નમી માજીનું ધ્યાન રૂદેજ ધારી. કરૂ કલ્પના આવીને પાસ તારી;
હરો પાપ બુદ્ધિ હમારીજ તારો, નમુ અંબીકા માત શ્રીજી ઉગારો. ૨

કરૂ કલ્પના તાહરી માતા આજે, બાધા વીશ્વમાં માત તુ બહ્ુ માજે;
કરે દેવ ઉદ્યોગ આજે જે તારો, નમુ અંબીકામાત શ્રીજી ઉગારો. ૩

વદે વેદ વીશ્નુ શીવજી પ્રભાતે, વીરંચીને નારાયણી તુંછે માથે;
થયા તેજ શક્તિયે પ્રત્યક્ષ પારો, નમુ અંબીકામાત શ્રીજી ઉગારો. ૪

ગીરીમેરૂથી પરવર્યાં દેવી માજી, બીરાજ્યાં હીમ આસને આપ રાજી;
પરાદેવીઓ આવીને કામ સારો, નમુ અંબીકામાત શ્રીજી ઉગારો. ૫

દીસો શ્વેત વર્ણું સહસ્ત્રસ્વરૂપે, ઉરે ત્રિપુરા અંગ અમ્રત કુપ;
શરીરે હરો તાપ કાળ નકારો નમુ અંબીકામાત શ્રીજી ઉગારો. ૬

સદા આજ રાજેશ્વરી મા ભવાની, ધરૂ ધ્યાન રાખુ હવે આ જવાની;
સમે આવી આ દુઃખ માજીનીવારો, નમુ અંબીકા માત શ્રીજી ઉગારો ૭

વીનંતી કરૂ શ્લોક આઠે કરીરે, અહ ભુત મૃત્યુ હવે લ્યો હરીરે;
નમે ચરણ બાલાજી પુત્ર, બીચારો નમુ અંબીકા માત શ્રીજી ઉગારો.૮

## શિખરણી છંદ.

અહો માતા મારી, અનહદ ગતી તારી દીસતી;
કરો કામો ભારી, નીજ ભગત દુઃખો મનધરી;

અહો પીડા એજે, અતી દહન તે દેહ કરતા;
નમુ માટે અંબા, હરનીશ તુને સર્વ નમતા. ૧
દીસોછો રૂપાળા, અવતી સુર માંહે તમખરાં,
રહ્યા તું આધારે, સકળ સુખ આપો આવી ખરાં,
ક્રપા તારી સારી, ત્રિપુર જગમાતા તમ થતાં. નમુ માટે. ૨
તારા સારા દેવો, મન અહી રહીને સુખવતા;
પ્રકાશે સાકારે, ધરથી તમ લીલા જગવતા;
રચી કામી માયા, કંઈક પણ તે કામ કરતા. નમુ માટે. ૩
સરીતા સિંધુઓ નભ શશી રવી તેંજ રચેલા;
રૂડા ધાન્યો પાકે, સકળ વિકળો સર્વ કરેલા;
લૈ અદભુત રૂપો, નિજ ભગતના કષ્ટ હરતા નમુ માટે. ૪
ખરી માયા તારી, અતી સુખજ આપ્યાં જગ વિષે;
અતી માર્યા દૈતો, સુત સુર તારામાં મન હીસે;
બેઠાંછો આસને, ધરી ધનુષ્ય મા વાહારે વળતા. માટે. ૫
અંનપુર્ણા માતું, બરદ કરીને અન્ન ભરજે;
ત્રિપુરા બાળા તું, કર્જ હમ તણાં માજી હરજે.
લલીતા કામાક્ષી, જીવ નિભાવો સકળતા. નમુ માટે. ૬
પુરણા બાણેશી, મુનીઓ હળી કાજે કકળતા;
દુર્ગા તું કામાક્ષી, હળી મળી આદે દેવ નમતા;
માતું વાહારે થા, અસુર દળ રેહેજ દમતા. નમુ માટે. ૭
ભણી શ્લોક આઠે, ચરણુ કરજોડી નમુ તને;
સુખશાતા આપો, પુરણુ ભક્તજમાં કરો મને,
કરે સ્તુતી બોલો, સુખ સન્મતી થાયે તમ થકાં. નમુ માટે. ૮

## છંદ કકાનો.

નિરાકાર નિરાધાર નિરજન, કલજુગમે દેખો માજી;
આશ રખુ મહંમાયા કેરી, ભગતનકુ રખતી રાજી. ટેક.
ગુરૂ ગણપતી મંગળ રૂપે, સારદાને સમરૂ મનમે;
માત સરસ્વતી મુખમેં બેઠી, ગાવક હું ગુનહિ તનમે. ૧
કકા રૂપે માત કાળીકા, પાવાઘડ પર બિરાજતી:
કલ્યાણી કાળી ક્રસ્ન રૂપહે, કામેશિ રૂપ ધરાવતી; ૨
ખખા રૂપે માત ખેચરી, ખપર મનમે ધરાવતી;
અરજ સુણુ કે ખોડીયાળ માજી, ખડગ ધરી રક્ષણુ કરતી. ૩

ગગા રૂપે માત હે ગૌરી, ગંગા ગોમતી હે પ્યારી;
ગબરવાળી ગોખમે છાજે, ગાયત્રીકી જુગતી ન્યારી. ૪
ઘઘા રૂપે માત હે ઘોરી, અઘોરીકુ મન ચળાવતી;
ગરીબ ચાહે શરણુ તુમારે, ઘોડા વાહન કરાવતી. ૫
ચચા રૂપે માત ચંડિકા, ચામુંડા ચંપકવરણી;
ચંડ મુંડકુ ચોરી નાંખકે, સુંવાર ચાચરમે ફરતી. ૬
છછા રૂપ માત છાનીહે, જુગતમે છાયા ધરતી;
છંમ છંમ છંમ ગુગરૂ બાજે, છાની વાત નયણે વરતી. ૭
જજા રૂપે જ્વાળા મુખીહે, જ્યોત જુગમે જગાવતી;
જગન્નાથજી જીવન મુક્તહે, જાગી અસુરકુ ભમાવતી. ૮
ઝઝા ઝવેરા રૂપે બેઠી, ઘેર ઘેર અંબે માજી;
ઝાકઝમાળ હાંડી તકતા, ઝવેર ઝુમરસે રાજી. ૯
ટટા રૂપે માત ટેકસે, ટેક રાખી માજી મેરા;
ટકોરખાના બોતહિ બાજે, ટાટભર નૈવેદ ધરી. ૧૦
ઠઠા રૂપે માંહે ઠમકે, ઠામઠામ નજરે દેખું;
ઠમ ઠમ ઠમ ઠમ ઘુઘરા બાજે, નાચનહે નયણે પેખું. ૧૧
ડડા રૂપે માત ડુંગરમાં, ડંકા હે ઉનકા ન્યારા;
ડીમ ડીમ બાજે ડફહિ ડમરૂ, ડીંગ મુંડ ફરતે તેરા. ૧૨
ઢઢા રૂપે માત ગાજતી, ઢોલ દદામા હે સારા;
ઢાલ દેખી સબ શીર ઉપરે, ઢોરનકુ રક્ષણકારા ૧૩
ણેણા રૂપે માતહે રણમે, શુંભ નીશુંભ તેં મારલીયા;
ઝણુણુણુણુ ઝાઝર બાજે, નારદ નાચતહે પઇયા. ૧૪
તતા રૂપે માત તુળજા, તોતળા હે તારણ વાળી;
તાતા મુખસે બોલે બાળક, ઉનકુ દેખતહે ન્યાળી. ૧૫
થથા રૂપે માત થીર હે, થાળ ભરી નૈવેદ ધરતા;
થૈથૈથૈ નાચે સનમુખ, થીર રહી અન ઉર ભરતા; ૧૬
દદા રૂપે માતા દેવી, દેવોકુ દુઃખ નિવારતી;
દરશન આવે દેશ દેશકે, ઉનકુ મંગલ કરાવતી. ૧૭
ધધા રૂપે ધુંધવાઈ, ધનુશધારી નામ ધરાવતી;
ધમ ધમ ધમ ધમ ધરતી ધ્રુજે, ધારણ શેવકકુ કરાવતી. ૧૮
ધધા રૂપે માત ધનુશ લઇ ધોળાધડ પરવત બેઠી;
ધનુશ ધારી નામ ધારકે. ગામ નરોડામે પેઠી. ૧૯
નના રૂપે માત નરમદા, નારાયણી નાની મોટી;

નવદુરગા નવચંડી નામહે, નવ દીવશ નહી એ ખોટી. ૨૦
પપા રૂપે માત પાર્વતી, પિતાંબરી પુરણ દેખી;
પાંન કરે અસુર દળ હણતાં, પંચરંગી નિશાન પેખી. ૨૧
ફફા રૂપે માત ફગુવા, ફાગણમે હોળી ખેલે.
ફેર ફુદડી કરતી જાએ, ઉદો ઉદો મુખસેં બોલે. ૨૨
બબા રૂપે માત બહુચરા, બાળા બગલા મુખીહે;
બેર બેર બટુક મન કહાવે, બારમાસ મેર રખતીહે. ૨૩
ભભા રૂપે માત ભવાની, ભકતી તુમારી સાચીહે;
ભગવતી ભવતારણી અંબે, ભુલેશ્વરી મન જાચીહે. ૨૪
મમા રૂપે મા મહમાયા મેહેરકરી આઇ સતયુગમે;
મારકંડે મનમાં જાચી, માત પાતળી કળજુગમે. ૨૫
યયા રૂપે માત યાદહે, રખો ઉરમે મતવાળા;
યાદ કરકે મનમે પ્યારે, યેહી રખો સબ શીરબાળા; ૨૬
રરા રૂપે માત રંનાદે, રમઝમ કરતી ઉમંગ નારી;
રોહિણી રાણી રૂક્ષમણી રેવા, રાધિકા રમતી પ્યારી. ૨૭
લલા રૂપે માત લક્ષ્મીહે, વિશ્નુ મનમે રખતીહે;
લજા રાખે સબ ધન આપે, લાલ મુખ લખાલખતીહે. ૨૮
વવા રૂપે વાંણી વેદ કહી, વાવ્ય કુંડ અમરીત કરતી;
વાગિશ્વર વર આપે દેવકુ, શેવકકે શીરપર ફરતી. ૨૯
શશા રૂપે માત સારદા, શીવ શક્તી મનમે સાચી;
શરણુ આયકે આપ ખડાહુ, મેહેર કરો મનમે ગચી. ૩૦
ષષા રૂપે માત શાક સૌ, પાક અમરત શાલ ધરો;
શંખ નાદ આકાશે હોતે ખાંન પાંન સબ પાઇ કરો. ૩૧
સસા રૂપે માત સીતાજી, સરસ્વતી સુભ કામ કરો;
શેવક આયે શરણુ તુમારે, સાંઝ સાંઝ શિર ઉર ધરો. ૩૨
હય રૂપે હય ગ્રીવકુ, અલેવર શિર હાથ દીયા;
હાથી હથીયાર હાથ પકડકે, હંશ વાહની કામ કીયા. ૩૩
ક્ષયા રૂપે માત અંબિકા, આરાસુર આંબા બેઠી;
અજાનડીહે આદ્ય ઇશ્વરી, અકળ કળા નજરે દેખી, ૩૪
અયા રૂપે માત ઇશ્વરી, આદ્ય શક્તી અનપુરણાહે;
અષ્ટ ભૈરવી અષ્ટ મુજાઇ ઇંદ્રાણી દુઃખ હરણીહે. ૩૫
માત અંબિકા સકળ જુગમે, બેઠી ચારે દીશામે;
રક્ષણ કરતી કષ્ટકુ હરતી, સંસાર રૂપી દરિયામે. ૩૬

વેદ વિરંચી વિસ્નુ શિવજી, ધ્યાન ધરે જુગદંબેકા;
નારદ શારદ મહામુની આદે, જપ તપ ધ્યાન ધરે ઉનકા. ૩૭

છંદ.

સબ સુરવાલે સબ મતવાલે, ઔર ઔર ઐસો અંગે
સદા કલ્યાંણી પ્રેમ પ્રમાણી, આરાસુરમાં જે અંગે. ટેક.
યોગણી દેવી ગુણુકી ગાવે, ગાંધ્રવ ગાંન કરે ઉનકા;
નાચત કુદત ખેલત ગાવત, તાલ મ્રદંગ વાગે સુરકા. ૧
તાલ પખાજ વેણા જંત્રવાગે, ભેર ભુંગળ ઢોલ ઢમકા;
ઝણુ ઝણુ ઝણુ ઝણુ ઝંઝર વાગે, ઘંટા ઘડીયાળી રણકા. ૨
સારંગી તંબુરા વેણા, શરણાઇયોકા નહિ પારા;
નરનારી સબ મોહ પામતે, દુસરા નહિ સુજ આરા. ૩
ચરણા ચોળી સાડી બીરાજે, મુગટ અનોપમ શિર છાજે;
કલગી તોરા છત્ર કંચનકા, સીંગાસન બેઠી ગાજે. ૪
ગળે હાર હિરા મણિ મોતી, મુકતાફળ દીસે કંઠે;
હિમ ઘરેણાં ઘણાંજ શોભે, સ્વરૂપ અકળ કળા દીઠે. ૫
કાને કુંડળ નાકે વેસર, અણુવટ વીંછુવા પાએ ધરી,
બાંહે બાજુબંધકી બજેડા, કડાં કર ચુડીયો પહેરી. ૬
કલ્લાં કાંબી વહેડ ને વીંટી, કપોલ બંદી સારીહે;
કમળ નેનમે કાજળ છાજે, તિલક કપોળ કેસરીહે. ૭
ઝાલ ઝમુકે ઝુમણાં લેકે, સાંકળી તુરા હિમકીહે;
ગજ મોતનકી માળ બીરાજે, હોઠ ગાલકી ટપકી હે. ૮
સ્વરૂપ અનોપમ ઝગમગ જોતે, રવિ ચંદ્ર તેનુ આગે;
મોહની રૂપે મોહ પમાડયા, અસુરકુ નાંખ્યા પાગે. ૯
દશ ભુજન અસુરકુ મારકે, હાથલીયા સબ હથીયારા;
સંખ ચક્ર ગદા પદમ બીરાજે, ચાપ પરીઘ ધરતે સારા. ૧૦
શિર ભુશંડી શુળ લીયાહે, ખડગ હાથુમે હે ન્યારા;
ધ્યાન ધરો ઉરમે મતવાલે, રક્ષણ કરમે મેઘ ધારા. ૧૧
તિન લોકમે હે મહંમાયા, ઇંદ્રપુરીમે એ છાજે;
ચાર ખુંટ નવ ખંડ ભુમીમે, સચરાચર જુગમે ગાજે. ૧૨
એસી ભવાંની ભવ સાગરમે, આશ રખો સબ મન ઉનકા;
ગ્રહ ભુત અસુર સંકટમે, ધ્યાન ધરો જુગદંબેકા. ૧૩
બેલે ગાંડે છંદ બોલતે, ગાવે સબ સારી શક્તિ;
નર નારી ઉમંગે ગાવો, ઉરમે કરો હરનીશ ભક્તિ. ૧૪

ગાશે સુણસે સાંભળસે કોઇ, ઉદો ઉદો મુખસે કેવે;
નાચતા કુદત ભાવ ધરીને, ભુખાકુ ભોજન દેવે, ૧૫
માત પિતા એ હે દુનીયામે, અરજ સુનીએ આઇ અંબે;
કરગરી કરગરી પાએ પડીહુ, દુખ નિવારો જુગદંબે ૧૬
સુણતી મા વાહારે આવ્યાં, ચંડ મુંડ નાખ્યો ચોળી;
રક્તબીજ રક્ત રણમાં રોળો, ધુંમર લોચન નાખ્યો રોળી. ૧૭
સિંહ ચડી મા ત્રિસુળ લીધુ, મહીષાસુરકુ માર દીયા;
શુંભ નીશુંભકુ માર મારકે, ખપ્પર ખાંડા હાથ લીયા. ૧૮
ચંડીમાત ચામુંડા દેવી, ઉદો ઉદો મુખથી ભાખે;
ફુલ તણી ત્યાં વૃષ્ટી થાયે, આકાશથી દેવો નાખે. ૧૯
દુંદભી વાગે નીશાન ફરકે, અંબે માડીકા;
નેન ભરી નજરૂસે દેખો, મે બાલક હું આઇ તુમકા. ૨૦
ભક્ત કાજ મા ધાઇ આવો, શીશ ધરૂ ચરણે તેરી;
મેહર કરો મહંમાયા આકે, નાવે ચોરાસી ફેરી. ૨૧
તું રખવાળી સકળ ભુવનકી, દયા ભાવ દીલસે દેખો;
સહાય સદા તુમ રખતા માજી, ભાવ ધરી નજરે દેખો. ૨૨
મેહેર કરો તુમ ભોળી ભવાની, દેઃખ દારીદ્ર તુમ હરતાં;
બહુચર અંબે તું રખવાળી, બેર બેર તેરા ગુણગાતા. ૨૩
સહસ્ત્ર નામકા કલશ શીરપે, આય ધરૂ જુગમે તેરી;
કૃપા સીંધુ મુજ કરૂણા કીજે, લાજ રાખો અંબા મેરી. ૨૪
સંવત એક નવ ત્રણ પાંચમાં, ચૈત્ર માસ પુરણ માસી;
ભાનુવારમે અરજ કરૂ હું, શીવશક્તિ શ્રી ઉપાસી. ૨૫
જક્ત ત્રિપુરે સુંદરી, ભોળી ભવાંની મુખલીયા;
જે જે અંબે બોલો પ્રાણી, રખીયે લાલાપર છાયા. ૨૬
નાગર જાતે હુંછુ માજી, વડનગરો બ્રાહ્મણ જાણો;
ચાચર મધે દોડી આવું, અમદાવાદમાં રહું શાણો. ૨૭
માજી દાસનો દાસ બાલાજી, રહો શિરપર મા ગાજી;
નીરાકાર નીદ્ધાર નીરંજન, કલજુગમે દેખો માજી. ૨૮

## રાગ હાલારી ગરબી.

બાળા તમો આરાસુર શ્રીરાજ, ધોળાધડ બીરાજોજી;
રૂડાં સરસ્વતીની તીરકે, કોમળ બેઠાં ગાજોજી. ટેક.
વાગે ચોઘડીયાં શરણાઇ, નાચંતાં લોક આવે છે;
શંગવી મોટા મોટા થઇ, શંગ માજીનો લાવે છે. બાળા. ૧

પચરંગી નીશાન ફરકે, વાજીંત્ર વાજે છે;
શણગાર તણો નહિ પાર, ઘોર શબ્દ ગાજે છે. બાળા. ૨
નાટારંગ અતી થાય, ગાન તાંન થાય છે;
કરે કરૂણા અપાર, અમર પાંન પાય છે. બાળા. ૩
મોટા મોટા મુનીજન. માનું પુજન કરે છે;
હેવું જાણી સઉ જન, માજીનુ ધ્યાન ધરે છે. બાળા. ૪
હવન અતિ થાય મોટા, ઘી ખાંડ દુધપાકે;
શ્રીફળ ચુંદડી હોમાય, બેઠી બોડીઆળ નાકે. બાળા. ૫
પ્રાતસ કાળે ભટજી શેવે, મંદીર મંગલ થાય છે,
પુજન કરીને લોક, પોતાને ઠામ જાય છે. બાળા. ૬
મધ્યાંન કાળ સમે થાય, શેવક મંદીર આવે છે;
રૂડી કરીને રીત, માજીને ભોગ ધરાવે છે. બાળા. ૭
સાયંકાળ પુજન થાય, માજી લાડ લડાવે છે.
થાળ ધરી આરતી કરી, નાગરોને ખવરાવે છે. બાળા. ૮
શાવણ માસ સંગ ભરાય. નાગરલોક આવે છે;
ભાદરવાની બીજી ભરાય, ત્રિજી કાર્તગી કહાવે છે. બાળા ૯
એ સંગ તણો નહી પાર, નાગરો સંગ લાવે છે;
શોભાનો બહુ સાર, નર નારીઓ આવે છે. બાળા. ૧૦
દેવળ ગરજના થાય, બહુ વાજીંત્ર વાગે છે:
સઉ સંગતણો છે સાથ, અતી ઉલટ જાગે છે. બાળા ૧૧
માનસરોવરનો ઘાટ, મા અંબાઇ બિરાજે છે:
માહાદેવ બેઠા આસ પાસ, માનસરોવર ગાજે છે. બાળા. ૧૨
સાંમા બટુક શિવ બેઠા, ભવ દુઃખને ટાળે છે;
છે પ્રતાપ માજી કેરો, પાતિક બાળે છે. બાળા. ૧૩
કોટેશ્વર કૈલાસે બેઠા, ત્યાં સરસ્વતી આવે છે;
દયા આવી દીલમાં આણી, સઉ મનમાં ભાવે છે. બાળા. ૧૪
વાવ્ય કુંડ માજી કેરા, પવિત્ર એછે ભારે;
પાસે આરાસુર ગામ, અંબા માને નમે પારે. બાળા. ૧૫
આરાસુરની શોભા, કહિ નવ જાય મુખે;
માતાજીની પાદુકા પુજન. નાગર કરે સુખે. બાળા. ૧૬
મોટા મોટા મુની હઠેરી; સરસ્વતી તીરે રહે છે;
અંબા સામો ગબર ગોખ, ધામ માજીનું કહેછે. બાળા. ૧૭

આંબા બહુચર કાળી તુળજા. ચારે દીશા બિરાજે છે;
શેવક જનને સાહ્ય કરી. અખંડ શીરે છાજે છે. બાળા. ૧૮
બ્રહ્મા વિષ્ણુ શિવ આરાધે, નારદ ગાંન કરે છે;
ઇંદ્ર વેદ જોગરૂષીયો સહુ, કરજોડી રહેછે. બાળા. ૧૯
માજી ત્રીપુરા શ્રી પાએ લાગુ, વિનવું હું તમને;
અંબાને લાલ કહે એટલું માગું; કરૂણા કરો હમને. બાળા. ૨૦

## માન શરોવરનો ગરબો.

માનશરોવર જઈ, સ્નાન કરી નમિયે;
મા આગળ હાજર થઇ, ચાચરમાં રમિયે. ટેક.
સ્નાનજ કરીએ દુઃખડાં ખોઇએ, માના ગુણલા ગાઇએરે;
પ્રાતકાળે અંબા નિરખી. માનશરોવર જઇએ. સ્ના. ૧
આદ્ય સ્થાનક મેરૂ ગીરીએ, ચાચર પરતો મોટોરે;
જનમ ધરીને આ દેહ આવી, એકવાર મંડપ લોટો. સ્ના. ૨
દેહ સુધ થાયે નીરમળ નીરે, શિવજી પુજો તીરરે;
અંગે શુધ પાવન તતપર થૈ, અનત્મ જઇએ ધીરે. સ્ના. ૩
ચાચર મંડપ મધે આવો. બેઠાં અંબા માજીરે;
મણુલોકનું તત્વજ એછે રહેછે સરવે રાજી સ્ના. ૪
ગણુપતી બેઠા માનીજ પાસે, શિવજી સનમુખ દીશેરે;
વેહુંશાઇ માતા બેઠાં પોતે, માજી મનમાં હીસે. સ્ના. ૫
સનમુખ આવો વાવ્યજ રૂડી, નીર અમરત અતિ છાજેરે;
ભૈરવ બેઠા આઠે પોતે, ગંભીર ગોખે ગાજે. સ્ના. ૬
ગબ્બર જાઓ હેત ધરીને, સ્થાપન પોતે કીધુંરે;
અઘોરીયો તેમાં અતિ રહે છે, તેનુ કારણ સીધુ. સ્ના. ૭
પેહેલે દરવાજે બેઠી બૈયાં. ખોડીયાળ ખડગ ધારીરે;
રક્ષા કરે સહુ વાટ ઘાટમાં, દુષ્ટને નાખે મારી સ્ના. ૮
આવો મંદીરે સનમુખ થઇને, માને પાવલે લાગોરે.
ચાચર આવી સનમુખ રહિને, મનવાંછિત ફળ માગો. સ્ના. ૯
કર જળ લોટો લઇને જાઇયે, માનશરોવર તીરરે;
ગંગા જુમના સરસ્વતીથી, વશીયાં અધીક નીર. સ્ના. ૧૦
માનશરોવર સારૂ દીસે, ધરમશાળાઓ અપાર;
મહેર કરી શેવક જન ઉપરે; બંધાવી છે વિશાળ સ્ના. ૧૧
કોટેશ્વર કૈલાસે બેઠા, સરસ્વતીનો વાસરે;
વિમળસાનાં દેહેરાં જીનારે, રાખ્યાં એધાણી કાજ. સ્ના. ૧૨

બંધાવ્યું છે માનશરોવર, તાપીશંકરે પોતેરે;
આસપાસ શોભા અતી સારી. શિવજી બેઠા જોતે. સ્ના. ૧૩
સંબંધી શાવણના કુબેરજી, ત્રીકમજી છે ભ્રાતરે;
દીસેછે ચોકસ અતી સારી, નાગરી નાત સુપાત્ર. સ્ના. ૧૪
સરોવર સજીવન જળછે, માયે કીધો વાસરે;
અઘોર શબ્દ થાયે ગરજના, ગંગાયે કીધો વાસ. સ્ના. ૧૫
સ્નાન કરે અંગ શુધ્ધિ થાયે, અષ્ટ કોડ ત્યાં જાયરે;
ભવોભવનાં પ્રાશ્ચિત જાયે, માનસરોવર નાહ્યા. સ્ના. ૧૬
વનતરૂવર શોભા અતી સારી, શોભાનો નહિ પારરે;
બીલી પુષ્પ ફળ અતી શોભે, જોતાં લાગે વાર. સ્ના. ૧૭
માને ચાચર ગાયે ગરબો, કરે પ્રદક્ષીણ માનીરે;
અકળ કળા, દીસે છે બાળા, વાત સુણે છે છાંની. સ્ના. ૧૮
ચારજુગ નવખંડમાં વ્યાપી, ત્રિપુરા રહિછે તનમાંરે;
સરોવર કાંઈ નીરમળ દીસે, મા જી રહે તેમાં. સ્ના. ૧૯
પ્રતિષ્ટા તે સરોવર કેરી, મંગળશંકરે કરાવીરે;
માસ એકથી વિપ્રજ જમણી, ફુલ ફળ કેળા લાવી. સ્ના. ૨૦
પાર ન આવે વરણુન કરતાં, અમ્રત રાખ્યું જળમાંરે
મદદ કરી દાંતા દરબારે, રૂડું દીસે ગામ મા. સ્ના. ૨૧
ચાચર મધ્યે ગાતો આજે, શાવણમાસ ઉમંગેરે;
અંબામા બહુ લાડ લડાવે. રે અતીસે રંગે. સ્ના. ૨૨
ભોળે ભાવે ભાવ ધરીને, માના ગુણલા ગાઇરે;
સુખી થઇ અંબાની પાસે, શાવણમાસે આવું સ્ના. ૨૩
જે જે બોલો સ્નાન કરીને, ઉઠો ઉઠો નર નારીરે;
મન વાંછીત અંબાના બાલને ફળ આપો મનસારી. સ્ના. ૨૪

## ગરબી દેશી કેર.

બેરનિયા લગરહી આંખરે, એ રાગ.

ચરન કમળ આશ રખુ. દુનિયામે ડંકા બાજેરે. ટેક.
વેદ વિરંચી પાર ન પાવે, શિવ આગે મા છાજેરે;
અમર લોક આયેહૈં મહાઆં, ઉનકે શીરપર ગાજેરે. ચરન. ૧
ચરન કમળમે શોભા હોગઇ, સિંગાસન બિરાજેરે;
દરશન આયે હમ પરદેશી, શેવકકું મન સલાજેરે. ચરન. ૨
આશ ધરૂં દુનિયામે તેરી, અંબા ઉલટ કરાવોરે;
દુઃખ નિવારણ નમુ નારાયણી, ભક્તકે સંકટ ભાજેરે. ચરન. ૩

ડંકા અગદ્ભુત બાજ રહ્યા હૈ, દુશમન કરો પરાજેરે;
લાલજી આયે શરણુ તુમારે, હરદમ શીરપર છાજેરે. ચરન. ૪

## ગરબી દેશી ફેર.

અંબાસે કામહે રે એ રાગ.

હું પ્રણામ કરૂ કરજોડી; ચાચરમાં આવુ દોડીરે. ટેક.
મેરૂ શિખર બિરાજે, દાંતા ડુંગરમાં છાજે.
શેવકના ઉપર ધાજેરે, હું પ્રણામ૦ ૧
શીરપર મુગટ મણી છાજે, મંપડમાં ઘંટા ગાજે;
સિંહાસનપર અંબા બિરાજેરે. હું પ્રણામ૦ ૨
માએ પહેરયા સાળુ ચોળી, કેસરમાં મેહેલો બોળી;
રંગભેર રહ્યા રંગ રોળીરે. હું પ્રણામ૦ ૩
અણુવટ વીંછુવાછે પાએ, હિમ અંગે ઘરેણા સોહાએ;
અંબા અંબા લટક ન માયરે. હું પ્રણામ૦ ૪
માજી રૂપ દીસેછે સારૂ. ચિત ભ્રમર પેઠે ભમે મારૂ
તમ વિના બિજું લાગે ખારૂરે. હું પ્રણામ૦ ૫
ત્રણ લોકમાં આપ બિરાજે, શેવકનો સંકટ ધાજે;
રસ અમ્રત સહુને પાજેરે. હું પ્રણામ૦ ૬
માજી અંબે બહુચર બાળી, તુળજા જોટેછે કાળી;
શ્રી ત્રિપુરા શીરપર ધારીરે. હું પ્રણામ૦ ૭
વેદ વિરંચિ હરિહર ગાએ, તને શકાદી લાગે પાએ;
દરશણ કરે સુખી થાએરે. હું પ્રણામ૦ ૮
માજી તારૂ માનશરોવર ગાજે; વન અજાઇ અંબા બીરાજે;
પાસે શંકર બેઠા છાજેરે. હું પ્રણામ૦ ૯
મા કઇલાસે આજે જઇએ, નાહી સરસ્વતી જળ લઇયે;
આવી કોટેશ્વર પુજા કરીયેરે. હું પ્રણામ ૧૦
ગણુપતી ગજાનન દેવા, કરૂ પ્રથમ તેહેની શેવા;
વહેરાઈ આવું કહેવારે. હું પ્રણામ૦ ૧૧
શિવ સનમુખ ચાચર બેઠા, પ્રણામ કરિએ રહિ હેઠાં;
ગબરમાં મા જઈ પેઠાંરે. હું પ્રણામ૦ ૧૨
ગોખ ગબડ સનમુખ જોયે, અરટ ભઇરવ આશકા લેયે;
આવી બેડીઆઇ અરજ કહિયેરે. હું પ્રણામ૦ ૧૩

મંડપમાં ઘંટા બાજે, શરણાઇ નોબત ગાજે;
પચરંગી નિશાન છાજેરે. હું પ્રણામ૦ ૧૪
માજી શાવણ માસે હું આવુ, ગાનતાન માજીનું ગાવું;
કરજોડી માજીને સાહુરે હું પ્રણામ૦ ૧૫
જસવંત સિંગ રાજ કરેછે, માજીનું ધ્યાન ધરેછે
નાગર ચાચરમાં રમેછેરે. હું પ્રણામ૦ ૧૬
નર નારી ગાએ ઉમંગે, વર્ષ એક આવે સહુ સંગે;
નમી લાલજી ગાએ સહુ સંગેરે. હું પ્રણામ૦ ૧૭

## પદ બોધ વિષે.

( કણને કરવું હોય તે કરે. એરાગ )

રાખો નીરંજન કરી, સદા શીવ રાખો નીરંજન કરી.
ભટકયો ભવમાં ફરી સદા શીવ. ટેક.
મોહોલ મેડી મેંદિર શુભ કીધાં, શેજે સુતો હરી;
કપટ કરી ધન મેળવ્યું (મે)ઝાઝુ જાણો માયા જરી. સદા. ૧
માતપીતા સ્વારથનાં બેલી, તે જોયું મેં હરી;
સુત ભગનીનું સુખ જોયું, વળી કોટે નારી વરી. સદા. ૨
એવું કર્યું કોટિવંશ વળી ફરી અવતર્યો મરી;
સાદ્ય કરી નહીકોઇએ મારી, કાળે લીધો ઘેરી. સદા ૩
હાર્યો હું ક્ષમાઆપતી હવે, રહું માયાથી ડરી;
રંગ લાગ્યો રણછોડ ઉપદેશે. કોટી ગયા છેતરી. સદ. ૪

## ગજલ.

સતારારે બુલ બુલ નિપાપ યાર એ રાગ.

અંબેકુ યાદ કરો માજી, મન નહિ કરનાં પ્યાજી. ટેક
હરદમ જાદે રાખો મૈયા, સબી હે ઉનકા છઇયા. અંબે. ૧
ગાફલ યારો રહો નહિ, ધરો દીલમે રાખો ચાહી અંબે. ૨
પુરબકી હે ભવાંની માત, એ બેઠી હે સિંહાસન આપ અંબે. ૩
ભૈરવ બેઠે પકડ નિશાન. હાથુમે લીયા હે પાન અંબે. ૪
કરતા દેવ દીલુમે યાદ ઇંદર જાદે વદતા વાદ અંબે. ૫
અસુરોકુ કીયા ડંડે ચડી સિંહે કરે ફંને અંબે ૬.
મહિષ મારા અસુર બુરા, હુવે હે અતી દુષ્ટ અતીસુરા અંબે. ૭
ડુંગરમે તેરા ડંકા બજા, અંબેકા નાદ અતી ગજ્ત. અંબે ૮

બેઠી સિંહાસનપર આપ, દીખાયા રૂપ આપુ પરતાપ. અંબે ૯
સભા બેઠી ચાચર આઇ, મચાતા રંગ મહંમાઇ. અંબે. ૧૦
સૃંગાર સજે અતી અંગે, અંબે બેઠી દીસે રંગે. અંબે. ૧૧
ગરૂડ બેઠી અંબે માજી, સેવકકુ રખતી રાજી. અંબે. ૧૨
કાળી તુળજા ભવાંનીહે, બાળા અંબે રહેવાની હે. અંબે. ૧૩
નમુ દુરગા નવે નારી, ત્રીપુરા લાગતી પ્યારી. અંબે. ૧૪
નમુ આરાસુરી માતા, કરૂ શલામ મે કરો શાતા. અંબે. ૧૫
તારે ચરણે ધરી કાયા, લાલાજી પર તેરી છાયા. અંબે. ૧૬

## ઠુમરીખ્યાલ.

બતાદે સાનું પંનતબ કીતની દુર એ રાગ.

લગાદે ચિત મૈયાકો મનમે આજ, સરત સબાકી કાજ, લગાદે ચિત ટેક.
આદ્ય અનાદિહિ આદ્ય ભવાની, અમરેકી રખતિહે લાજ. ૧
રૂષીશ માકે પ્રાક્રમ કીનો, આરાસુર આપે આજ.
સુરત હિવાની કાળા ભઇહે, લાલાકો કરીએ કાજ.

## રાગ ઉપર પ્રમાણે.

હાંહાંરે ચિત અંબે ચરનમે લગા. ટેક.
મારકે મહિખ ગરજના કીની, અસુર સબહી ભગા હાંહાંરે ચિત ૧
બ્રહ્મ વિરંચી પારે આપે, દેવોકુ દીની જગા. હાંહાંરે ચિત.૨
માજીકો નામહી ઉરમે લાવત, શીવજી ગનમે ડગા હાંહાંરે ચિત ૩
જાકે ખડાહે સનમુખ લાલા, નહી માઇ મે ડગા હાંહાંરે ચિત ૪

## ખ્યાલ. ૧

મેં વારી જોગનાં મેં લાગીલો એ રાગ.

કરદમ પ્યારે રખો મહયા, ( બેવાર ) ટેક.
આધ ભવાની ભજ ગન અંબે, સકળ ગુણ મત દઇયા. હ. ૧
અમર લોકકુ અમર કરતહિ, મંડપ નાચત છઇયા. હ. ૨
સુનકી ગાઓ અંબેકુ મનમે, ચરનકમળ લે બસૈયા. હ. ૩
રંગ મંડપમે લાલોહી ગાવત આવત નાચ કરઇયા. હ. ૪

## ખ્યાલ. ૨

ત્રિપુરા શ્રી ધરો દીલમે. ( બેવાર )
રાજગીરી બેઠે મેરૂ શીખરે, આદ્ય આરાસુર ધામ. ત્રિપુરા. ૧
દાંતા ડુંગર અદભુત છાજે, રાજ કરે જસ રંક. ત્રિપુરા. ૨

સિંહાસનપર બેઠીહે મઇયા, ચાચર મંડપ રંગ. ત્રિપુરા. ૩
વેદ વદે ચારો મુખબાની, શિવ સમાધી ધરંત. ત્રિપુરા. ૪
બ્રહ્મા વિશ્નુ ઇંદ્ર અમરકુ, શીર હાથ દિયાહે માત. ત્રિપુરા. ૫
કુયા પડપંચ લગાયા દીલમે, કપટ ઝપટ કયા કરંત. ત્રિપુરા. ૬
ઇંશક બાજી કરતાહે પાજી, ગાફલ નહી ફરંત. ત્રિપુરા. ૭
જીકર કયા કરતહે દીલઇ, પેદા કીની હે તંન. ત્રિપુરા. ૮
ખુશી હુવા અતિ દીનમે લાલા, નાચત ગાવત મન. ત્રિપુરા. ૯

## બારમાસી.

હમકુ છાંડ ચલે બન માધુ. એ રાગ.

અંબે યાદ કરો હરદમસે,
કયા દેખતા હે મતલબસેરે;
અંબે યાદ કરો હરદમસે. ટેક.

કારતક માસે કાળી ભવાની, પાવાગઢ પર બેઠીરે;
આજ્ઞાઈ અંબીકા દોનુ મઇયાં નજરૂસે હમ દેખીરે;
અંબે કરો હરદમસે. કયા દેખ. અંબે. ૧

માગશર માસમે ગાતહે ન્યારી, મેહમાયા મન દેખોરે;
કયા શણગાર અનોપમ વારી, નામ લીએ માઇ પેખોરે;
અંબે યાદ કયા દેખ. અંબે. ૨

પોસ માસમે પારવતી કહીયે, શંકરજી મન પ્યારારે;
હીમાચલ ગીરી બેઠી મઇયાં, ઉનકા સુત ગનપત સરારે;
અંબે યાદ કયા દેખ. અંબે, ૩

મહામાસમે મરજી રખતીહે, બહોત મગન મન પાયગારે;
હમ સબ ધાઇ સમરન કરતે, શેવક મનમે લગાયારે,
અંબે યાદ કયા દેખ. ૪

ફાગન માસમે ફરત સબ કુદડી, ફગુવા ખેલે ચાચરસેરે;
કેસર ગાગર ધરીહે કરમે, એક એકપે દોડે રંગમેરે;
અંબે કયા દેખ. અંબે. ૫

ચઇતર માસમે નમતા ચરનમે, ચંપક કંઠે ધરાતીરે;
ફુલ ફુવારે બહોતહિ દેખું, ચોગની મંડપ આતીરે;
અંબે કયા દેખ. અંબે. ૬

વઇશાખ માસમે અરજહી સુનીએ, શેવકકું સુખ દીજેરે;
એ કાયામે દુઃખ નહી દેના, કારજ આપના કર લીજેરે;
અંબે કયા દેખ અંબે. ૭

જેઠ માસમે જ્વાળા અતિહે, સીતળ કાયા રખતીરે;
છાંયા કર દેતી હે હમકુ આરાસુર મન હરખતીરે;
અંબે ક્યા દેખ. અંબે. ૮
આશાડ માસમે અંબે બેઠી મેરૂ શીખર માઇરે;
આરાસુરમાં આઇ બીરાજે, સુંવાળ બહુચર બાઇરે;
અંબે ક્યા દેખ. અંબે. ૯
શ્રાવણ માસમે આવ્યા સંગ સારા, નાગર ચાચર લાયારે;
હવન હોતહે ચતુર દશીયે, શ્રીફળ ચુંદડી હોમાયરે:
અંબે ક્યા દેખ. અંબે. ૧૦
ભાદરવા માસમે ભોળી ભવાની ભવ સંસારમે તારેરે;
ઇસિ દુનિયામે પેદા હુવાહે, આતાહે નાગર પારેરે,
અંબે ક્યા દેખ. અંબે. ૧૧
આસો માસમે આનંદ હોતે, નવરાત્રી ઘરઘર હોતીરે;
નવદુર્ગા ખેલન સબ આઇ, બીચમે અંબા જોતીરે;
અંબે ક્યા દેખે અંબે. ૧૨
અધીક માસમે આઇ અંબીકા, બરસત અમૃત મેહ ધારારે;
ગાવત આવત લાલોહી નાચત, ચાહત શેવક સબ સારારે;
અંબે ક્યા દેખે અંબે. ૧૩

## રાગ હોરી ઓછવનો.

અંબા જોયાની આડીરે નીરખુ મેરી માડી. એ રાગ.
હીમ ગીરીવરકે દવારરે ચાલો દેખન જઇએ;
રંગ મચ્યો છે અપારરે ચાલો દેખન જઇએ. ટેક.
પ્રકૃતી પુરૂષ દોનું હોરી ખેલત હે, જુગ જુગ કે આધારરે. ચા. ૧
કસ્તુરીકો કીચ મચ્યો હે કેશરકો છંટકાવરે. ચા. ૨
અબીલ ગુલાલ ઉડે અતિ બારી, અંતરકી પિચકારીરે. ચા. ૩
અંગ આભુષણ ધરી ઉમીયાજી, કરત ઝાંઝર ઝમકારરે. ચા. ૪
એક એકકુ મારત પીચકારી, ગાવત મુખસે ગાળરે. ચા. ૫
એક તરફ ખેલે ગુણ ષગુઆ, સુદ્ધી બુદ્ધિ સંગે નારરે. ચા. ૬
કૃષ્ણ ઇંદ્ર નારદ ઓર બ્રહ્મા વેદ લાયે સંગ ચારરે. ચા. ૭
શીવ શક્તિકો ખેલન દેખી, મગ્ન ભયે ભવતારરે. ચા. ૮
ચંદન ગોખ ચડી દેખે મીના, નયણે નીરખી ધારરે ચા. ૯
એ નિરગુણ નિરાકાર નિરંજન, ભક્ત કે કાજ સાકારરે. ચા. ૧૦

સબ સખીયો મીલ દેખન આઇ, દેખ ભાઇ ભવપારરે. આ. ૧૧
કહેત દયાનિધી કરજોડી, મેરે પ્રાણ આધારરે આ. ૧૨

## કાળીદાસની વાણી.

અંબા અષ્ટક ભુજની ચાલ.

પ્રથમ સરસ્વતી માતને પાયે લાગુ, વળી વળીને હું રશીક વાણી માગુ;
ભવોભવ ભવાંની કરૂ સ્તુતી તારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧
આઇ તુ સકળ વિસ્વની મુળ માયા, હરીહર વિરંચી ત્રિગુણાત્મક જાય;
રચ્યો સર્વ સંસારને સુખકારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૨
તારી કીર્તી કહુ મને આશ પુરી, આઇ દાસ થાપી ઘોવાણી મધુરી;
વદનમાં વાસો બ્રહ્મ કન્યા કુમારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૩
મારે માત તું તાત તું ભ્રાત ભગ્ની, સહોદર પરીવાર તું મુજ વગની
તારે શર્ણછું હું ત્રિશુળ ધારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૪
નથી જાણુતો ધર્મ ખટકર્મ શેવા, નથી જાણુતો જપ તપ દેવા;
તારા નામનો ભરૂસોજ ભારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૫
નથી જાણુતો જ્ઞાનની વાત સાચી, રહ્યા તેથકી મોહ માયાને રાચી
કરો જ્ઞાનવંતો કબુધિ નિવારી, કૃપા રૂપ જગદંબા આનંદકારી. ૬
નથી જાણુતો વેદ કે મંત્ર વિદ્યા, સકળ શાસ્ત્રનું સાર તું સરવ સિધા,
મને ભક્ત જાણી મેલો ભ્રમ તારી, કૃપારૂપ જગદંબા આનંદકારી. ૭
માદામંદ મતીહીન હું ભવાની, તમારી કરી વાત સર્વે થવાની,
કોને જઇ ભજુ તું વિના માત મારી, કૃપારૂપ જગદંબ આનંદકારી
પડી પીંડને પેટની પીડ મોટી, તેને જ્ઞાનની વાત કીધી છે ખોટી;
મારા દુખદારીદ્ર કાપો વિદારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૮
હુંતો દીન દુર્બળ થઇ શરણે આવ્યો, ભવાની વળી ભક્ત તારો કહાવ્યો
તેની લાજછે તને સારી નઠારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૦
કાળીદાસની વિનતી ભાવ આણી, મને દાસના દાસનો દાસ જાણી;
ધરી દ્રષ્ટી મીઠી મને રાખ દારી, કૃપારૂપ જગદબ આનદકારી. ૧૧
ભણે સાંભળે વિનતી ભાવ આણી, તેને દાસ થાપે અંબા દીન જાણી
મહા પાપના તાપથી લે ઉગારી, કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૨

## બ્રહ્મકવચ.

સારૂ સારૂરે સુરત શહેર મુંબઇ અલબેલી એ રાગ.

નમુ નમુ હું અંબે આજ નવદુરગા ચંડી;

સારો સઘળાં મા કાજ, દુઃખ નાંખો ખંડી. ટેક.
ચરણ કમળનું ધ્યાન ધરીને, હરીહર બ્રહ્મા ગાયરે.
માર્ગ અહે જળ અગ્ની શત્રુથી રક્ષા કરે મહંમાય. ન. ૧
(કવચ) એક સમે બ્રહ્માજી પ્રતે પ્રશ્ન કર્યુ મારકંડેરે;
ગુહ્ય મા ગુહ્ય પિતાજી કહીએ, રક્ષણ સુખીયા સહુ થાય. ન. ૨
ત્યારે બ્રહ્માજી મુની મારકંડને, બોલ્યા અમ્રત વચનરે;
પ્રાણી માત્રને હેત ચરીત્ર આ, સંભળાવી થાઓ પ્રસન. ન. ૩
ગુહ્ય કવચ આ સાંભળો મુનીજન, ધરી એક ચીત ધ્યાનેરે;
દેવીયોનાં નામ હું કહુંછું, સાંભળી થાય સનમાન; ન. ૪
પ્રથમ પહેલી શૈલ પુત્રિને, નમન કરૂ આ વારરે;
બીજી બ્રહ્મચારણી કહીએ, ચંદ્રઘટા ત્રિજી સાર. ન. ૫
ચોથી છે કુષ્માંડ દેવી, પાંચમી સ્કંદ માતારે;
છઠી કાત્યાયની ખરી છે, કાળ રાત્રી સપ્તમી ગાતા. ન. ૬
આઠમી મહા ગૌરી સોહીએ, નવમી સિદ્ધિ કહેતારે;
નવદુરગાને નમન કરીએ, બ્રહ્મા મુનીને કહેતા. ન. ૭
અગ્નીમાં બળતા ઉગારે, શતરૂઓને બહુ મારેરે;
વીષદુર્ગ સ્થાનકને ટાળે, આ જીવ રહે નવ વાડેરે. ન. ૮
રણ સંકટ કાંઇએ નવ આપે, નાશ અશુભ સહુ જાયરે;
આપતી શોક દુઃખ બધ કાપે, મા સ્મરણથી સિદ્ધિ થાય. ન. ૯
ચામુંડા પ્રેત ઉપર બેઠાં, મહિષ ઉપર વારાહીરે;
ઇંદ્રાણી હસ્તી પર બેઠાં, વૈશ્નવી ગરૂડને સાહીરે. ન. ૧૦
માહેશ્વરી વૃષભ ઉપર બેઠાં, મોર ઉપર કૌમારીરે;
આભુષણ શોભાવે અંગે બ્રહ્માણી હંસે બેશી. ન. ૧૧
લક્ષ્મીજી પદ્માસન બેઠાં, પદ્મ કમળ ગ્રહ્યું હાથેરે;
દેવી જે લક્ષ્મી વિશ્નુ મન, પ્રીતથી બેઠાં સાથે. ન. ૧૨
શ્વેત રૂપ ધરીયો ઇશ્વરી, વૃષભ ઉપર બેઠારે;
એ માતાઓ સર્વયોગે કરી, એકઠાં થઇને બેઠાં. ન. ૧૩
નાના પ્રકારે આભુષણ સહુ અંગે, રત્ન વડે શોભીતાંરે;
શ્રેષ્ટ મોતીના દીવ્ય હારો એ, અતી છે અંગે ઓપીતા. ન. ૧૪
ઇંદ્ર નીલમણી માહાનીલ મણીછે, પદમરાગ મણી શોભેરે;
દેવી ક્રોધ યુક્ત રથમાં બેશી, દેવી તે વચમાં થોભે. ન. ૧૫

અજીતા રહો વામ પાસે, દક્ષણ પાસે અપરાજીતારે;
શિખાવિષે ઉદ્યોતની રહી, ઉમા દેવી મસ્તક બિરાજે. ન. ૧૬
માલા ધરી લલાટે છાજે, ભ્રગુટીએ યસ્વીનેરે;
ભ્રગુટી મધ્યે ત્રિનેત્રા છે, યમઘંટા નાશીકાની. ન. ૧૭
ચક્ષુ મધે રક્ષા કરો છો, સખીની દેવી આજેરે;
દ્વારવાશીની શ્રોતજ મધે, કપોળે કાલીકા છાજે ન. ૧૮
કર્ણમુળે શંકરી બેઠાં, સુગંધ નાશીકાયેરે;
ઉર્ધ્વ ઓષ્ટ એ ચર્ચિકા દેવી, અમ્રત કળા એધ ઓષ્ટયે. ન. ૧૯
સરસ્વતી જીવ્હાએ વશાયે, દાંત વિશે કઉમારીરે;
અંડીકા બેઠાંછે કંઠે ઘાંટીએ ચીત્રગંટા સારી. ન. ૨૦
તાલુકે મંમાયા બિરાજે, ચીબુકે કામાક્ષા દેવીરે;
સર્વ મંગળા વાણીએ બોલે હેવી વાણી લેવી . ન. ૨૧
ધનુંરધરી પૃષ્ટ વંશે બેઠી, નીલગ્રીવા વાસે દીસેરે;
કંઠ નલીકાનું રક્ષણ નલકુબરી ત્યાં હીસે. ન. ૨૨
બે સ્કંધનું રક્ષણ કરોછો, ખડગ ધારીણી માતારે;
વજ્રન ધારીણી બાહુ મધે રહી કરે સુખ શાતા. ન. ૨૩
હસ્ત વીશે દંડીની મધ્યા, આંગળીઓએ અંબિકારે;
સુલેશ્વરી નખોએ બેઠા, નલેશ્વરી બે કુખે. ન. ૨૪
હર માજી ક્ષય મનના શોકને, મહાદેવી સ્તન વીશેરે;
હ્રદયે લલીતા દેવી છે, સુલ ધારીણી છે ઉદરરે. ન. ૨૫
યાગિની નાભીયે વશીયાં, ગુહ્યેશ્વરી ગુહ્યસ્થાનેરે;
ભુતનાને મેઢને વિશે, ગુદ મહિષ વાહિની. ન. ૨૬
કટી મધે ભગવતી બીરાજે વીંધે વાસીની ઝાનુએરે;
મહાબલા ઝંઘાએ દીસો, વિનાયકી જાનુ મધ્યે. ન. ૨૭
નાર સિંહ ગુલ્ફ એ બેસો, અમી તો પાદ પૃષ્ટે;
પાદુકાની આંગળી બેઠી, શ્રી ધરીછે દ્રષ્ટે, ન. ૨૮
સ્થલ વાસીની પગની તલીએ કરાલીની ડાઢ વીશેરે;
ઉર્ધ્વ કેશીની કેસે છાજે કૈબેરી રોમ વિસે. ન. ૨૯
ત્વચાએ વાગિશ્વરી વસીયાં રક્ત રૂધીર મજાએરે;
અંતર ત્વચ વસા જીણીનસો મા, માંસ અસ્તીમધ્યે. ન. ૩૦
અંતરાંતર સર્વ ત્વચાએ, સરવે પારવતી દેવીરે;
આંતરડામાં કાલરાત્રીછે, પિત્તે મુકટેશ્વરી હેવી. ન. ૩૧
પદ્માવતી પદમ કોસે બેઠી, ચુડામણી કફ વિસેરે;

જ્વાળા મુખી નસો જાળમાં, રક્ષણ કરતા હિસે. ન. ૩૨
સર્વ સંધિને અભેધા દેવી, સુક્રને બ્રહ્માણી છાજેરે;
છાયા કરે છે છત્રેશ્વરી મા, દુનીયામાં સર્વ ગાજે. ન. ૩૩
અહંકાર મન બુધિએ મા, ધર્મ ધારીણી સાચીરે;
પ્રાણ, પાંન, વ્યાન, ઉદાંન, સમાનમા, વરજ હસ્તા ત્યાં રાચી. ન ૩૪
રસ, રૂપ, ગંધ, શબ્દ, સ્પર્શ મા, યોગીની રક્ષા કરજોરે;
સત્વ, રજ, તમ નીરંતરથી, નારાયણી મન ધરજો. ન. ૩૫
રક્ષણ કરજો આયુષને મા વારાહી વર દઈનેરે;
મારા ધર્મને રક્ષણ કરજે, વૈશ્નવી આવી રહીને. ન. ૩૬
યશ, કિર્તિ, લક્ષ્મી નીરંતર, આપો આજે હમનેરે;
સરવે માતૃક રક્ષણ કરજો, પાએ નમીએ તમને. ન. ૩૭
મારા ગોત્રને ઇંદ્રાણી મા, રક્ષણ કરજે અપારરે;
મહા પશુને ચંડીકા દેવી, અંબિકા કરજો સાય. ન. ૩૮
મારા પુત્રને મહાલક્ષ્મીજી, આવી રક્ષા કરજોરે;
મારી સ્ત્રીને ભઇરવી રક્ષક, દેહનાં દુઃખડાં હરજો. ન. ૩૯
ધનેશ્વરી મારા ધન વીસે, રક્ષા કરજો તમે આવીરે;
કોમારી કન્યાને રક્ષા કરજો ઉમંગ લાવી. ન. ૪૦
સુપંથા દેવી પંથને વિશે, સહાય કરો હમારીરે;
ક્ષેમ કરી મારગ મધે, રક્ષા કરોને સારી. ન. ૪૧
રાજદ્વારે મહાલક્ષ્મી મા, રક્ષા કરોને આજેરે;
સરવે ઠેકાણે મહેર કરજો, વિજીયા દેવી ગાજે. ન. ૪૨
સરવે દેવીયો મળીને આજે, હમેશ રક્ષણ કરજોરે;
સ્તવન હું આ પવીત્ર દીસે, કરેલું પાપજ હરજો. ન. ૪૩
હરનીશ જે મન જપે પ્રાણી, મનવાંછીત ફળ દેછેરે;
બ્રહ્માજી મારકંડ મુનીને, આ ગુહ્ય સ્તવન કહે છે. ન. ૪૪
મારકંડ મુની તારી ભક્તીથી, આ ચરીત્ર હું કહુછુંરે;
માતાજીની રક્ષા અતિ છે, એ સ્થાનક મન લહુછું. ન. ૪૫
સરવ સ્થાનકે રક્ષા કરે છે, જયંતી દેવી આજેરે;
પાપ નાશ કરનારી પોતે, ભુ મધે મા છાજે. ન. ૪૬
દુર્ગાપ હારીણી દુર્ગા દેવી, સરીરે સરવે રહેજોરે;
પોતાનું સુભ ઇછવાને, આ કવચ રદયમાં ધરજો. ન. ૪૭
નીમ રાખીને આ મન ગરબો, નીરંતર નીત્ય ગાશેરે;
લીન થઇને એક ચીતથી, ધ્યાને માજીને ધરો. ન. ૪૮

જ્યાં અજાએ સ્તવન કરીને, મન વાંછીત ફળ પામેરે;
અર્થ લાભ સરવ કામજ થાએ, બ્રહ્મ કવચને નામે. ન. ૪૯
જે પુરૂષ આ ગરબો ભણેથી, અતુલ્ય ઐશ્વર્ય પામેરે;
વિપુલ વિશાળ, પરઉત્કૃષ્ટયે. મનુષ્ય માને નામે. ન. ૫૦
સંગ્રામે વળી જય પામશે, ત્રણ લોકમાં પુજાયેરે;
બ્રહ્મ કવચનો ગરબો ગાતા, માજીને શરણે જાશે. ન. ૫૧
જે નર આ બ્રહ્મ કવચ કરીને, સંગ્રામે સિદ્ધ થાયરે;
સરવે શતરૂને જીતી કરીને, કુશળથી ઘેર પળાય, ન. ૫૨
જે પુરૂષ એકાગ્ર થઇને, શ્રધાથી મન ગાશેરે;
ત્રણ કાળ આ પાઠ કરેથી, ત્રણ લોકે જય થાસે. ન. ૫૩
અલ્પ મ્રત્યુ હશેરે દેવી, આયુશ શત ભોગવશેરે;
વિસ્ફોટક આદે સહુ વ્યાધી, નાશ માજીઓ કરશે. ન. ૫૪
સ્થાવર, જંગમ, ક્રત્રીમ, વિક્રજે, સરવે વ્યભીચાર જાસેરે;
મારણાદી મંત્ર યંત્રાદી, પર પ્રયોગ દેહથી પળાસે. ન. ૫૫
ભુચર ખેચર આદે સર્વે, સહજ કુલજ ડાકીનીરે;
અંતરીક્ષ ચરા પઇણીયતે, મહાબલીષ્ટ શાકીની. ન. ૫૬
મહાઘોર ગ્રહ ભુત પીશાચી, યક્ષ ગાંધર્વ રાક્ષસોરે;
બ્રહ્મ રાક્ષસ વૈતાળ છે, કુષ્માંડ ભઇરવાદીને હરશો. ન. ૫૭
જેના રદયે હરૂનીસે જપશે, રહ્યુંછે અંતર માંહેને;
તેના દરશણથી દુષ્ટો સહુ, નાશ પામેછે કાયે. ના. ૫૮
ત્યારપછી તે પુરૂષ મોટુ, માન અતી બહુ પામેરે;
તે જો પ્રથી રાજ કરે સહુ, યશ કીર્તિ સહુ પામે. ન. ૫૯
વળી યસ કીર્તી બહુ થાએ, ભવિશે પુજાયરે;
તે કારણ માએ દેહ નીરંતર, મારકંડની કીધી કાય. ના. ૬૦
સપ્ત સતી જપતા આ પહેલુ, બ્રહ્મ કવચ આરંભેરે;
નીર વિઘ્નકરીને આવે, ચંડીની સીધી ચોભે. ન. ૬૧
પર્વત વન કાનન આ પૃથ્વી, જાહાં સુધી મંડળ રહેશેરે;
ત્યાં સુધી પૃથ્વી વિશે, પુત્ર પૈત્રાદી રહેસે. ન. ૬૨
દેહને અતે દેવને દુર્લભ, પરમ સ્થાનક આપેરે;
મહા માયાના પ્રસાદ વડેથી, અંતે અધીચર કાપે; ન. ૬૩
મનવડેથી ચીંતન કરેછે, સરવ કામ સફળ થાયરે;
મારકંડ પ્રતે બ્રહ્મા કહેછે, અંતે તે સ્વર્ગ જાએ. ન ૬૪
આ ગરબો જે ભાવ ધરીને, ગાસે માજી પાસેરે;

અર્થ ધર્મને કામ મોક્ષ સહુ, સમરણથી સુખી થાસે. ન. ૬૫
નર નારી મન ઉલટધરસે, હરનીશ અંતર ભણસેરે;
મન વાંછીત ફળ થાશે તેને, અંતે પોતે તરશે. ન. ૬૬
આ ગરબો મેં ભાવ ધરીને ગાયો ઉલટ આણીરે;
અક્ષર પદ ભ્રષ્ટ થયો હોયતો, ક્ષમા કરજો રાંક જાણી. ન. ૬૭
બ્રહ્મ કવચની સ્તુતી કીધી, કરજોડી પાયે લાગીરે;
અપરાધ મારા ક્ષમા કરજો, એટલું લઉ મુખે માગી. ન. ૬૮
ભોળે ભાવે ભાવ ધરીને, માજીના ગુણ ગાયારે
ભક્તી કીધી ઉરમાં આણી, અંબામાને સોહાયાં. ન. ૬૯
રાજનગર તો રૂડું દીસે, શુભ અમદાવાદ ગામરે
નાગર બ્રાહ્મણ વડનગરો હું, માજીની રાખુ હામ; ન. ૭૦
સંવત ઓગણી છતરીમાં, રૂડો આસો માસરે
વીજીયા દશમી બુધવારે, બાલાએ કીધો પ્રકાશ. ન. ૭૧

---

છંદ.

દીલજાની મારા સકળ સ્નેહી પ્યારાજી;
માહાલક્ષ્મી મોરી માત અંબે માતાજી. ટેક
રૂડો આવે આસો માસ, રાત અજવાળી
નવરાત્રી અષ્ટમી રાત માત બની લાલી. માહા. ૧
આ સેવે નાગર ચરણ જીવરે તમારા;
કરજોડી વિનતી કરે મેઘ સમધાર. માહા ૨
આ નાટરંગ કરીયે સકળ સભામાં;
મન ઉલટ આપો રહી મારી જીભમાં. માહા. ૩
તારા આમળ કંગાળ રહ્યા હમે પાજી. માહા. ૪
વડુ વડોદરૂ આ શેહેર ઘણુંરે સારૂં
દીસે રૂડાં નરનાર, લાગે મુખ પ્યારૂ. માહા. ૫
રૂડી ઘડીયાળીની પોળ આવી ઉજાસે;
સહુ સોપીલા જન છંદ, અંબાના ગાસે. માહા. ૨
આરાસુરથી આવી બેઠીછે અંબા;
આવે સહુ નાગર માજી સનમુખ રંભા. માહા. ૩
આ અકળ શ્વરૂપે દીસોછો હવે માજી. માહા. ૪
આ કનક સિંઘાસન સોભે અદભુત જડીયું;
તારૂ રૂપ અલોકીક દેવ મુનીયે ઘડીયું. માહા. ૧

તારે શણગાર શોભે અતીસે સારા;
હીમ હીરા રત્ન મણી મોતી બંધ ચળકારા. માહા. ૨
જડાવ મુગટ કાને કુંડળ દીસે;
અણુવટ વીછુવા પાયે જોતાં મન હીસે; મહા. ૩
આ ઝરકશી અમર અંગે માથે પેહેર્યાંજી મહા. ૪
આ ઝુંમર હાંડી તકતા મંદીર શોભે;
આ મુખડુ તમારૂં જોવા મનડુ લોભે. મહા. ૧
વાગે ઘડીઆળી ભેર ભુંગળ ઘંટાઓ;
આ થાય આરતી રમવા નટખટ આવો. મહા. ૨
સહુ નરનારીઓ દરશણ કરવા આવે;
આ સાથ હળીમળી નાગરી નાત બોલાવે. મહા. ૩
ઘડીયાળી પોળે સુખ કરતા બેઠાંજી. મહા. ૪
આ નાગરી નાતના જીલ્લામાં તમો વશીઆ;
આ રૂમઝુમ રૂમઝુમ કરતાં રંભા ધસીયાં. મહા. ૧
હું રાગ રંગ તારા આગળના જાણું;
પણ રમવા રંગભેર આજ હું ઉમંગ આણું. મહા. ૨
આ તાલ પખાજ ભુંગળ ઝાંઝર ડફ વાગે;
હું નમી નમી નીરખુ આજ તમારે પાગે. મહા. ૩
આ કૃપા કરી નિભાવો શીર રહી ગાજી. મહા. ૪
વિનંતી કરીયે નીભાવી લેજો હમને;
શું કહીયે વારંવાર, લાજ છે તમને. મહા. ૧
આ નાત નાગરી નટખટ વાંકુ બોલે;
છે સાહ્ય તમારી મનથી મહામદ ડોલે. મહા. ૨
તું છે નાગરની દેવી કુળમાં ડાહી;
અંતરના ધરસો રીસ, ઓ અંબે માઇ. મહા. ૩
પણ સામી બેઠી તું આરાસુર માજી. મહા. ૪
પારે સહુ આવે શેહેર તણારે રાજા;
તારા દરશણથી બની થાય અતીસે તાજા. મહા. ૧
તારી મેહેર સેહેરપર ખરે ખરીરે સાચી;
તુ ત્રણ લોકની માત આપતે જામી. મહા. ૨
નથી કીધુ અઘટતુ કામ માજી તસભારે;
જીવ જતે આવે ચાર એક રાહુ પારે. મહા. ૩
કરો મેહેર માજી મારા ઉપર છાયાજી. મહા. ૪

દેશ વિદેશે થયો ડંકોરે સારો,
સહુજન મન ગરબો ગાય નારીઓ તારો. મહા. ૧
આ તાવ કાળી અંબા બહુચરનું ખરૂરે;
એણે આપ્યા પદારથ ચાર ઉદર મા ભરૂરે. મહા. ર
વિશ્વાસ આપ્યા છે વાંઝ નહી ખોટુરે,
દડભટતો આવી આજ મંડપ લોટુરે. મહા. ૩
કરજો સદા કલ્યાણ, ગાય બાલાજી. મહા. ૪
મારો અમદાવાદમાં વાસ, આશે રહુ તારી;
મા કૃપા કરીને લાજ નિભાવો મારી. મહા. ૧
હુ નાગર બ્રાહ્મણ વડ નગરો કેહેવાઉ;
અહીં આવી અંબા સનમુખ ઉભો ગાઉ. મહા. ર
આ કરજોડી વીનતી કરી રહુ આશે;
હું ગાઉ સુદ અષ્ટમી જે જન મન ગાશે. મહા. ૩
આ આસો માસે ગાય સહુ લાલાજી. મહા. ૪

---

## વિનંતીની ગરબી.

હમે હમારે ઘેર જઇએરે ભાઇ રામ રામ છે. એ રાગ.

હમે હમારે ઘેર જઇયે મા જેઅંબે. ૧
આ બોલ્યુ ચાલ્યુ માફ, માજી જેઅંબે.
સેવકજન પ્રતીપાળછો, મા જેઅંબે
આ દુશમનનાં છો કાળ, માજી જેઅંબે. ર
તમે છો અકળ સ્વરૂપરે, મા જેઅંબે.
ચાચરમાં દીશો, ભુપ માજી જેઅંબે. ૩
કરજોડી કરૂ વિનતી, મા જેઅંબે
ગઇ મારી મનની ગતી, માજી જેઅંબે. ૪
આ સકળ સભા ટોળે મળ્યું, મા જેઅંબે;
રક્ષા કરો મનડુ હળ્યું, મા જેઅંબે. ૫
માજીને ચરણે હુ નમું મા જેઅંબે;
મંડપમાં આવીને રમુ, માજી જેઅંબે ૬
સુખી થયો દીન રાતરે, મા જેઅંબે;
આ ચરણે રાખો જાત, માજી જેઅંબે ૭
પંચતીરથથી હરખે કરી, મા જેઅંબે;
તે લાડ લડાવ્યાં મન ધરી, માજી જેઅંબે. ૮

ગરબે રમવા નીસરયા, મા જેઅંબે;
શોક હમારા વિસરયા, માજી જેઅંબે. ૯
દુઃખીયાના સુખીયા થયા, મા જેઅંબે
આ પાપ સઘળાં પ્રલે થયાં, માજી જેઅંબે. ૧૦
સીંગાસન શોભે ઘણું, મા જેઅંબે;
તેજ છે ત્રિભોવન તણું, માજી જેઅંબે. ૧૧
અંબા અકળ સ્વરૂપરે, મા જેઅંબે;
તારૂ દીસે આનંદ રૂપ, માજી જેઅંબે. ૧૨
સણગાર અંગે સોભેતા મા જેઅંબે;
ઘરેણાં અંગે રોપતા માજી જેઅંબે. ૧૩
કહેતાં ના આવે પારરે મા જેઅંબે;
તત્વ દેવી તું સાર મા જેઅંબે. ૧૪
કંકુના હાથા શીર છે માજી જેઅંબે;
જમવાને પુરી ખીર છે માજી જેઅંબે. ૧૫
રંગીલો ચાચરમાં કર્યો મા જેઅંબે;
શેવકને શીર કર ધર્યો માજી જેઅંબે. ૧૬
આગ્ના લીધી અજાઇની મા જેઅંબે;
રજા લીધી મહંમાઇની માજી જેઅંબે. ૧૭
લઇ ચાલ્યા કર લાકડી મા જેઅંબે;
નગી દાંતાની પજ્યા વાટડી માજી જેઅંબે. ૧૮
નાગરો મુખથી ગાય છે મા જેઅંબે;
શીખ લઇ બાલાજી જાયછે, માજી જેઅંબે. ૧૯

## રાગ કાફી.

દારૂ નહિ પીવોરે, ન કેફ કરવો કોઇ;
થાય એણે કરીનેરે, ખરાબી છે બહુ ભાઇ. ટેક.
વ્યભિચારતો કરવો નહીને, રમવો નહિરે જુગાર;
જહાં રમતો હોય ત્યાં જન, રહો ન ઉભા લગાર;
જુગાર રંડીબાજીરે, ચોરીમાં ન રહો સાઇ. દારૂ નહી. ૧
વ્યસન ચોરીથી જીવ જાયને, કુળની લાજ તણાય:
દુત દ્રવ્યથી સુખી થયો નહી, ન થયો કોઇપણ રાય.
બહુ થયા દરિદ્રીરે, ખોતા જીવ એણે રોઇ. દારૂ નહી. ૨
દુર વ્યસનથી પૈસો ખુટયો, ફોગટ ગયો જળ ધાર;
સતસંગતથી ખોટ કરીને, ચીવટ ધરી નહિ લગાર,

માણસમાં સારાં દીસેછે, જો વળી કાંઇ ખોડ ખાઇ. દારૂ નહી. ૩
ચોરી છીનાળીને દારૂથી થાયે, ખરાબ વ્યસન વ્યભીચારી;
ગાંજા તમાકુ અફીણ તાડી, મુકીદો ભાઇયો વિસારી;
સ્વાદ નથી કાંઇરે, દુઃખી થાએ ખાસો ગાઇ. દારૂ નહી. ૪

## અમીચંદ વાણી.

### છંદ.

કકા મકી કહુંછું કરજોડી, બત્રીસ હરફ સાતે વાર;
ખખા ખુશામત કહુંછું, હું રંકને તારો આધાર ટેક.
ગગા ધણી રવીવારની શોભા, જ્યાં દેખુ ત્યાં લાલમ લાલ;
ઘઘા ઘણાં માણેક મુગટમાં, રત્ન મણી છે ઝાક ઝમાર. ૧
નના નારાયણી બેઠી તખ્તપર, લાલ સાડી પેહેરી છે રૂપાળ,
ચચા ચાચર ચાળી ચંડીકા, ચતરભુજ ચિંતાને ટાળ,
છછા છાયામાં બેઠા કુમારી, હું નરધનીઓછું લાચાર. ખખા ખુશામત ૧
જજા જગત જાણે સોમવારે, માજી પેહેરે સફેત સાળુ;
ઝઝા ઝાળ ઝબુકે મોતી, પુનમે ચંદ્ર મુખ રૂપાળુ; નાના નાના વિધના.
આભુષણ મંગળનું છે પરવાળુ; ટટા ટેકજ રાખો હમારી, સિંદુરીયા;
પેહેરયો સાળુ ઠઠા થાનકે આવી માજીની, સેવક સહુ કરે નમસ્કાર.
ખખા ખુશામત ૨ ડડા દોડી દુનીયા સહુ આવે, બુધવારના
ખાના લીલા, ઢઢા ધર્યા આભુષણ લીલા, ધન ભાયગદરશણ મીલા. ણણા
મુખ પોખરાજ બ્રહસ્પતી, ગુરૂવારે સાળુ પીળી, તતા તમારી લીલા ભર
પુર; થથા ઠીક છંદ આન મીલા; દદા દરશણ કરૂ માજીના, સેવક સહુ કરે
નમસ્કાર; ખખા ખુસામત. ૩ ધધા ધુનમાં બેઠા કુમારી, મરદંગ વાજે
છે નીરંતર તાળ; નના નમુ નવદુરગાને, પપા પ્રેમથી કરૂ સવાલ; ફફા
ફીરે માની દવાઇ નવખંડ, અંબા માતા દીનદયાળ, બબા બીરાજે હી
રે દાંતપર. શુકર દેવતા ઝાક ઝમાલ; ભભા ભાનુ ખીલી રહ્યા, મમા
માનુ મુખ તેજ અપાર; ખખા ખુસામત. ૪ યયા આદ્ય ભવાંની અંબી
કા, મીઠા તમારા છે સમરણ; રરા રાખો લાજ હમારી, લલા લાગુ
માજીને ચરણ; વવા વલખુ માના દરશણ, બીન છંદ ગાતું નિત્ય નવી
ભરણ, શશા સની રાહુ કેતુ નવ ધરે, છે તે માનુ શમરણ; સસા
સેવક અહો અમીચંદ, કહે ભવ સાગર ઉતારો પાર, ખખા ખુસામત ૫

### છંદ.

અંબા આસો માસ આસ મને દરશણની તારી, નવ દીવસ નવ રા-

ત્રીમાં સહુને આણંદકારી. ટેક. પરથમ પેહેલુ નવરાતર, આસો સુદ પડવેથીરે, અંગ ઉમંગથી જાયે નાહે સહુ તાપીમાં જાતીરે; કરે નર નારી સ્નાન ધરે ધ્યાન, કરે શુદ્ધ શરીરે; કોઈ ઘડા કોઇ ઝારી ભરે, અંબુ નીરમળ નીરે; માગણ આવે ગાવે જોગણી, કરે વિનંતી તારી, નવ દીવસ નવ રાત્રીમા. ૧ બીજ ત્રીજ આનંદમે ચાલી, ચોથ થઈ રંગમે; કરે ડાટા પાંચમે. ખુશી સહુ ઉમંગ છે અંગમે; વાગી રહ્યાં વાજીંત્ર ભુંગળ ઢોલક કે સંગમે; કરે વાઘરી તાળ બજાવે, પડે થાપ મરદંગમે; બાંધે ઘુઘર માળ ઘેરીયા, રહ્યા પગ થમકારી નવદીવ. ૨ કોઈ કરે છે છઠનાડાટા, કોઈ કરે અપવાસે; સાતમે સહુ કોઈને, તેલાં અંગમાં ઉદાસે; ચાચર ચોકમાં ચાલી દેવી, સહુ ખેલ કરે આસે, બહુચર અંબા ફરે કુદડી, કાળકા છે પાસે; ફીરે જોગણી ચોસઠ ગાવે, ગરબા ખુબ ભારી; નવરાત્રી. ૩ આઠમે ફરાળ કરે, સહુ મનમાં હરખાંતે; ભગત મંડળી કરે ભગતી, ગુણ તેરા ગાતે; સુરત શેહેરના લોક મળે સહુ, દરશણ કે આતે, મોદી માલણ બેઠા વેચવા ખાવાના લાતે; અંબાજીને ડેરે સુરત ખુબ મચી ધુમ ભારી; નવ દીવસ. ૪ કંઇક ભગત ગુણ ગાયે તમારા છંદજ લલકારે; હરીકસન કે વીજીયાશંકર થઇ તઇયારે, દયાભાઇ બોલે રામશંકર, કહે ચુનીલાલ પ્યારે; પરસોતમ કે વીજભુખણદાસ છંદજ લલકારે; અમીચંદ કહે હાથ જોડી સહુ, ભગતી કરે તારી; નવ નવરાત્રી. ૫

છંદ.

અંબામા તારૂ દરશણ દુર્લભ દરશણથી દુખ ભાગે છે;
અરજ કરી માને શીશ નમાવું, ધનભાગ્ય મારૂ આજેછે. ટેક.
લક્ષ ચોરાશી ફેરા ફરી, મનખા અવતાર ધરાવ્યોછે;
ગુલામ તમારો આવ્યો મુસાફર, માયામાં લપટાવ્યોછે.
કામ ક્રોધ મોહ મચ્છર માયા, દુરમતી પર ધાયો છે;
લોભ લેહેર એક નદીયા વહેછે, ઉસમે જીવ ડુબાયોછે.
તમબીન પાર ઉતારે કોણ મા, ભક્તનકે શીર ગાજેછે અરજ કરી. ૧
કોઇ વખત જીવ જાયે ધરમપર, માયા પાછી લપટાવેછે;

આકીન હમારૂ રેતુ નથી, મારૂ પાપ મને અથડાવેછે. હવે ઉપાય શું કરૂ માજી હમકુ કાંઇ બતલાવે છે; ચાકર પેઠો ચીંતા માંહે તું, મારા દીલને બહુ ગભરાવે છે; મારી હકીહત સહુ તુ જાણે, ઘટઘટમાં બીરાજે છે અરજ કરી માને. ૨ નામ નીરંજન તુ દુઃખ ભજન

નીરધનને ધન આપેછે, વાંજીયા દોશ વાંજીયાનો ટાળી, તેને ફરજન આપેછે; ભગત કરે મા ભગની તુમારી, તેને દરશણ આપેછે, જનમ જનમના પાપ નીરવાણ, એક પલકમાં કાપેછે; બહુચર બાળી અંબા દયાળી. ભગતનકુ થીર ગાજેછે. અરજ કરી માને. ૩ મારી હકીકત કહી મંમાયા, તુમબીન કોણ મીટાવે છે બ્રહ્મા વીસ્નુ રૂદ્રને કહીયે, તે તારા ગુણ ગાયેછે; સરવ દેવના દેવ તમોછો તેરા નામકુ ધાએ છે; માહારાજગીર કહે સત્ય સદને, અમર પદ પાવેછે; અમીચંદ કહે છંદ બનાવી, તારે હાથ મારી લાજછે અરજ મા. ૪

## છંદ.

જુવો માજી હું કહુ તે સાંભળો બહુચર અંબાદીન દયાળ; સંકટ દુઃખ મારૂ કરો નીવારણ, કરજોડી કહું તારો બાળ. ટેક. ભુલ્યા ભટકતા ફીરૂ જગતમે, છોડી હમારા દેસ બતન તુજ બીન મેરા કોઇ નહી બેલી, જીવ કાયાકા કરો જતન; તુજ સતસંગત સુબુધી આપજો કર જોડી કહું સત્ય વચન; કામ ક્રોધ કુબુધી ટાળજો, નીરમળ અંગ મારૂ કરજો મન; ઘણું ઘણું કહીએ અંબામા, રાખી ફીકર કરજો રખવાળ સંકટ દુઃખ ૧ બીજી અરજ એક સુણજો અંબામા, રણ સબંધે આવ્યાજ અહી; બંદગી કરી લાઉ દેણ મટાવી ઝટપટસેં ફીર જાના તહી; મુદત બાંધીને આયા જગતમેં ઉસદીનકી મુને ખબર નહી; કર જોડી મા સવાલ કરૂ, મારા મનના મનોરથ પુરજો સહી; જાન અચાનક પડશે કાયા જમ જીવ લઇ જાશે તતકાળ. સંકટ ૨. ઉસ દીન મેરા બુરા હાલહે, કર જોડી કહું પાયે પડી; ઉસ ખાતર સબુધી આપજો. તુમકુ કયા કહું ફરી ફરી, ગર્ભવાસમાં રહી કરી જે, જેવાતો કરીતી બડી બડી, ખુલ્લા બંધ દુનીયામે આયા, ગુફલત માયા જાળ પડી; તરણ તરણ તુમતો જગતમાં, તેરા નામકી પકડી હાલ; સંકટ. ૩ હવે માજી મારી ફીકર તમને, કરજોડી કહુંછું કંગાલ જસ અપજસ માજીછે તમને, હું અજ્ઞાની તારો બાળ; જેવી તરેહથી બુધી આપશો, તેવી તરેહથી ચાલીસ ચાલ; તારા ભગતની નીંદા કરશે; તે નરકે પડશે ચંડાળ; અમીચંદ કહે છંદ બનાવી કરી કરણા સુબુધી આપ. સંકટ દુખ. ૪

## છંદ.

જલબીન તલપે મછલી અંબામા, દરશણ બીન તલપે તેમ નેણ. નેણ નીરખસે નખશીખ છબીમાની, જદ કાયામે હોવે ચેહેન ટેક. ચહેન પડે ચસમોસે દેખે, ચતરભુજમા ગુણગંભીરઃ બીઃ બાગે મા-

રી સારદા ભવાની, દરશણુ બીન નહિ રહેતી ધીર; ધીર ધરે નહિ જીવ હમારો, નેત્રથી વહી ચાલે નીર; નીર જમનામે તલપે ગોપીકા કૃશ્ન કદમ લે બેઠે ચીર. ચીર બીના જેમ તલપે ગોપી, દરશણુ બીન તલપે તેમ નેણુ, નીરખસે. ૧ ચહેન પડે નહી દરદીકુ તેમ, દરશણુ બીના મુજકુ ના સુખ, સુખ સમરણુ મા રખુ તુમેરા જેમ ભુખેકી ભાગે ભુખ. ભુખ રખુ દરશણુકી તુમારી, નખ શીખસે ની રખુ મા મુખ; મુખ ભરી ચસમેસે દેખુ, જદ કાયાકા જાવે દુઃખ દુઃખ દુર કરીયે દીન દયાળી, અંધેકુ તુમ આલો નેણુ, નેણુ નીરખ ૨. ચહેન પડે નહી આચરવાળી, શેવક તમારો કરે ટળવળ; ટળવળ કરીને દરશણ માગું, કાળ આવશે અચાનક અદલ આવી જ દ પડ રહે કાયા, ઝટપટસે દમ ચલા નીકલ, નીકલ ગયે જમ લે ગ યે બાંધી, મનખા અવતાર જાયગા અફળ; સફળ દરશણુથી હોય, અંધેકુ મીલ જાવે નેણ; નેણ નીરખસે. ૩ ચેન પડે નહી સી તા બીના જેમ રામચંદ્ર રઘુવીર ફીરે; ફીરે હનુમાન શોધ નીકાલે, કુદી સમુદ્ર લંકાઇ ગીરે; ગીરે હનુમાન અશોક વાડીમે, રામ નામદે મહા વીરે; વીર શબ્દ સુણી સીતા માને, તતક્ષણુ આવી ધીરે; ધીર આવી જોઇ રામ મુદ્રીકા, તેમ દરશનથી સુખ પાગે નેણુ; નેણુ નીર ખસે, ૪ ચેહેન પડે નહી તેરા ચાકરકુ, લક્ષ ચોરાશીકી ફીકર બડી, બડી હકીકત માજી તુમારી, ગફલત માયા જાલ પડી કાયા ફીર લક્ષ ચોરાસી, આ ભવ નહી આવે ઘડી ઘડી; ઘડી પલકકી ખબર હૈ તુમકુ આવો માજી તુમ સિંહ ચડી; ચડી આવો કહે અમીચંદ મા મહેર દ્રષ્ટીથી મીલાવો નેણુ; નેણુ નિરખે. ૫

છંદ.

સાચુ સમરણુ અંબામાનું આ સંસાર સઘળો ખોટો છેછે છેછે નથી નથી મા જેમ પાણીનો પરપોટો. ટેક. કાચી કાયા ઘર બાડુતી, પંચ તત્વનું થયું તૈયાર; જીવ મુસાફર આવી રહ્યો મોહી, અવધ બાંધીને ધર્યો અવતાર. કાયા શેહેરમાં મન સોદાગર, પ્રવૃતી નીવ્રતી બે નાર; પ્રવતીના પાંચ પુત્ર, કામ ક્રોધ મોહ મદ નીરધાર, તે પાંચોયે વેપાર કીધો, તે વેપારમાં લાગ્યો ટોટો, છેછે છેછે. ૧ તુટી પેટી લુંટી કાયા, નગ્રી જમડાનું વાધ્યું જોર. નાઠી પરવતી નાઠા પુત્ર પાંચ કામ ક્રોધ જે ચોરના ચોર, કરનારા તો ખશી ગયા વીણુ જીવ બાપડો પડયો અઘોર; ચોર કરી જેમ બાંધ્યો જીવને, માર માર કરી શોર બકોર. પડે મારને રૂદન કરે જીવ નિર વરતી સામું જોતો. છે

છે છે છે. ૨ નિરવૃતી કેહે સુણો રાજા, પ્રવરત્તી હમારી ખશી ગઇ, નીવરતીના પુત્ર ધરયા જે દયાધરમ હીરદે વસી વસી, તપજપ કરે ધરમ ધ્યાન તેને બીજી વાતની તુન્ય કશી. આખર વખત વીમાન આવ્યું અંબા નામસેં ગયો એશી, ગીરવરતીથી સ્વર્ગે ગયો જીવ પ્રવરત્તીથી રોતોતો. છેછે છેછે. ૩ પ્રવરતી મારી દુર કરી, નીરવતીનો કરા વલે સંગ; જોબન જુવાની જતી રેહેશે. જેમ ઉડી જાય ગુલાબી રંગ મારાજ ગીર કેહે ભુખણદાસ તેને જીતી જગતમાં કરી સતસંગ; અમીચંદ કહે છંદ બનાવી, ગીડ ગીડ તાલ બાજે મ્રદંગ; જનમ લઇ જનુની નહીં જપ્યો, મીથ્યા અવતાર છે ખોટો. છેછે છેછે. ૪

છંદ.

સબરૂઠે તો રૂઠે સભામાં, તુમ રૂઠે સંતાપ હુવા વિમળ વસીના વસીના દેરાં જલબલ ખાખ હુવા. વિમળવસીના. ટેક. વિમળ વસી નામે એક શાવક, બાપમુવે બેજાર હુવા. તેની માડી પરઘેર. પરઘેર ભરે પાણી નાચાર હુવા. માડી પરઘેર પાંચ વરષનો વિમળ બાળક, દુ:ખીયા અપરમપાર હુવા. મોશાળ જઇ વશીયા, વશીલા નં ધણીયા નોધાર હુવા મોસાળ જૈવશિયા. જઇ નિશાળે ભણ્યો નહીં કાંઇ, પેલા જનમનાં પાપ હુવા, વિમળ વસીના. ૧ મામા ઘેર જઇ ભાણેજ વશીયા, ગાયો ચારી ગોવાળ હુવા, વિમળ વસીના. વસીનાં માજી એવા હાલ હુવા વિમળ વસીના. એક સમે ગુરૂ ચરણે લાગ્યો ગોર કહે શાવક બાળ હુવા. તમે સુણો વિમળજી, વિમળજી કરજો ધરમ તમે ન્યાહાલ હુવા. સુણો મિમળજી. વિમળ કહે કહેશો તો કરશું ગુરૂ તમે મા બાપ હુવા. વિમળ વસીના. ૨ આરાસુરમાં અંબામાના, વિમળપર પરશન હુવા, માની ગાયો ચરાવી, ચરાવી વિમળ તો તન નન હુવા, ગાયો ચરાવી. સઉ સઉની તો ગાયો સોંપી વિમળ વિચારે મન હુવા. આ ગાયોજ કોની; કોની કહી અંબા ભુવન હુવા, ગાયજ કોની. ગોવાળ જાણી કરી કરૂણા દરશણ આપો આપ હુવા. વિમળ વસીના. ૩ અંબા માતા જક્ત જનુની તું જુગ જુગ દાતાર હુવા વીમળ વસીકુ, બસીકુ દોલત અપરમપાર હુવા. વિમળ વસીકુ. ગુરૂ કહે બંધાઓ દેહેરાં માજીકા આધાર હુવા. જઇ કહ્યું માજીને રતોવાઇ તેયાર હુવા. કહુ માજીને. દેરાં બાંધી કોણ પરતાપ પુછયું, વિમળ કહે ગુરૂ પરતાપ હુવા. વિમળ વસીના. ૪ એકસો આઠ તો દેરાં બંધાવ્યાં, આરસપાહાણુ ચમકાર હુવા. ગુરૂ પરતાપ સુણી. સુણી માને ક્રોધ અપરંપાર હુવા ગુરૂ પરતાપ સુણી. નાસ વિમળ

કહી છુટી જ્વાળા ડેરા પ્રલેકાર હુવા. મા પરતાપ કહીને, નાકો વિમળ હાહાકાર હુવા. મા પરતાપ કહીને ભુલ્યો માજી મને માફ કરો એ દેરાં તમ પરતાપ હુવા. વિમળ વસીના. પગદ ગદ કંઠે કરે વીનતી, હવે માજી મને ભાન હુવા. દુઃખીયારો જાણી, જાણી તમથકી એશાન હુવા, દુઃખીયારો જાણી મા પ્રતાપે પાંચ દેરાં રાખ્યાં ગરીબ નીવાજ મેહેરબાન હુવા મા રાજગીરકુ ગીરકુ, માજી તુમારા ધ્યાન હુવા મા રાગીજરકુ હે હે અમીચંદ કહે છંદ હરફ કડીબંધ માજી તંમ પરતાપ હુવા વિમળ વસીના. ૬

## છંદ.

અંબે ગરીબનીવાજ આજ તું, મેરી મદદ રેહેના ચઇએ, સકળ સભામે સભામે મુજે ગ્યાન દેનાચઇએ. સકળ સભામે ટેક. મેતો ખડા હજુર તુમારા મજુર, સાહે કરના ચઇએ, માજી હમારી હમારી અરજ કાન ધરના ચઇએ માજી હમારી, મેં કરગુર કંગાળ તુમારાબાળ દુખ હરના ચઇએ, આદભવાંની ભવાંની હમકુ તેરા દરશણ દેના ચઇએ આદ્ય ભવાંની. તુમ તો માજી આવો હમકુ બચાવો. મેરી સંભાળ લેના ચઇએ, સકળ સભામે, સભામે મુજે ગ્યાન દેના ચઇએ, સકળ. ૧ આવી તમારે ધામ જપુ મુખ નામ, ગુણ ગાના ચઇએ. હમકુ માજી માજી જેરા દરશેણ પાના ચઇએ હમકુ માજી. કોઇ કોઇને અનેક હમારે એક ટેકા આના ચહીએ, માજી તુમારે મારી વાહારે ધાના ચઇએ. માજી તુમારે સંકટ દુખમા કાપ તંમે માબાપ, તમકુ કહેના ચઇએ. સકળ સભામે. ૨ સભામે. માત તાતને ભ્રાત તમેછો તેરા નામ સહાના ચઇએ. ગુણ ગંભીર તું, ગંભીર તું તેરા મન માનાં ચઇએ ગુણ ગંભીર તુ. નાધાર્યા નીરધન તારૂં ફરજન, દયા લાના ચઇએ. મુજ બાળકપર બાળકપર, માજી તુમને ચાહાના ચઇએ મુજ બાળપર. મારૂ નથી મા કોઇ, એકલો જોઇ મદત રહેના ચઇએ સકળ સભામે. સભામે મુને ગ્યાન દેના ચઇએ ૩ એ માયા કા સંસાર. તેરા આધાર, જસ દેના ચઇએ. તેરા દાસકુ દાસકુ તેરે ચરણુ રહેના ચઇએ, તેરા દાસકુ, ભીડ પડે ત્યાં આવી હમકુ બચાવી ઝટ લેના ચઇએ, માંજી હમકુ. હમકુ સબુદ્ધિ દેના ચઇએ માજી હમકુ. કહે અમીચંદ કે છંદ બનાવી, અંબે અંબે કહેના ચઇએ. સકળ સભામે, સભામે મુજે ગ્યાન દેના ચઇએ સકળ સભામે. ૪

## ભજન.

સહુથી સામરથ રાધાવરનો આશરો એ રાગ.

સહુથી સામરથ ઉમીયાવરનો આશરો;
શંકર જનને દુભવી શકે નહી કોયજો. સહુથી. ટેક.
એક સમે શ્રી કૃષ્ણ શીવ પુજન ગયા,
પુજા કરી છે લક્ષ્મીવરના નાથજો;
સહસ્ત્ર કમળ લેઇને તે શીવ પુજન કરૂ,
એક કમળ ખુટયું છે તેણી વાર જો. સહુ. ૧
નેત્ર કમળતો શીવને અરપણ ત્યાંહે કરે,
પ્રસન્ન થયા છે ઉમીયાજીના નાથજો;
સુદરશણ ચક્ર તે દહાડે આપીયું,
એવો ભોળો ભગતવચ્છળ પ્રતિપાળજો. સહુ. ૨
દેવ દાનવ સહુ મળીને વિચાર કરો,
વિચાર કર્યો છે સમુદ્ર મથન તતકાળજો;
ચઊદ રત્ન તો દેવ સર્વને આપીયાં,
વીખ હરા હર નીકળ્યું તેણી વારજો. સહુ. ૩
તેતો વીખ પીવાઇ કોઇથી નવ શકે,
જીરવી શકયા ઉમીયાજીના નાથજો;
બ્રહ્મા વિષ્ણુ ઇંદર સરખા હુકમમાં,
શેશ શક્તી ગણપતી ધરતા ધ્યાનજો. સહુ. ૪
શંકર કોપે કોઇનું બળ ચાલે નહીં,
તે સહુ રૂઠે શીવ જન ડરેના લેશજો;
વેદ શાસ્ત્ર પુરાણ સર્વે એમ કહે,
જે શીવજીનું પુજન કરશે નીરધારજો. સહુ ૫
સઉજ મુક્તી તેને શીવજી આપસે,
એવા ભોળા ભક્ત આધીન શીવરાયજો;
કરજોડી દાસ નરસઇયો, એમ કહે,
તેના મનની પુરે શીવજી આશજો. સહુ. ૬

મારી અરજ સુણો, અંબામાં બહુચર બાલી, માહાલક્ષ્મી મારી માત કરો રખવાળી ટેક. માનુ તખત દેખી ફાંકડું કે અપરમ પાયે, માથે નખ શીખ સજ્યા સણગાર ગલે બીચ હારે. હાથે કડાં સાંકળાં રત્ન ગણી ઝકારે, મા એ જડી દંતપર રેશ કરે ચમકાર, ધુમ છનન

છનન બાજે પાઉમે પાએ ધમકારે, શીર મુગટ છત્ર ઓર નેણુમે કાજળસારે. દામણી દુલ અકોટી નાકમે વાળી, મહાલક્ષ્મી. ૧ હું ભુલ્યો ભટકતો આવ્યો તમારે દ્વારે, માને દંડવત પ્રણામ કરૂ નમસ્કારે. તું આદ શક્તી મંમાયાનો અવતારે, કીયા સ્વર્ગે મ્રત્યું પાતાળ કે નવલખ તારે. તુ નીર્ધનીઆ નોધારાની આધારે, તે જળ સ્થળ મેરૂ પ્રગટ કીયે સંસારે. બન બનમે બનસ્પતી ખીલ રહી હરીઆલી, મહાલક્ષ્મી. ૨ જીવ જંતુ પશુ પક્ષીની કરે બરદાસે, તું ઘટઘટ વ્યાપીક આપ રૂપ પ્રકાશે. હું આજ્ઞાની અપરાધી તમારો દાસે, જુવો મેહેર કરી મારૂ પાપ પ્રલેકાર થાશે, તારૂં નામ ગરીબ નીવાજ પુરો મારી આશે. કરગરી માગુ કંગાલ તમારી પાસે. મારા મનના મનોરથ પુરોની ખપ્પર વાળી, મહાલક્ષ્મી. ૩ આજ આણંદ ભયો તેરે દરશણસે સુખ પાયા, થયુ પાપ નિવારણ નિરમળ હો ગઇ કાયા કહે મહારાજ ગીર મોહમત્સર છોડી માયા. કામ ક્રોધ તજી તેરે નામસે ધ્યાન લગાયા. સંવત ૧૯૨૬ મે છંદ બનાયા, ભાદરવા સુદ આણંદ ચૌદશે ગાયાં. કેહે અમીચંદ મા પાર ઉતારો હાથ ઝાલી. મહાલક્ષ્મી. ૪

છંદ.

અરે તું કેમ જાએ ભુલભુલ. માને માજી નામકી ભુલ અરે તું કેમ જાએ ભુલભુલ. ટેક. ત્રેતાયુગમાં સીતા માતા લંકા હતી અનમુલ રાવણ મારી લંકાબાળી બોલો ઉડતી ધુલ, અરે તુ કેમ જાએ ભુલ ભુલ. ૧ દ્વાપરને દુર્યોધન રાજા, ઘણો ફરે ફુલ ફુલ, તે પણ રણમાં ગયો રોળાઈ. જીત્યા ભીમ નીકુળ. અરે તું કેમ જાએ ભુલ ભુલ. ૨ આ પૃથ્વીપર કંઇક થયા, કંઇક થશે અજી અનમુલ. સદા ફરે ખપ્પર માતાનું, શોભે હાથ ત્રીશુળ; અરે તું કેમ જાએ ભુલભુલ. ૩ ભવજળ પાર ઉતારો માજી, અરજ કરો કબુલ, અમીચંદ કેહે જુવો મેહેર કરી, જાવે ભાગ્ય ખુલ. અરે તું કેમશજાએ ભુલ ભુલ. ૪

## શ્રી બહુચરાજી કાવ્ય.

### પ્રભાતીયાં.

હુંતો પાય પડું પરમેશ્વરીને મારા પ્રાણ થકી પ્રીતે;
પુરૂષ પ્રેમદાના પાપ પ્રજાલણ, પાલણ પ્રતિતે. હુંતો. ટેક,
નરકે નીવારણી નામ નારાયણી, જેજન લે નીત્યે;
ન્યાલ કરે નર નાર સંસારમાં, રાખી રાજ રીત્યે. હુંતો. ૧
બ્રાહ્મણ થઇ ભજે નહી ભવાની, ચાહી ચોખે ચીતે;
બહુચર બુધ પ્રસિધ કીધો, ભટ વલભને રીતે. હુંતો. ૨

અંબા વિના કોનેરે બહુચરબાઇ વના કોને.
હુંતો નિચો નમી નમસ્કાર કરૂ, ન ભવાની વિના કોહોને ટેક.
જળ સ્થળ જંત્ર ત્રિલોકનું દડવત, એ પશછે એહને;
અભીત થઇ મન નિશ્ચળ કરીને, પદ નમવું એહને. હુંતો નીચો ૧
ઇશ્વર વિષ્ણુ વિરંચી નિરંતર, આરાધે એહને;
વેદ પુરાણ શાસ્ત્ર શાખ વદે, તો ભજવું એહને હુંતો. ૨
એવી જગ્ત જનેતાની ભક્તિ વિના, ન જણગે ગત કેહેને;
વલ્લભ ચીત્ત ચળ્યું, ગોખ ચાચરને ચેહેને. હુંતો નીચો. ૩

---

શીશ નામુ સનખલ પુર રાણી, સાચી મને જાણી;
સુખે સંસારનું તારણ શકિત, તે વેદ વદે વાણી શીશ. ટેક.
ભાવ કુભાવ સુરાસુર શેવે, જે જન બ્રહ્માણી.
જીવન મુક્ત તે જીવન જકત, મા તે કર્યા કલ્યાણી. શીશ. ૧
આદ્ય અનાદ્ય અગાધ ઇશ્વિરી, વિશ્વે વખાણી;
બ્રહ્માણ થઇને વિના અકલે, ભટ વલ્લભે વખાણી. ૨

---

ભજો માત બહુચરાને, ભાવશું ભવાની; નપુશકને પુરૂષ કીધ પ્રથમ એ નીશાની. ભજો. ટેક. શકિતને વશ જગ્ત સરવ. સુરીનર મુની જ્ઞાની, શકિત ગયે ગળે ગર્ભ, ચળે ધર્મ ધ્યાની. ૧ અવર દેવ અરજ કરે, એ ન કરે હાંની; ભજો. ૧ સમરયાં બધ્ય કાજસરે, વાત સુણેછાની. ભજો. ૩ ભીડ ભાંગી ભુરને ભુતળ, ભલાં ભલાંની; ભટ વલ્લભની વાત માની, માત મેહેરબાંની. ભજો. ૪

---

બહુચરાજી માત ભજે; ભવનીભીડ ભાજે; ઇંદ્ર ઇશ વિશ્નુ આજે, જો ઉગાર્યો આગે. બહુ ટેક નરને નારી એ વિચારી પ્રેમે પાયે લાગે; સકળ સમરથ આપે સારી, ઘેર નિશાન વાગે. બહુ. આદ્ય અંત્ય અમર કરે ચરણે ચીત લાગે; અધમ બુધ્યિથકી ઉધરે, દુખ દરીદ્ર ભાગે. બહુ. ૨ ક્રિપા સિંધુ કૃપા કીજે, ઇશ્વરી અથાગે; ભટ વલ્લભને ભકિત દીજે, એ ભવો ભવ માગે. બહુ ૩

---

તે તારયા સંસાર જેણે શકિત શેવીરે; ઉતાર્યા ભવ પાર, બહુચર બાળા દેવીરે. ટેક. પોખે પાળેને સાંભાળે, માત એવીરે; ખવરાવે ધવરાવે માત જનુની જેવીરે. તે તાર્યા. ૧ ચાચર ચામુંડા કરત દંડા,

પરવટ વાળીરે; પાવાવાળી આરાસુર વાળી, દેછે તાળીરે તે તારયા. ૨ અરજા વેગી આઇજીને, નવ કોટી દાસીરે; મદ ભરયો ભટ છંદે નાચવા, હીંડયો કાશીરે. તે તારયા. ૩

---

બહુચરાજી માત ભજો, ભક્તિ ભાવેરે, અંતર અભીમાન તજો; અવ નીમાં આવેરે. ટેક.

દુઃખ ન પામે દેહ ધરી, તજો ત્રિતાપેરે; સ્વર્ગ મ્રત્યને પાતાળ, અંબા આપેરે બહુ. ૧ સફળ મા સીધ આપે, જે શિશ નમાવેરે; પોતાનો કરી થાપે, નાહે કુંડ વાવેરે. બહુ. ૨ માણકુંડ અમર કીધો, ઇશ્વરી અંબારે; ભટ વલ્લભ ઉગારી લીધો, ગરબા ગવરાવેરે. બહુ. ૩

## પદ.

મુજરો લેજો મારો માજી મુજરો લેજો મારોરે; શક્તિને જાચુ અવર ન સચુ, પાલવ સાહ્યો તમારોરે ટેક અવનીમાં અવતરી નીરખી બહુચર પાર ઉતારોરે; પાપી હતા તેને પાવન કીધા, નામ લેતાં આધારોરે મુજરો. ૧ સનખલપુરમાં તું છે સાચી, ખાબોચીયામાં નાહોરે; કહે ભટ વલ્લભ અણુસમજી મા, પલકમાં પારઉતારોરે મુજરો લેજો માજી ૨

## સલખનપુર ગામનો ગરબો.

સલખનપુર ગામની શેરીયો, તેતો મુને જોવાની ખાંત ગલી ગલી ફે-રૂ ફેરીયો, નીરખુ અવનવી ભાત. સલ. ૧ મોટા મંદીરને માળીયાં ઉ-ચા સ્વર્ગ આવાસ, ગોખ છજાને જાળીયાં, ઓપે અતી ઉજાશ. સલ ૨. વરણ ચાર વાસો વસે, બીજી એને બાર, દાન દયા કાયા કસે પાળે કુળ આચાર. સલ. ૩ પરથમ પોળે પેસતાં પુરવ દશાની પાસ દો-શી દુકાને બેસતા દીસે લીલ વિલાશ. સલ. ૪ આંગી અધકા મુલની ઓઢણી લાલ ગુલાલ કસબ કોર મોહોળ તુલ્યની ઝળકે ઝાક ઝમાળ સલ. ૫ ચીર સુંદરીને ઘાટડી, સાળુ કસબી સોહાય; ભરી ભરી બેઠા હાટડી, સરવે શેવક વસાય. સલ. ૬ ઉત્તર દશાની ઓળમાં, ઓળા ઓળે હાટ, બાંધી બધ મધ્ય પોળમાં લખપતિ ગાંધી રહે પાટ. સલ ૭ શ્રીફળ સુંદર સાકરો, ખાંડ ગોળ મદસાર; પંચામ્રત ઢગલા કશા ભ-રીયો બધ બજાર. સલ. ૮ એળચી લવંગ સોપારીયો, તજ ઉત્તમ ફૂળ જાય; મા માટે નરનારીયો, લઇ લઇ પંથ પળાય. સલ. ૯ દક્ષણ દરવાજા ભણી, સામા સોનીડાના હાટ. બેઠા તે બધા બની ઠણી, શીર કેસરને આડ. સલ. ૧૦ નીત્ય નીત્ય ઘાટ નવા ઘડે, બધા સોનાના સાફ

મણી માણુક જડીયા જડે, વિવિધ વિચિત્ર બનાવ. સલ. ૧૧ આભુ-ષણુ જેને જેવા ઘડીયા ઘાટસુ ઘાટ, શેવક દેખીને અવનવા, લે બહુ-ચરને માટ. સલ. ૧૨ પશ્ચિમ દિશાયે પેશીયે, પાસે પાસે છે પોળ; ડા ભાતે જમણી દેખીયે, સામી સરૈયા ઓળ સલ. ૧૩ કુમકુમ કેસર સુખડી વાતી અગર કપુર, પાસે હુકા હુકડે મધ્યમાડો શીંદુર. સલ. ૧૪ ચુવા અત્તર છે અરગચો, નાહુ તેલ બરાસ, અબિલ ગુલાલ માંહે અરગચો, લે બહુચરના દાસ સલ. ૧૫ ચાચર બેઠાં ચોકમાં, માળી બધ ભરાઇ, સદા ખુસી રહે શોખમાં, મનમાં કરે હકરાઈ. સલ. ૧૬ જાઇ જુઇ ને માલતી. મોગરો બેકે બરાસ, મોગરો ચંપક માલતી. ભરી કેવડીયે છાબ. સલ. ૧૭ સુમન મોહે સોહાવતાં, ગુણુ શું ગુંથે છે હાર; શેવક સરવે વસાવતા, બહુચરનો શણુગાર. સલ. ૧૮ સોડે સુખડીયા રહે, વશીયાં સરવેસમાઇ, લાખો પત્ય સહુ કો લહે મોહો આગળ મીઠાઇ. સલ ૧૯ જોતાં છે ભાગે ભુખડી જન સહુ આવ્યાછે જાત્ર સાતે ભાતની સુખડી; ભરી બેઠાછે પાસ સલ ૨૦ ખાસ ખી-લોણા ખાંડલા, નીરખી માને મંન; ભોજન ભરી ભરી ભાવતાં, લે શે-વક રાજંન સલ. ૨૧ પાસે તે બીડા પાંનના, બેઠા બધે જોય; તં-બોળીછે મનમા, નજરે નાવે કોય. સલ. ૨૨ કાથો કેવડીયો કરચો ચુનો ચગકે સપેત; સોપારી સરસો ભરયો, બેકે બરાસ સમેત, સલ. ૨૩ પાકાં પાંન પ્રમાણીયે, સરવે મશાલો ખાસ; શેવક લેતાં જાણીયે બહુચરનો મુખવાસ, સલ. ૨૪ મધ્ય માતા રહે માનમાં મદમદ મેવા ફરાંસ; રાગ રંગ રસ તાનમાં. શોખી જનને શોખ. સલ. ૨૫ દ્રાખ ચારોળી બદામશું; પસ્તાં પાસે અખોડ; અવર ન જાણું ન.મશું, ભરી મેવે કથરોટ. સલ. ૨૬ મધ્યે બજારે મરડીયા, બેઠુ બધ્ય માજંન જુગમાં ન મળે જોડીયા, આજ એવા રાજન સલ. ૨૭ ચતુર રંગ ચગકે ચુડીલા, બાળા બાલ પ્રમાણે; રાતા રંગે અતી ચુડીલા, અશાં કરૂં વખાંણ. સલ. ૨૮ નોતમ નંગ બનાવતાં, ગોરા ગજના દંત શે-વક લેવા આવતા, મહોરે જાતા વંત. સલ. ૨૯ ભાગોળે ભેળાં થયાં નર નારી સહુ સાથ; ચાચર બહુચરને ગયાં, બધ્ય પુજ્યપો હાથ. સલ. ૩૦ પહેલે ચાચર પુજતાં, પુરવ મહોલ પળાય; કોકીલા કંઠે ગુણુ જતાં, ગુણુ નીધ ગરબો ગાય. સલ. ૩૧ વાજા વિવિધ વજાડતાં, છંદે છંદે છોળ, ભક્ત મળે મન લાડતાં, મળીયાં માને મહેલ. સલ. ૩૨ ગોખ જોખ મા જોઇને, પેહેલે પખાલ્યા ચર્ણ; મન સહુનું

રહ્યું મેલિને ઉભી હરાડે વર્ણુ. સલ. ૩૩ કુમ કુમ લાલ કરાવીયાં, અવર રૂપાના વરગ; આંગી અંગ ચડાવીયાં, ઓઢની મુલ સરસ. સલ. ૩૪ પુન્નપો બધ્ય પ્રેમશું, લાવ્યા સંગ સમસ્ત; નવ દિન નિત્ય નિત્ય નેમસુ, સર્વે સમર્પે વસ્ત્ર સલ. ૩૫ બ્રાહ્મણ ભોજન કરતા, દ્વિજને દિધ દક્ષણાય; ગુણ ગાતાં ગવડાવતાં, કેમે ત્રપ ન થાય. સલ. ૩૬ દસમે દિને દેવી દેવી થકી, મળીયાં માગી વિદાય, સહુ કહે કોણ કહે થકી, બહુચરીનો મહિમાય. સલ. ૩૭ દેવ દેવી દુનીયાં કહે, સુખ લેવાને સંસાર, બરદે બહુચર બરદે લહે, નોધારની આધાર સલ. ૩૮ મંદિર આવ્યા માલતા નર નારી વૃદ્ધ બાલ, શત્રુ તણે ઉર સાલતા, સુખમાં કાપેકાળ. સલ. ૩૯ ગરબો સલખનપુર ગામનો ગાશે જે નર નાર; પરતો માતા નામનો પામે પદારથ ચાર. સલ. ૪૦ જીવે સર્જ ગુણ ગાઇને, તે જન જાણે જાત, વલ્લભ ધોળાભાઇને બહુચર માત વસાત વલ. ૩૧

## મા મંદિર આવ્યાં તેનો ગરબો.

સલખનપુર સોહામણું મા મંદિર આવ્યાં, બહુચર લીલ વિલાશરે મા મંદીર આવ્યા. સુભ ગોખને બાંમણે મા મં. ઝળહળ જોત પ્રકાશરે મા મં. મુહુર્ત વિના મહિમા અધીક મા મં. ગોખ જોખ નિજ ધામરે મા મં. પ્રત્યક્ષ જોતાં અધીક મા મં. દેવ દૈત વિશરાં મરે મા મં. ૨ અકળ ચરિત્ર કળે ન કો મા મં. અગમ અભેદ અછેદરે મા મં. તુજ વિના અવર મલે ન કો મા મં. વાંણી વખાણે વેદરે મા મં. ૩ કીપા કરી કળી કાળે મા મં. કર્યા ભક્તનાં કાજરે મા મં. નીજ જનને પ્રતિપાળકા મા મં કયાં પ્રગટયાં બહુચર આજરે મા મં. ૪ પશુ પંખી નરનારરે મા મં. કરી કર્મ નિસ્તારરે મા મં. કંઈ તાર્યા અનુહારરે મા મં. અગણીત ગુણ વિસ્તારરે મા મં.તપ પ્રથમ કટકપુર કાળી મા મં. સોળંકી રાજનરે મા મં. આશ્રયે કરી અમરાપુરી મા મ. સુખા પ્રજાને પ્રધાનરે મા મં ૨ શિશુ એક વર્ષ બારના મા મં. પશુ ચરાવ વંનરે મા મં. તાંદુર લહરે બાળતા. મા મં. બેઠા સહુ આસંનરે મા મં. ૭ એક કહે અવટાશીયે મા મં પ્રગટ કરીને પાત્રરે મા મં. બહુચરને આરોગાવીયે મા મં. આજ માડીયે જાત્રરે મા મં. ૮ ગોખ ખણ્યો માટી ખણી મા મં. વ્રક્ષ વરખડીને થડેરે મામં. ઉભા સહુ પાયે પડી મા મં. કર કર વરખડી છેડરે મા મં. ૯ એક કહે કૃપા આજરે મા મં. કરે કુમાર વિચારરે મા મં. એક પાત્રને આડરે

મા મ. કરે નૈવેદ ન પારરે મા મં. ૧૦ એકે સંભાળી કુલડી મા મં. ધર્યોધુન્જે હાથરે મા મં. કર ગ્રહી કાડી કુલડી મા મં. હર્યા શિશુ સહુ સાથરે મા મં ૧૧ એકે કહાડી તે અરી કરી મા મં. તાંદુળ ભરીયું અંતરે મા મં. એકે ચુલ્ય ખણી ધરી મા મ. કીધો હુતાશનરે મા મં. ૧૨ તાંદુળપક ઉતારીયા મામં. કરી કુલડી થાળરે મા મં. શેશ હાથમાં સારીયા મા મં. ઉભા સહુ ગોવાળરે મા મં. ૧૩ મહિષ એક જઇ લાવીયા મા મં. ગ્રહી કરણે હાથરે મા મં. એક છડીયે ચડાવીયો મા મં. પડ્યું શિશ ભુમી માંહિરે મામં. ૧૪ સખાયે સર્વ ક્રિડા તજી મા મં. ચકીત થઇ ગયાં બાળરે મા મં. એ. વે કોઇયે સેન્યા સજી મા મં. પંથ પડ્યાં મહિપાળરે મા મં. ૧૫ દેખી દુર બધા શિશુ ગયા મા મં. રાયછે તેણે ઠામરે મા મં. જુવે તો ભોમ પડયો પશુ મા મં. મહિષ હણ્યો શે કામરે મા મં. ૧૬ પુછી રાય પ્રજા પ્રતે મા મં. કને નથી તરવારરે મા મં. મહિષ હણ્યા કેવી ગતે મા મં. કહો મુજ સર્વ પ્રકારરે મા મં. ૧૭ રાય સાંનિધ્ય કહે બાળકાં મા મં. અમ કુળ દેવ્યા એહરે મા મં. બહુચર સહુ પ્રતીપાળકા મા મં. થાપ્યો છે ગોખ હમેશરે મા મં. ૧૮ મહિષ હણ્યો સોટિવડે મા મં. કુલડી એક નૈવેદરે મા મં. રાય રૂદે ગોડ- વણ ધડી મા મં. ભુર વિચારે છે ભેદરે મા મં. ૧૯ નરપતી નમિ કરે વિનતી મા મં. અમો પળુછુ પરદેશરે મા મં. તોયે બહુચર મા મોટી મામં. સૈન્ય હ્યો સરવે શેશરે મા મં. ૨૦ બાળક કેહે સહુ લીજીયે મા મં. બહુચરનો પરસાદરે મા મં. પ્રાણિ માત્રને દીજીયે મા મં. ધરે ન કો વિશ્વાસરે મા મં. ૨૧ કુલડીયેથી તાંદુર લઇ મા મં. ભરિ ભરિ હાથે હાથરે મા મં. કો નવ લે કશી કલા મા મં. ત્રપ્ત થયો સહુ સાથરે મા મં. ૨૨ કટક કુલડીયે જમાડિયું મા મં. નિરમુખ રહ્યું નહી કોઇરે મા મં. બાળકને બાળા ગમ્યું મા મં. વિ- કળ થયું દલ જોઇરે મા મં. ૨૩ શેન્ય સહિત શિખરાય થયો મા મં. પળ્યો પંથ તે નામરે મા મં. વિજય કરી નગરે ગયો મા મં. થયાં સિદ્ધ સહુ કામરે મા મં. ૨૪ આવ્યો અસુર પારા ભણી મા મં. ભક્ષકર્યો ગ્રગડો હણી મા મં. કહે બહુચરી ગઇ કહી મા મં. ધા- રી ધર્મ વિરોધરે મા મં. ૨૫ મહત મુલ્યતો બહુ નહી મા મં. અભિમાને થયો અંધરે મા મં. કહે બહુચરી ગઇ કહી મા મં. મુઢ બોલ્યો મતી મંદરે મા મં. ૨૬ ગ્રગ ભક્ષ કરી ભુમિયે પાડયો મા મ. કહ્યું જાસુ પરભાતરે મા મં. આવી અંધ અહિયાં ચડયો મા મં.

રહિ પાછલી રાતરે મા મં. ૨૭ સર્વે પ્રગડે સબ્દ સુણાવિયો મા મં. અન્યો અન્ય ઉચારરે મા મં. ઉપર વિાધને આવિયો મા મં બહુ-ચરી ક્યાં ગઇ તુ આ વારરે મા મં. મુઓ મરઘડો થયો જીવતો મા મં. ક્ષણુ ન લાગી વારરે મા મં. ૨૮ લહ્યું ન કોઇયે ક્યાં હતો મા મં. તતક્ષણુ આવ્યો બહારરે મા મં. ૨૯ ચાચર માંહે પ્રગડો વસ્યો મા મં. સનમુખ ગોખ સોહાયરે મા મં. અસુરે આપ પરતો લહ્યો મા મં. પાપી પળ્યો પડિ પાયરે મા મં. ૩૦ બહ્લ ભાટ કુળી અ-વતર્યો મા મં. મુન્ય રહ્યા વર્ષ તેરરે મા મં. મા સંગે ડેરે રહ્યા મા મં. કવિ કર્યો કુબેરરે મા મં. ૩૧ નગર નેણુ અનોપથી મા મં. નારસિંગ અભિધાનરે મા મં. લક્ષ ગમે લખમી હતી મા મં. ઉદર નહિ સંતાપરે મા મં. ૩૨ ફેર ધરણીયે ઠેકિયો મા મં. ચેતો ચીત આદિશરે મા મં. રાયને અવિલે કિયું મા મં. ઉપારસું અતિ ઇશરે મા મં. ૩૩ તેડયાં વિપ્ર વશ બહુ મા મં. પરશન થઈ પરતક્ષરે મા નં. પ્રિત કરી પુજા સહુ કરે મા મં. કર્યા પાર્થિવ લક્ષરે મા મં. ૩૪ લક્ષ પુજા વિતી ગઇ મા મં. હવે યજ્ઞનો આરંભરે મા મં. હવન હોમ પુરાં થયાં મા મં. પોખ્યા બહુવિધિ બ્રમરે મા મં. ૩૫ દાન વિપ્રને દીધાં કઇ મા મં. હય ગજરથ ભંડારરે મા મ. દ્વિજ બેસે ટોળે થઇ મા મં. શિતાપતી ધન અવતારરે મા મં. ૩૬ આ-શીરવાદ દ્વિજે કર્યો મા મં. દક્ષણુ કર ગ્રહી દભંરે મા મં. વળ્યા વિ પ્ર ઘણા રહ્યા મા મં. દીવસ સાતમે ગરભરે મા મં. ૩૭ દશ મા-સે પ્રસવી સુતા મા મં. લહ્યું રાય તતકાળરે મા મં. અહિપતને આ સુતા મા મં. ટળી વાંઝીયા ગાળરે મા મં. ૩૮ માતા ખેલાવે ખાંત મા મં. કુંવર કરી ગાયરે મા મં. જનજન પ્રતે કહે કાનમાં મા મં. અનુંચર વિસમે થાયરે મા મં. ૩૯ સજન મુખ સહુએ ક-હે મા મં. પ્રિત્યે હવું ઘર સુત્રરે મા મં. ભિન ભાવ મનથી નવ ટ-ળે મા મં. શકે પુત્રિ શકે પુત્રરે મા મં. ૪૦ વસ્ત્ર આભુશણુ સુતના સજ્યાં મા મં. જામો પટકો પાઘરે મા મં. નિરખે કરીને સજ્યાં મા મં. ક્રિયો ન પામે તાગરે મા મં. ૪૧ દિન પ્રછેપ્રછી થઇ મા મં. જાણે જનીતા હર્ષરે મા મં. લહુ અવસ્થા વહી ગઇ મા મં. થયા પોતે દશ વર્ષના મા મં. ૪૨ કસન કુવર કહે માવડી મા મં. કસન કુવર કહે છે લોકરે મા મં. સુત ચડી બેસે આવડી મા મં.

નગર કહે નર કોકરે મા મં, ૪૩ સેજ કુંવર રૂદે મળે મા મં, પ્રગટી બુદ્ધિ પ્રકાશરે મા મં. કારણ કોયે નવ લહે મા મં, થાય વિશ્વ માહે હાસ્યરે મા મં. ૪૪ શોચે કુંવરી અટારીયે મા મં. જો વગોવું આપરે મા મં, તો હું મરૂ કટારીયે મા મં. ગાળ માને બાપરે મા મં, ૪૫ નર કયા કરવા માટે મા મં, મન નીરધાર્યું મેટરે મા મં, કહે કાશી જાવું ઘટે મા મં. નહિ કરજ બેઠું બેટરે મા મં ૪૬ કરવત કાશીમાં ધરૂ મા મં. ધરૂ ગોમતી માંહેરે મા મં. તેમ કાયા નરતી કરૂ મા મં. અવર નહિ ઉપાયરે મા મં. ૪૭ બુદ્ધ બળી છે બાળા વિશે મારાં. કહે કોને નવ રાતરે મા મં. જાવું કો રખે દેખતાં મા મં. નવ લહુ માને બાપરે મા મં. ૪૮ શ્રાવણ સુદી સપ્તમી મા મં. પુષ્ય નક્ષત્ર ગુરૂવારરે મા મં. જેને દિન સુધીની ગમી મા મં. હવે જાવું નિરધારરે મા મં. ૪૯ ગદાધરને સમરી તહાં મા મં. દાખુ દાગ સુદાયરે મા મં. સજયા વસ્ત્ર ક્ષણુ માત્રમાં મા મં. ઉંડાં આણે નિશાયરે મા મં. ૫૦ સજ થઈ મંદિરથી પળી મા મં. ભાગે ઉમાડયા બારરે મા મં. હયશાળા નિરખી વળી મા મં. વળી હણે સોય અપાર મા મં. ૫૧ અશ્વ અશ્વની મોળામી મા મં. કરવો કાકડો સારરે મા મં. ન સિધિ સાંકડો સંગરે મા મં. મનનું કર્યો વિચારરે મા મં. ૫૨ આદ્ય વિષ્નુ એજ આચરી મા મં. થઈ અશ્વની અસવારરે મા મં. પરવરી જેમ જારે પડી મા મં. પોઢયા સહુ પ્રતિહારરે મા મં. ૫૩ નગર વિશેથી નીસરી મા મં. તજ્યાં તન આયુસ્વરે મા મં. રૂદે દેવનું ચિંતન કર્યું મા મં. દેવુ દેહને દુઃખરે મા મં. ૫૪ પુરૂષપણાને પરહરી મા મં. પશ્ચિમે કર્યું પ્રયાણરે મા મં. દ્વારામતી નીરખુ હરી મા મં. કહાવે પુરૂષ પુરાણરે મા મં. ૫૫ નીરખે થૈ ગૈ મારગે મા મં પહોતી ઉદયા ભાણરે મા મં. લહ્યું નકો વહાણે લગે મા મં. થયુ સહવારે જાણરે મા મં. ૫૬ રાય રાણી સેજા નથી મા મં. બેઠા પટ પરસાળરે મા મં. કુંવર હજી ઉઠી નથી મા મં. કહ્યું શરવે પાળરે મા મં. ૫૭ સુણી વચન સન્ય ધશી મા મં. કરવા લાગ્યા બાળરે મા મં. સેજ સુની જોઇ ખરી મા મં. પડી ઉદરમાં ફાળરે મા મં. ૫૮ દાસ દાશી દોડાદોડ સૈ મા મં. ખોળે સરવે અસવારરે મા મં. ઉપર મહેલથી કયાં વશા મા મં કરી ખબર બધ વાસરે મા મં. ૫૯ રાણી રડે રંગ મહેલમાં મા મં.

બોમ પછાડે શીશરે મા મં. તીકમ ચુપચા ટેલમાં મા મં. તોરૂઠયા જગદીશરે મા મં. ૬૦ નારી કહે સરવે નારને મા મં. કરો કાંઇ મન સંતાપરે મા મં. ઉમાપતી સંભાળરે મા મં. કાંકરો કલપાંતરે મા મં. ૬૧ લખ્યો લેખ મટે મા મં. પુત્રી તણા તે પાપરે મા મં. ૬૨ ઇશ્વરે મોટી આપદા મા મં. ટળ્યો જગત અભી શ્રાપરે મા મં ઇ-રાયે રાણી પ્રીછનીરે મા મં. વાળ્યો સંતોપરે મા મં. સમજ્યા બે અન્યો અન્યરે મા મં. પુત્રી ગઇ પર ભોમરે મા મં. ૬૩ પશ્ચમ પંથ પુત્રી પળી મા મં. પ્રબળ જાણી વેગરે મા મં. પલકએકે ડગ ુરે મા મં. વાધાં વાયું વેગરે મા મં. ૬૪ વીશમ વાટે બો ઘણો મા મં. ગીરી ગહ્વર પુઠરે મા મં. માયે શબ્દ સુણી સીંહ તણો મા મં. સુન્ય થઇ દીગમુઢરે મા મં. ૬૫ વાઘને વછ રૂઆ મળે મા મં. ભરે ચોદશ ફાળરે મા મં. ૭૫ કશ્ન કુંવરી પંથે પળે મા મં. સમરે શ્રી ગોપાળરે મા મં. ૬૬ વરસ વન વાટે વિત્યુ મા મં. વિકટ વાટછે ઉજડરે મા મં. કશ્ન કુંવરી પોતી નીકટ મા મં. જ્યાં મધ ચૌવાળરે મા મં. ૬૭ પંથી એક મળ્યા મારગે મા મં. દીઠી માની છાપરે મા મં. કુંવરી પળી પારા લગે મા મં. છે બહુચર આપો આપરે મા મં. ૬૮ માનસરોવર માતુનુ મા મં. મન ક્રમ વચને નાહ્યરે મા મં. વામે જન જમ જાતનુ મા મં. ત્યાં ઉઠીને જાયરે મા મં. ૬૯ સુ-ણતામાં તતખેવ કુંવરરે મા મં. ગઈ પંથી સંગાથરે મા મં. અરથ સરે જો અહી થકી મા મં. એવું દ્વારકા નાથરે મા મં. ૮૯ વાધ્યા પંથી પુઠે વહી મા મં. ગઇ માનસરોવર સંગરે મા મં જેમ રહે બાંધી મુઠી મા મં. લેહે ન કો એ અંગરે મા મં. ૭૧ તે જળથી ટપ ઉતરી મા મં. તજ્ન વસ્ત્ર તતકાળરે મા મં. નાહાવા મતદ્રષ્ટી ખરી મા મં. મનમાં વિચારે બાળરે મા મં. ૭૨ મને સંગાથે માનની મા મં. રાખે દલથી દાયરે મા મં. સાચી કહે હુ સ્વામની મા મં. અશ્વની અશ્વજ થાયરે મા મં. ૭૩ બહુચર એ અહીયા ખરી મા મં. તો હું નાહાવું કાયરે મા મં. ઘોડી તે જળમાં ધરી મા મં. પાર-ખુ જોવા જાયરે મા મં. ૭૪ આજોટી અવની વિખે મા મં. અશ્વની તેણે ઠામરે મા મં. ઘોડીનો ઘોડો થયો મા મં. ઉઠીએ ઉતમ કામરે મા મં. ૭૫ પીઠ પરતક્ષ દીઠી રૂદે મા મં. પો-તી મનની હામરે મા મં; નહાતા નીર હઇયા સુધે મા મં, પોચો મનોરથ કાયરે મા મં. ૭૬ નારી થઇ ઉઠયો નાવલો મારી બહુચર

ને પરસાયરે મા મં; પુરૂષ તન પામ્યો ભલો મા મં, કૃપા કરો મં'મા- યરે મા મં. ૭૭ પ્રથવીને પાયે પડયો મા મ, થયો અશ્વ અસવારરે મા મં; આવીને મંદિરે અડયો મા મં, મળ્યો બહુ પરીવારરે મા મં. ૭૮ મુકતા વધાવે માવડી મા મં, હરખ્યાં સહુજન સાથરે મા મં; પિતા આપે પ્રત્યક્ષ ગાવડી મા મં. બ્રહ્મ ભાટને હાથરે મા મં. ૭૯ માત તાત કહે મુખ મા મં, જાતું સઘળે ઇશરે મા મં; પુજાઓ અહી સુખથી મા મં, જોડયા ઘરના રથરે મા મં; ૮૦ મંડપે આ- વ્યા માહાલતાં મા મ, હૃદયે ધરીને હરખરે મા મં; તાલ મૃદંગ વ- જાડતાં મા મં, ગાયે ગીત ગુણી લક્ષરે મા મં. ૮૧ આથ સ્થાનકે આવી ભલી મા મં, જહાં વસેછે બહુચર બાળારે મા મં; પુરૂષારણ લેવા વળી મા મં, વશી ચોક સુંવાળરે મા મં. ૮૨ પુજાકીધી પ્રેમે થી મા મં, હોમ હવન બહુ થાયરે મા મં; બ્રહ્મ ભોજન કરવા ભા- વથી મા મં, ખરચેબહુ ધન રાયરે મા મં. ૮૩ ઓવારણાં લે અ- તી ઘણાં માન, પાય પડીને જાયરે મા મં; દેવી માહે મથી મણા મા મં, દેવી દેવી કહેવાયરે મા મં. ૮૪ નવ ખંડમાં નામને મા મં, ચાલીછે વિક્ષાતરે મા મં; શેવકને પ્રતિપાળરે મા મં મનવંછિતદે મા- તરે મા મં. ૮૫ દિલ્લિપત આવ્યો દેખવા મા મં; પ્રત્યક્ષ પારખુ પ્ર- ઉઢરે મા મં; કુદૃષ્ટે જાય દેખવા મા મં, મંદમતી થયો મુંઢરે મા મં. ૮૬ માજી કોપ્યાં કોપથી મા મં, ઉદયા તમારા કોડરે મા મં; બહુ- ચર માના પ્રતાપથી મા મં, શયને નિકળ્યો કોડરે મા મં. ૮૭ વે- ગમાં વ્યાપી વેદના મા મં, ગરભ ધાલવા સારરે મા મં; ઉદરમાં કરે ખેદના મા મં, એમ જાણે નિરધારરે મા મં. ૮૮ પુરપતી પાયે પ- ડી મા મં, ધરે બહુચરનું ધ્યાનરે મા મં; આ પ્રતીતો અહીંયાંજડી મા મં, મુકયું મે અભિમાનરે મા મં. ૮૯ પાયે પડીને પરવર્યો મા મં. જાય પોતાને ઘેરરે મા મં. દેવિ દીલમાં નિસ્ચે કરે માગ કરૂ શેવકને મેહેરરે મા મં. ૯૦ વાંઝ બંધાવે પારણાં મા મં. દિધાં વસાવે બા- રરે મા મં; બોલ બોબડા ઉચરણા મા મં, ચાલે ખોડા સારરે મા મં. ૯૧ આંખે દેખે આંધળા મા મં, બેરા સાંભળે કાનરે મા મં; માતા હોયે જે માલા મા મં, તે જીવે નીરવાણુરે મા મં. ૯૨ શેવ- કની પ્રતી પાલવા મા મં, એડી એહ મેરાણુરે મા મં; અતિ અભે- પદ આપીયાં મા મં, ઉધાર રાખ્યા પ્રાણુરે મા મં. ૯૩ બ્રહ્માભુલ્યા ભેદમાં મા મં, શિવ નવ પામે પારરે મા મં; વિસ્નુ વખાણે વેદમાં

મા મં, નારદ નાચે સારરે મા. મ. ૯૪ ક્રોડ તેતરીસે ત્યાં નમ્યા મા. મં. બ્રહ્મ ભુલ્યા ભુપાળરે મા મં, ઇંદ્ર ગાય છે ગાનમાં મા મં. દેવ સકળ દીગપાળરે, મા મં. ૯૫ ઉત્પત કીધી આઇએ મા મં, જાણે જે નિજ જનરે મા મં, બહુચરીના ગુણ ગાઇએ મા માને સહુનું મનરે મા મં. ૯૬ ગરબો ગાય જે સાંભળે મા મં. તેની માજી પુરે આશરે મા મં. બહુચરમા સફળે ફળે મા મં. પામે વઇકુંઠ વાસરે મા મ. ૯૭ કરજોડી કહુ કરગરી મા મં. લાગુ તમારે પાય મા મં. સાર કરો સંનખલપુરી મા મં. ધોદરેશણ દાતારરે મા મં. ૯૮ બુદ્ધિ આપે બહુચરી મા મં. મુંઢ કવીના થાયરે મા મં. તુજ પ્રતાપે કહું વળી મા મં. દુરમતી સઘળી જાયરે મા મં. ૯૯ કરણા નિધ કરૂણા કરી મા મં. માયા કરો મુજ માતરે મા મં. લાગુ પાય લળી લળી મા મં. તું મોરી દાતારરે મા મં. ૧૦૦ બહુચરમા કૃપાવંતી મા મં. સાર્યાં શેવકના કાજરે મા મં. વલ્લભ જન કરે વિનતી મા મં, નવખંડે ચાલ્યું નામરે મા મં. ૧૦૧

## નવરાત્રીનો ગરબો.

મારી બહુચર બાઇરે, એક દીન આઇજી આનંદમાંરે; મારી બહુચર બાઇરે, બહુચર બહુ સુખ કંદમાંરે. મારી. ૧ એહાં ત્યાં હાશ વિલાશમાંરે, મા ઉપન્યું આસો માસમાંરે, મારી. ૨ ત્રણસેને સાઠ દીન વરસનારે, મારી. નોરતાંના નવ દીન હરશનારે મારી. ૩ મારી બહુચરાએ એમ ધારીયુંરે, મારી. વ્રત કરૂં એમ વિચારીયુંરે, મારી ૪ પ્રતીપદા આસો માસનીરે, મારી. ઉઠી વળ્યાં શીરોમણીરે. મારી ૫ પર પંક સુકવા પરવરયાંરે. મારી. લડસડતા ડગલાં ભર્યાંરે. મારી ૬ સખી સકળ આવી મળ્યાંરે, મારી. નિત્ય નિમ કરવા પળ્યાંરે, મારી ૭ નિત્ય નીમ સઘળાં થયાંરે, મારી. મારજન કરવાને ગયારે. મારી ૮ મારજન કરીને આવિયાંરે, મારી. વસ્ત્ર આભુષણ મગાવીયાંરે. મારી.૯ જડયાં જડાબજાલ જુલનારે, મારી. અમર અધિક અમુલનાંરે મારી ૧૦ વસ્ત્ર આભુષણ ધારીયાંરે, મારી. નઇણે તે કાજળ સારીયાંરે, મારી. ૧૧ કેસરની આડ કપોળશુંરે, મારી. કુમકુમનું બીંદુ ગોળશુંરે મારી. ૧૨ સુધા પીધાં તે કલોલમાંરે, મારી. મુખડાં ભર્યા તે તંબોળશુંરે, મારી. ૧૩ બરદે બોલ્યાંતે બાળી બહુચરીરે, મારી. સખીપ્રત્યે એમ ઓચરીરે. મારી. ૧૪ હું નવરાત્રી વ્રત એ કરૂરે, મારી. ખાંતે થઇ છે કહું ખરૂરે. મારી. ૧૫ કર જોડીને કહે કીંકરીરે, મારી. આઇજીએ ભલી ઇછા કરીરે. મારી. ૧૬ જે જોઇએ

તે મગાવિએરે, મારી અદભુત આઘ રંગ ઘાલીયેરે મારી. ૧૭ પ્રથમ પુજાપો આણિયોરે, થારી જે પગ પુરવે પ્રમાણિયોરે મારી. ૧૮ મોહોલેથી મંડપે ગયાંરે, મારી. કુંભ તે સ્થાપને થયાંરે. મારી. ૧૯ માયે મુનીને તેડાવિયારે, મારી. સહસ્ત્ર અઠયાશી આવિઆરે મારી. ૨૦ અવિલોક્યાં આવી આઇનેરે. મારી. પ્રણુમ્યા શ્રી બહુચરી બાઇનેરે, મારી. ૨૧ વિપ્ર વદે માતા શું કહોરે, મારી. આઇકહે દીન દસ અહિં રહોરે, મારી. ૨૨ હું નવરાત્રી કરૂ નિત્યશુંરે મારી. પાઠ કરો નિત્ય તમે પ્રેમશુંરે મારી. ૨૩ માતા વાત કહી થઇ કામમાંરે મારી. રૂપી થયાં આરામમાંરે મારી. ૨૪ બ્રહ્મભોજન કરયાં ભાવતાંરે, મારી. વાડવને લાડ લડાવતાંરે. મારી. ૨૫ કહે બ્રામણ ભાગ્ય આપણાંરે, મારી. જપ તપ વ્રત સફળે ફળ્યાંરે. મારી. ૨૬ દેહ દમતાં જે કારેણેરે, મારી. તે જોઇ જોઇ જઇશું વારણેરે. મારી. ૨૭ સુણી વચન ત્રિપુરી તણાંરે, મારી. આસન કીધાં આપ આપણાંરે. મારી. ૨૮ મહુરત જોઇને મુની વળ્યારે મારી. તપશી ટોળે થઇને પળ્યારે. મારી. ૨૯ દેવી વેદ વેળા થઇરે, મારી. સખી સામગ્રી લઇને ગઇરે. મારી. ૩૦ આસન કીધું તે કુંભનુંરે, મારી. અંથીકા મંગાવિ મુની જનેરે. મારી. ૩૧ જવના જવેરા વાવિયારે, મારી. માહે ગંગા જળે સીંચાવીયારે, મારી. ૩૨ હીમનો કળશ હિરે જડયોરે, મારી. વિશ્વકરમાયે હાથે ઘડયોરે, મારી. ૩૩ નીરમળ નીર ભરાવ્યુંરે, મારી. શ્રીફળ શીશ ધરાવિયુંરે. મારી. ૩૪ કુંભ ગ્રહ્યો કરે જળશુંરે, મારી. મુદ્રા પણ મધે રત્નશુંરે. મારી. ૩૫ શિવ બ્રહ્મની શામનીરે, મારી. આસને બેઠા અભીમાનીરે. મારી. ૩૬ કર ઉપર કુંભ રાખીયોરે, મારી. મહા મુનીએ મંત્ર ભાખીયોરે, મારી. ૩૭ અંતરઇછા આઇ આપનારે, મારી. પેહેલે પોહોરેકરી થાપનારે, મારી. ૩૮ હેઠે ધર્યો કુંભ હસ્તનારે, મારી. માળ બંધાવી મસ્તકેરે. મારી. ૩૯ હળવે થકી આઇ ઇશ્વરીરે, મારી. પ્રેમે પુજે જગદીશ્વરીરે. મારી ૪૦ અર્ધપાઘ પેહેલાં કરયાંરે, મારી. ચંદન કુમ કુમ શુંભરયાંરે. મારી ૪૧ અબીલ ગુલાલ કડાવીયાંરે. મારી. સુંદર સહિત ચડાવિયાંરે. મારી. ૪૨ પુષ્પ સમગ્ર સમરપિયાંરે, મારી. સાતફળ સાથે અરપિયાંરે. મારી. ૪૩ ધુપ દીપ ફળ ધારતીરે, મારી. કરી કપુરની આરતીરે. મારી. ૪૪ નવાં નવાં નઇવેદ ધરીરે, મારી પંચ આરતી પછે કરીરે. મારી. ૪૫ પુંજી પધારયાં મરવણીરે. મારી. પુરપ વધાવ્યાં વરવણીરે મારી. ૪૬ મહામુની સઉકો વસેરે, મારી. પુજા કરાવી લોમશેરે. મારી. ૪૭

ચાચર ચાલ્યાં ચાહિનેરે, મારી. ડાક પોતે કર્યો ડાહીનેરે, મારી. ૪૮ ગરબો ગાયો સખી સંગમાંરે, મારી. સાત રાત્ય માત માતંગનોરે. મારી. ૪૯ અષ્ટમી ગમીને કીધાં જગનમાંરે, મારી. આયુધ આપ્યાં તે મહા યગનમાંરે. મારી. ૫૦ નવ દીન ખેલ નવનવાંરે, મારી બહુચર ચાચરમાં, હવાંરે. હમારી. ૫૧ દશમેતે દીન કરી પારણેરે મારી. ખેચર મોકલ્યા ને કારણેરે. મારી. ૫૨ રૂશી સકળ બોલાવિયારે મારી. જોગી સંતોષીને આવીયારે. મારી. ૫૩ ચોસઠ માને તેડાવિયારે, મારી. અંબા સહિત બધાં આવીયારે. મારી. ૫૪ આવેતે તેડયાં આઇનેરે. મારી. મંડપમાં બેઠાં ભરાઇનેરે, મારી. ૫૫ પ્રથમ પુજા કરી પ્રેમ શું રે. મારી. આઈ આરોગ્યાં નેમશુંરે. મારી. ૫૬ ભોજન મગાવ્યાં ભાવતાંરે, મારી. બહુચર બેઠાં મધે આવતાંરે. મારી. ૫૭ જનુની જમીને કરે રંગીરે, મારી. શક્તિ સઘળી ટોળે મળીરે, મારી. ૫૮ શોભા જોઇને શું સંભારિયેરે, મારી. કોટીક કામ શુર વારીએરે, મારી. ૫૯ ભોજન લઇને ભવાનીઓરે, મારી. માય મધ્ય જમે મેહેરબાની-ઓરે. મારી. ૬૦ ખાનપાન કરિ પરીધામશુંરે, મારી. સખી સહુ સનમાનશુંરે. મારી. ૬૧ ગાઇ વાઈ ડાહી ધાઇ જોખમાંરે, મારી. બહુચર બેઠાં જઇ ગોખમાંરે, મારી. ૬૨ આસન બેસી આઇજી ભણેરે, મારી. એ ગરબો આદરે ઘણેરે. મારી. ૬૩ મા ગવરાવે કોકનેરે મારી. જીવત જીતે ત્રયલોકનેરે. મારી. ૬૪ દશ દીન મન સાથે સાંભળેરે, મારી. રિધ સિધ નિધ આવીને મળેરે. મારી. ૬૫ આપે દારા સંતાનનેરે, મારી. અંતે પળે તે વર્ધમાનનેરે, મારી. ૬૬ એ ગરબાંને વર આપિયોરે, મારી. એમ કહીને કુંભ ઉથાપિયોરે. મારી. ૬૭ બહુચર બરદે વદે બહુરે, મારી. વેદ પુરાણ કહે સહુરે. મારી. ૬૮ માજી નરક નિવારણ નામછોરે, મારી. વલ્લભનો વિશરામ છોરે. મારી બહુચર બાઇરે. ૬૯

## ગાગરનો ગરબો.

મારી બહુચર બાઇરે. આદ્ય ઇશ્વરીને હું નમુંરે, મારી. કરાકરમ વાકુ સમુરે. ૧ મારી. આપો અવિચળ વાચકારે. મારી. વિવિધ વિવિધ વરદાયકારે. મારી. વ્યાપીક સકળ ગોખ ચાચરરે. મારી. સ્થાપિક સકળ ગોખ ચાચરેરે. ૩ મારી. સલખનપુરમાં બિરાજતીરે. મારી. સદાસેવક શીર છાજતીરે. ૪ મારી. બાળ સ્વરૂપ બાળાતણુંરે, મારી. પ્રોક્રમ પ્રૌઢ કરાંઘણુંરે. ૫ મારી. અકળ ચરિત્ર કર્યાં અવનવાંરે. મા-

રી. જે દેવ થકી તે નથી વાહકવાંરે. ૬ મારી. ગગન મંડપ કરી ગાગરીરે. મારી. સુંદર સકળ શોભા ભરીરે. ૭ મારી. આપે ભવાની ઉમંગ સુરે. મારી. રાસરમે મધ નેમસુરે. ૮ મારી નવગ્રહમાં સઉધી વડોરે. મારી. આદિત્ય અખંડ કર્યો દીવડોરે. ૯ મારી. જળહળ જોત્ય ગોળ બીંબસુરે. મારી. ઉગ્યો કળા શશિસોળશુંરે. ૧૦ મારી. કો નવ કળે માના ભેદનેરે મારી કોડીયુ કર્યું તે માએ મેદનીરે. ૧૧ મારી. વાટ કરી તે મધ્યે મેરૂનીરે. મારી. જોજન પચાસ લક્ષ ફેરનીરે. મારી. ૧૨ મારી. સાત સમુદ્ર ભર્યા ધી તણારે. મારી. એ ખેલે ખેલ બાળી બહુચરારે. ૧૩ મારી. જોતાં જુગત જુગતી મળીરે. મારી. ચોદશ ચાર સુગતાવળીરે. ૧૪ મારી. સ્થાવર જંગમ અનુરાગસુરે. મારી. તેની વાંણી બીરાજે વિભાગસુરે. ૧૫ મારી. કસ્યપની ગાદી કરીરે મારી. મહંમમાયાએ માથે ધરીરે. ૧૬ મારી. ભળી માનનીને મનલાગતીરે. મારી. ઉપર ઉઢાણી સેસ નાગનીરે. ૧૭ મારી. સકળ આકાશ વિના અણીરે. મારી. ગાગર ઉપર ધરી ઢાંકણીરે. મારી. ૧૮ તેત્રીસ ક્રોડ વિસ્મે થયારે. મારી. આપે આપ ભુલી ગયારે મારી. ૧૯ ઓચર્યા અમર એક હામથીરે મારી. ગાગરના તેજ તુલ્ય કો નથીરે. મારી. ૨૦ ત્રણ ગુણ કો ન કળે કથીરે. મારી. ગુણવંતી થઇ તે થકીરે. ૨૧ મારી. પર મનોહર દુજતીરે. મારી. સુખે તે દેવને સુઝતીરે, ૨૨ મારી. આઠે પહોર અમી ઝરેરે મારી. જગત પાન તે તે કરેરે. ૨૩ મારી. વરસે વિવિધ પ્રકારશુંરે. મારી. આપે અખંડ ચાર ધારસુરે. ૨૪ મારી. એ વ્રત જરે આડ જામનારે. મારી.. ધર્મ અર્થ મોક્ષ કામનારે. ૨૫ મારી. અતિ અદભુતજ વસ્તુ છે હતીરે મારી. પ્રગટ કરી ચારે જતીરે. ૨૬ મારી. નિરમ્યા નિગમ નીજ ધામનારે. મારી. વિશ્વ તણા વિશરામનારે. ૨૭ મારી. ત્રણ દેવ ગાગરમાં વસેરે. મારી. સદા સમીપે જોઇ ખસેરે. ૨૮ મારી. આધ વિષ્ણું વસેછે અંતરેરે. મારી. બ્રહ્મા વસેછે નીરંતરેરે. ૨૯ મારી. આધ અનાધ અલવે કરીરે મારી. ગાગર ધરે શીશ બહુચરીરે. ૩૦ મારી. અજર અમર ઇશ્વિરી વનેરે. મારી. સારાસ રમે રશાળી બનેરે. ૩૧ મારી. કરી ક્રીપા તે કુળી કાળમાંરે. મારી. બહુ બરદ બહુચરા બાળમાંરે. ૩૨ મારી. ગાગરનો ગરબો ગાય પ્રેમશુરે. મારી. તેને બહુચરા થાય બધ નેમશુંરે. ૩૩ મારી. માની માહાજન માતમેરે. મારી. તારૂં પારખું પ્રતક્ષ પુર પાતનેરે. ૩૪ મારી. દેવી દયાળ આધ અંતરેરે. માત માસ હોષ થાય સંતનેરે, ૩૫ મારી. પ્રેમ ધરીને પાયે લાગશેરે, મારી. તેની ભવની તે ભાવટ ભાંગશેરે. ૬૬

મારી. તેને ઓપમા અધિક આપુ કશીરે, મારી. વિશ્વભરી વિશ્વમાં વસીરે. ૪૭ મારી. અધમ ઓદ્ધારણ આપછોરે. મારી. મારે સહોદર મા બાપછોરે. ૩૮ મારી. જુઠી જન્મ જાણો સદારે, મારી. એવું જાણીને હરો આપદારે. ૩૯ મારી. કરગરીને કહુ કારણેરે, મારી. વલ્લભ મેવાડે આવે વારણેરે. મારી.

## શિરોમણિનો ગરબો.

શ્રી સલખનપુર સકળ શિરોમણીરે, સર્વ સંસાર તણું જે સાર. જ્યાં વસે બહુચરામા ત્રીભોવન ધણીરે; આઇજી નોધારાં આધાર. ૧ અ-કળીકળા ન કળાણી કો થકીરે, ઇશ્વરી અગમ અભેદ અછેહ; માહાત્મ મારકંડ કેહે મો થકીરે વિધવિધ વાણી વખાણે વેદ. ૨ કરૂણા કર કાહાવ્યાં કુળી કાળમાંરે, કરવા કોટી કોટી ઉપકાર, ભગવતી એ-હા ભડ ચૌંવાળમાંરે; ભરવા ભક્ત તણાં ભંડાર. ૩ નજર કરી ની-રખુ નારાયણીરે, ન ગણ્યું નાનું કીધું નાક; સહસ્ત્ર એક સ્વર્ગ તણી શોભા ધણીરે, ત્રીપુરે તતક્ષણ તાકીહાક. ૪ ગુણનિધ ગંભિર ગાજે ગોખમાંરે સહુ સેવકની કરવા સાહ્ય; નિજ જનની પત્ય રાખો જોખ-માંરે શરણ ગયાતે ઉતર્યા પાર. ૫ પ્રત્યક્ષપારો પ્રથવીમાં ખરોરેપુરૂષ પ્રેમદા પુરણ આશ, સાચે મન જે જન સેવા કરેરે; અવિચળ આપે ધરેધર વાસ. ૬ બરદે બીરાજે બળવંત બહુચરીરે, બહુ બુદ્ધવંતી બા ળેવેશ. હરીહર વિધી વરત્યાં જશ ઓચરીરે; સેવે સદાયે સુરપતિ શેષ મહાત્મ મોટુ મહી મધ્ય માતનુંરે, માત નમાને મુકી મેલ જીવણ જુગતી કરે જન જાત્યનુરે, પંથ પદારથ પામે પેહેલ. ૮ શુરપુર નર પુર નાગપુરે નહીરે નીસદીન નીત્ય પ્રત્યે નવલે રંગ, અડસઠતીરથથી અદકુ અહીરે, આવે અવલોકી અતિ ભંગ. ૯ જે ફળ જાચે જન જઈ કાથીએરે; ગયા ગદાધર પરસે થાય, તે ફળ પારા પાસે નિવાસી એરે; બરદે આપે બહુચરમાય. ૧૦ જે ફળ માધવરો કરે પ્રાગેમાગે વળી ત્રિવેણી શર્વે નાહ્ય, નાહાતાં વાવ્યકુડ અનુરાગમાંરે તે ફળ દે દેવી દાતાર. ૧૧ કાવડ વૈજનાથને અરપતારે, કંકણ જૈ પેકેરે કેદાર તે ફ-ળ ચૈતન ત્રીપુરે તરપતારે ભગવતિ બ્રાહ્મણનો અવતાર. ૧૨ જે ફળ હોએ જગત જાગે કરીરે, જપ તપ વત કીધે ફળ થાય; તે ફળ પામે ફરતાં ચચરેરે, જો નીરમળ મન ગરબો ગાય. ૧૩ જન થઇને જુગ જીતે જસ ગાઇનેરે જો જનુનીને આવ્યો પેટ, આ અવતાર ન ઓળખ્યાં આઇનેરે; જીવ્યું જાણજો દૈવની વેઠ. ૧૪ માજીએ માહા પાપી પાવન કર્યારે; પ્રગટ થઇ નવ લેતાં પુન્ય, ભક્ત થતાં ભવ ભા ગ્ય ભલાં ભલાંરે. નવનીદ્ધ આપી નવ રહી નુન્ય. ૧૫ શેવો સદાયે

માહા સુખ પામીએરે, સમરથ સલખનપુરની રાએ, દાસ થતાં દુઃખ દોહલાં વામીએરે; ભજતાં ભવની ભાવટ ભય. ૧૬ ગોખ જોખમાં જોશો જે ઘડીરે, માનસરોવરે કરજો માર્જન; પ્રણામશો પ્રેમે પાયે પડીરે; બહુચર મા દેશે દરશન. ૧૭ પર ઉપકાર કરૂણા પરમેશ્વરીરે મહીસ્થુલ માત રાખજો હામ; વાતજ વાત કરી વિશ્વેશ્વરીરે, વલ્લભ વાડવનો વિસરામ. ૧૮ શ્રી શલખનપુર શકર શિરોમણીરે.

## ભામણનો ગરબો.

બાળીરે બહુચરી આ બાઇને ભાંમણે હો બહુચર માત; માન્યુ મન ચાચર ગોખ સોહામણું. હો બહુચર માત. ટેક. કરજોડી લાગુ પાયરે; વાણી જાણી આપો મા ભુવનેશ્વરી, હો બહુચરમાતા જેમ મન નિરમળ થાયરે, બાળીરે બહુચરીયા બાઇને ભાંમણે હો બહુચર માત. ૧ બાળાપણુ ખોયું શુદ્ધ અશુદ્ધમા, હો બહુચર૦ જોબનમાં જાણી નહી જાતરે; વવરાણો વિમાસુ વિસુદ્ધમાં, હો બહુ વિખવાને વિખદીન રાતરે, બાળીરે. ૨ કુમતે કાંઇ કીધાં કામ કુપાત્રમાં, હો બહુ. કરચડી કરજો કૃપાયરે. કરૂણા કરી આપો અર્ધપળ માત્રમાં, હો બહુ. કીંકરને કરી કરૂણાયરે, બાળીરે. ૩ મે મન મનસુબો કીધો માયરે, હો બહુ. માગે માનવી જે મોક્ષરે, ચાર પદારથ આપે તાહરે, હો બહુ. અગણીત આપે એ ગોખરે, બાળીરે. ૪ માંગુમત્ય માજી-ના ગુણ ગાયરે, હો બહુ. આદ્ય શક્તિને ચાળીરે, હરીને હાથે સાહે એ વાતને, હો બહુ તો કવિતા કુળમાં કેહેવાઉરે, બાળીરે ૫ ત્રિભો-વન તારણ તુજ વિના કો નથી. હો બહુ૦ તેત્રીસક્રોડ શિરત્યાંજરે, મુ-ની મારકંડે મોહે કહ્યું કથી મુંદને હો બહુ૦ માજી તમે છો મહારાજા ધીરાજરે. બાળીરે. ૬ પુરવે પંડીત કીધા મહા મુંદને હો બહુ. તેમાટે મુજને વિશ્વાસરે કો નવ જાણે તારી ગત્ય ગુહરે. બહુ૦ અશુદ્ધની પુરજો આસરે બાળીરે. ૭ મીઠી દ્રષ્ટે મુજને નિહાળજો. હો બહુ૦ મંનની મુરખતા જાયરે, પોતાનો જાણીને પ્રતિપાળજો. હો બહુ. જ્યમ જસ જુગત ગવાયરે બાળીરે. ૮ તે માટે ત્રીપુરે તમને વિનવું. હો બહુ. તનની મમતાને કાપરે. ગુણ નિદ્ધ ગોશ કહુ હો બહુ૦ જગંત જનુની જસ આપ્યરે બાળી૦ ૯ ગરબે ગાતાં ધણીયાણી ગોખનીહો બહુ૦ અલબેલી આદેજ્ઞમરે તે રસ ગાવાને મંન ઇચ્છા થઇ હો બહુ૦ માતાજી રાખજો નામરે બાળી ૧૦ નવરાત્રી રમ્યા આસોમાં ઇશ્વરીહો બહુ. નવસત સજ્યા શણગારરે, જુગતી જોડી જોગણી-ઓ સહુ નીસરી હો બહુ. મળીછે ખટ દશ ચારરે, બાળીરે ૧૧ એકેકીએ ઝાલી આંગળી, હો બહુ. અદભુત રૂપ નિધાનરે,

માતંગી મા સનખલપુરમાં મળીહો બહુ. મન માય મોડણુ માડરે. બાળારે. ૧૨ શશિ વદની સોહીએ સકળ સાહેલીઓ, બહુ. શીખ નખ સારૂ સ્વરૂપરે, કરકર કામનીઓ કુચ નવેલીઓ, હો બહુ. એકથી એક અનુપરે, બાળીરે. ૧૩ જોગણીઓ તે જોગે મળીયાં જો ખથી હો બહુ. ભરજોબન બાળે વેશરે, બાળી બહુચરીયા આવ્યાં ઓખથીરે, હો બહુ. સજ્યા સણગાર સુદેહરે, બાળીરે. ૧૪ આભુષણ તે અંગે અંગ ભવાનીઓ હો બહુ. હીરા મણી માણેક જડાબરે કર કંકણ ચુડી તે મન માનીએ હો બહુ. વીવીધ વીચીત્ર બતાવરે, બાળીરે. ૧૫ ઉત્તમ અંબર ધયા અકેકીએ, હો બહુ. અવનાવ અમુલ્યરે. બીજાં બદલ્યાં મા બહુચર માઈએ, હો બહુ. ત્રીભોવન નાવે તુલ્યરે, બાળીરે. ૧૬ આંગી અંગે રંગે સંગે ઘણી, હો બહુ. સરસ સોભીતા પાયરે, ઓઢણુ આછી આઈજીને ઓઢણી, હો બહુ. સરસ જે રંગે સોહાયરે, બાળીરે ૧૭ મદમાં મળી બેહાં મા ભાવે ભલાં હો બહુ. મનમથ મોહણુ માંયરે, મોટાં મદ્ય પાત્ર મધ્યે ધરાં, હો બહુ. પ્રેમ ધરીને પીવાયરે, બળારે. ૧૮ ભાવે ભોજન માઈએ મગાવીઆં હો બહુ. ખટરસ સ્વાદ સંજોગરે, આસનમાં સહુ આધાં આવીયાં, હો બહુ. ભાવે ભવાની લેજો ભોગરે, બાળીરે ૧૯ રંગે રમવા મા સહુ પરવરીયાં, હો બહુ. મુખડાં ભર્યા છે તંબોળરે; બાળીરે ૨૦ બહુચર કહે ખેચરને તેડી લાવીએ, હો બહુ. માન્યા માહા ગુણીજનરે, વાજાં છત્રીસે વાગવા લાગીયાં, હો બહુ. માન્યા માહા માયાના મનરે, બાળીરે. ૨૧ ઉઠયા ઇશ્વરીઓ સર્વે ઉમંગમાં હોબહુ. હળવેથી આવ્યાં બહારરે, ગરબો ગાવા માઈ માહારંગમાં હો બહુ. ઉભાં હોીને દરબારરે બાળીરે. ૨૨ ચોસઠ ચાચરમાં કુળે વળાઈને હો બહુ. હરખે શુ ફરતા શોહાયરે, સક્તિઓ સહુ રહી કરકર સાહિને હો બહુ. કીધાં સુર સકળ પ્રકાશરે, બાળી. ૨૩ તે સુરશું ગુણીગે વાજા મેળવ્યાં, હો બહુ કીધી. અધીક ચતુરાઈરે, સર્વે શકત્ય સનમુખ માને હવાં, હો બહુ અલ્લાપે છે અંબાજી આઈરે, બાળી ૨૪ બોલીટુંક મુખેથી અંબા બહુચરી, હો બહુ બંને બેનોની જોડરે, તે તુ શકત્યો કહે ફરી ફરી. હો બહુ. તદવંત તાલન મરોડરે, બાળી. ૨૫ વાજાં વાજે છત્રીસે છંદમાં, બહુ ગાતાં તે ગાંન રસાળરે, ઇશ્વરીયો આવ્યાં અતી આણંદમાં, હો બહુ. તાંન માંન બધ તાળીરે, બાળી. ૨૬ રમકે ઝમકે ઠમકે પાયે ઘુઘરીયો, હો બહુ. ઝાંઝરનો ઝમકારરે, ખાંતે ખેલે ખુદે સરવે સુંદરીયો, હો બહુ. ઉર સોહિયે પુષ્પના હારરે, બાળી. ૨૭ લટકે મટકે અંગ ચાલવે, હો બહુ. ચાલે

ચમકતી ચાલરે, સઘળી સમરથ સુર ગતને સંભાળવે, બહુ રચ્યો તે રંગ અજવાળરે, બાળી ૨૮ બાળા ચાળા કરતા ફરતા બહુચરી, હો બહુ. ખેલવે સમો વડ અંગરે, નીરખી લેતા તન મનમાં તે સહુ- હો બહુ. સાધીચુ રસ રશ ધંગરે, બાળી. ૨૯ ભગવતીયો ભાવ દે- ખાડે આંખમાં, હો બહુ. હરતક ભેદદે હાથરે કટી મેખ કરે ચરણે ચલાખમાં, હો બહુ. સામાં સામી સંગાતરે, બાળી. ૩૦ આપ આપે અરસ પરસ દે તાળીઓ, હો બહુ. ફરજો ફુદડી લે ફેરરે વચમાં રસાળે દાંડીયારસ વાળીઓ, હો બહુ. ધમકે ઘાઘરાના ઘેરરે, બાળી ૩૧ હરખે હંઓડા લેતાં હાથશું, હો બહુ. અંબાને બહુચરા બાઇરે, સરખે સરખી લે શહી સહુ સાથશુ, હો બહુ. ચામુંડાને ચડ ઉકાઇરે, બાળી. ૩૨ સુર નીરખે સામા સંગવી માંનમાં, હો બહુ. ઉદો ઉદો કહે આકાશરે, વરખે કર ચંદન પુષ્પ સુધાનમાં, હો બહુ. અવિલોકે વિવિધ વિલાસરે, બાળી. ૩૩ ઉમંગ્યો રસ અતીસે વિશ્વ વિસ્મે થયું, હો બહુ. સુરીનર મુની શેશ સુરરે, જોતા જુગતે જન મન મોહિ રહ્યું હો બહુ. સોભા સકળ ભરપુરરે, બાળી ૩૪ ગાઇ વાઇ ગરબે રંગે રચી, હો બહુ. સઉદો સુખાળા થાયરે, વીજયા દશમીને દીન દેવી જમી, હો બહુ. મોહોલે આપ આપણે જાયરે, બાળી. ૩૫ જેજેકાર કરી જોગણીયો જગતને, હો બહુ. જઇને બેઠા નિજ ધાંમરે, આપ્યા અભેપદ મા નીજ ભક્તને હો બહુ અધમ ઓધારણ નામરે બાળી. ૩૬ શેવે દેવી જે જન સાચે મને હો બહુ. પાંમે પદારથ ચારરે, નરનારી ગાયે સુણે અન્યો અન્ય હો બહુ. ના આવે આપ અવતારરે, બાળી. ૩૭ દુનિયામાં દેવ નહિ કો દેવિ સમ, હો બહુ. દુઃખ દારિદ્ર હરનારરે, તે માટે ત્રિપુરે કરજોડી નમુ, હો બહુ. કરજો સાંભળીને સારરે, બાળી. ૩૮ આદ્ય અંતે આતું સંસારમાં, હો બહુ. સરવ શીરોમ ણુ શક્તરે માગુ મા આદ્ય અવતારમાં હો બહુ. ભટ વલ્લભ ભજો ભક્તરે, બાળી. ૩૯

## ગરબો.

હમે ગણપતિના ગુણ ગાઇશુરે, બા. બહુચરી આ. હમે માનસરો- વર નાહીશુંરે, બા. એને પતિત પાવન થઇશુંરે, બા. માનો પાલવ શાહીશુંરે, બા. ૧ હમે દરશણ પામ્યાં તારૂંરે, બા. કાંઇ મન રી- ઝયું છે મારૂંરે, બા. આઇ શેવક જમમન સારૂંરે, બા. શુભ અવસરમાં સંભારરે, બા. માજી તું સવેની રાખે લાજરે, બા. બહુચર તું છું મહારાજરે, બા. મા આંગી ગોખે રચીછેરે, બા. તારે ચાચર ધુમ મચીછેરે, બા. તારૂં તેજ રવિના સરખુરે,

બાળી. હું ફરી ફરી નયણે નરખુરે, બાળી હુંતો હૈડામાં અતિ હરખુ રે બાળી. તારો પ્રત્યક્ષ મહિમા પરખુરે. બાળી માની લીલા અપ રમપારરે, બાળી. પેલાં અવડાં કરે પોકારરે, બાળી. બહુચરી તું એમ ઉચ્ચારરે, બા. માનસરોવર અધમ ઓધારરે. બાળી. હમે ભાવે પુજા તમારી કરીશું રે, બાળી. હ્રદેમાં ધ્યાન તમારૂં ધરશું રે, બાળી. હમે તારો જશ ઓચરશું રે, બાળી. હમે ભવસાગરમાં તરશું રે, બાળી. ત્રીભોવન માતું સાચીરે, બાળી. મા સુરીનર મુનીવરે જાચીરે, બાળી. મારી મત્ય ઘણી છે કાચીરે, બાળી. રીઝુ તમને ખુંદી નાચીરે, બાળી. મા મંનવાંછી તરફ આપોરે, બાળિ. મુજને પોતાનો કરી થાપોરે બાળી. બહુચરીયા મારો બાપોરે, બાળી. મારા ભવના બંધન કાપોરે. બાળી. મારો મહિમા માજી રાખોરે, બાળી. મુજ સામુ સનમુખ દાખોરે બાળી. તારો નવખંડમાં છે સાખોરે. બાળી. હું ભજન કરૂં ભવ આખોરે, બાળી. મા અસુર ઘણા તે માર્યારે, બાળી. તે સૌના શોક નિવા રયારે, બાળી. તેં દેવતા સર્વે ઉગાર્યારે, બાળી. તે સેવક જનને તાર્યારે બાળી. મા સંભાળ કરો હમારીરે, બા. મુને મોટી આશ તમારીરે, બા. કળજુગમાં લો ઉગારીરે. બા. બહુચર તુને પાદશાહ કહેછેરે, દાસ દલપત સનમુખ રહી વદેછેરે, બા. તારૂં ધ્યાન મારે હૃદયછેરે, બા. મારી લજ્જા શરમ તમનેછેરે. બા.

## ગરબો.

બાળી બહુચર માને ભાવે ભજો જો, મનશા વાચા કમણા મમતા તજો જો. મુરખ શું જાણે મુકતી તણો મઝોજો, જીવણ જશ લેવા જુગને જજોજો. ટેક. સેવો સનખલપુરની રાય કે, દેહ ધરીને પામ્યો કાય કે, એક મને આદ્યને આરાધ કે, ચાચરમાં નાચો ગરબા ગાઇ કે, બા. બહુચર માને ભાવે ભજોજો. ૧ જો મનથી જાણે જીતું જગતને જો, સેવો સલખનપુર સાચી સક્તને જો ભજ એક બ- વીયાં કીધાં ભકતને જો તારા તાને રંગે આ રક્તને જો, જીવન મુ- ક્તિ કર્યા તે પ્રાણી કે, જીવ્યાં શરદ શશિ સુખ માણી કે, નવનિદ્ધ આપી ત્રિભોવન રાણી કે, અંગે આપદા અંશ આણી કે બા. બ- હુચરમાને ભાવે ભજોજો. ૨ તે માટે ગુણ ગાવા ત્રીપુરે તણા જો, તે દશ દીન દેવીને વહાલા ઘણાજો, એ દીન જાણે દુનિયા રાજા રાણા જો. તે દિન દેવીએ મુકી મળ્યા જો, જો જનુનીને જોવા જાઓ કે, એ સરસ નામની ગાઓ કે, ભક્ત બત્રાંનીના કહેવાઓ કે. સેજે સદા સિંધુમાં નાહો કે. બા૦ ૩ એક દીન આસોમાં આઠે ઇશ્વિરી જો, પડુવે પેહેલે પહોરે જુગદીશ્વરી જો, રંગે રથ બેશી રમવા નીસરી

જો. નવમી રથ હાંકે માત ચંડેશ્વરીજો, પશ્ચિમ પંથે કર્યા પ્રયાણ કે, ચપળ ગત્યે ચાલે કેકહાંણુ કે, મન થાય બહુચર મહ મેલાંણુ કે, રથ પંથે વાપ્યા કોડે દાંણુ કે બા૦ ૪ બહુચર ચાચરમાં રમતાંતાં રંગમાં જો, ગાતાંતાં ગુણુની સુરંગમાં જો, અલબેલી આઠે પહોર ઉમંગમાંજો. સરખા સરખી સખીયોના સંગમાં જો. ખેચર ખબરલઈને આવ્યો કે, સમાચાર માજીને સંભળાવ્યો કે રથ આંબલીયોમાં રખાવ્યો કે, બા૦ ૫ સલખનપુર રાંણી સામા સંચરયા જો, પારેથી પ્રેમ ધરી પગલાં ભરયાં જો, આવી લોકીક અન્યો અન્ય અમી ઝર્યા જો, ભેટાં ભગવતીયો બંધ બાથ ભર્યા જો. બોલ્યાં બહુચર મધુર વચન કે, ધન ધન આજુનો દીન કે, મંગાયા મન થયાં મગન કે, સર્વે સાથે કર્યા ગવન કે બા૦ ૬ કાળી કામાક્ષીને કાંકરેશ્વરીજો, હરસીધ હીંગોળાને ગાત્રેશ્વરીજો, અંબા ચંડીને માર્કંડેશ્વરીજો મંડપમાં ઉભાં બધાં પરમેશ્વરીજો, આપ્યાં આગળથી આસંન કે, જડીઆં મણી મુક્તાને રતંનકે, બેઠું શક્તી તણું સાધન કે, શરદ શશી શામ વિમળ વદંન કે, બાળી૦ ૭ બહુચર બોલ્યાં સખી સહુ ક્યાં ગઈજો, પ્રથમ પુજાપો લાવો વહેલા થઈજો, ચંદન કુમ કુમ અક્ષત ગ્રહીજો, એમ કહી બહુચર બેઠા આસન જઈજો, સખીયો સરવ સજીને આવી કે, પાંણી પુજાપો ગ્રહી લાવી કે, મોંઘાટાં પાન પત્ર ભરાવી કે, લીધાં ભોજન ભોગ ધરાવિ કે, બાળી૦ ૮ અંબા કહે અર્ઘ આપ્યું હમો જો, ચંડી કહે ચંદન ચરચ્યો તમો જો, કાળી કહે ચાંદલીયા કરો કુમકુમે જો, ચોખા ચોડી સીધ હાથે સમે જો, પુજી પુષ્પ સમાર્યા હાર કે પુનરપી પારીજાત મંદાર કે, આગળ મુકયા ભોગ અપાર કે; આચમન કીધાં કરીને અહાર કે. બાળી૦ ૯ અંબા કહે બેહેનો આજ્ઞા દીજીયે જો, પહેલાં મધુપાન સરવે કીજીયે જો, બહુચર કહે પાત્ર ભર્યા તે લીજીયે જો, માતંગી મનમાને તેમ પીજીયે જો, કર કર પાત્ર કનકનાં દીધાં કે ભગવતીઓ અંજળી ભરી લીધાં કે, પ્રેમધરી પરીપુરણ પીધાં કે, મગન થઈ મુખવાસજ કીધાંકે બાળી૦ ૧૦ મનથી ઉનમદ થઈ ઉઠયાં આદયો જો, આપેથી પારે પાગે પળાઈયો જો, ચાન્દર પુઠળ વિટી વળાઈઓ જો, રમવા મીટ મીટ મળીઈયો જો, બોલ્યા હરસીધને હીંગોળી કે, સુણીયે સકળ બહેનાંની ભોળી કે, આજ મળી મન ગમતી ટોળિ કે, કીજે રાતદીવસ રંગ રોળિ કે, બાળિ. ૧૧ કાળિ બહુચરને કહે આચરો જો, જે ઇશ્વર ભરીયે તે એનાં તમે ભરો જો, અંબાને કહે અળાપો કરોજો, મહા સુખ લેવાનો આ સમે ખરોજો, સુણી સનખલપુરીયે ઇશ્વર લીધો કે, શકતે સરવે

બરાબર દીધો કે, અંબે અજાપ કરી બંધ કીધો કે મહામાયાનો મનોરથ સીધો કે બાળી૦ ૧૩ વેણુ આધે વાજાં વેદે કહ્યાંજો, કર કર કંકરી આપે બધ તે ગ્રહાજો, શક્તિના સું સ્વરે મળી રહ્યાજો, ઘુંઘટે ગત અવન કરે એ બધાંજો, બોલ્યાં બહુચર અંબા સાથ કે. આ- વડ માંહે કશી ન મણાય કે, તે ટુક શકત્યો કેરી સંગથ કે, ત્રિપુરે તાલીદે બધ હાથ કે, બાળી૦ ૧૩ વળી વચમાં રહીને ટુક ઉચરેજો. હેઠણુ લેતાં હાથ હેઠા ધરેજો, બોલતાં વચને હાથ ઉંચા કરેજો, ચટકે ચાચર ચાલેને પુઠે ફરેજો, મહામનોહર કરતા ગાન કે, મધ્યે મધ્યે માત કરે મધુપાન કે, નિત્ય ઉપજાવે અવ નવા તાન કે, વાજાં વાજે ગત અનુમાન કે, બાળી૦ ૧૪ ડાબા જમણી તાલીદે દેવીયોજો, ઘુ ઘટે ગત્ય કરે મા કેહ કેવીયેજો, જમ જમ ગત બધ લે તેમ તે- વીયોજો, મહા ચતુર સુજાંણ જતુંની જોવિયાજો, ખુંદે ઉંચા નિચા થેને કે, સનમુખ એક એકને કહિતેકે, એહેનો મધ્ય બરાબર રહિને કે. કાળી જોજે કહે મધ જૈને કે, બા. ૧૫ હરખે અંબોડા લે હાથે કરી જો અંબા સાથે લેકે માતા બહુચરીજો, જતુની બંધ્ય રહિ જોડે બરાબરીજો, હંબોડા લૈને ફુદડાયો ફરીજો, મહારસ મચ્યો ચા- ચર માહ્ય કે, જે રસનવ ખેડે વહિ કાંય કે. પ્રેમ પ્રબોધિત પ્રગટ્યો જ્યાંહ્ય કે, ત્રિપુરે ત્રમ થઇ બધ ત્યાંય કે, બા. ૧૬ વ્યોમે વિ- માન રહ્યા બધ છાઇને જો, બેઠા સુરપત્ય સંગ સમાઇનેજો, આવિ લોકે આપોઆપ ગમાઇનેજો, મનસુ મન સોપ્યું બહુચર બાઇનેજો, ચંદન પુષ્પ સમરપે ગાણ કે, મધુર મેઘ તણે એધાંણ કે, જૈમુની પાઠ કરે પારાણુ કે દેવવડે જોજે મુખવાણુ કે બા. ૧૭ ત્રિભોવન રાણી નવરાત્રી રમી વળ્યાં જો. દેવી. દરબારેથી દેરે વળ્યાં જો ભાવે ભોજન લેવા ભેળાં મળ્યાં જો, બહુચર કહેવા સહુને મળ્યાં જો, રા- ખીયે સરવસ રાય નીપાઇકે, તતક્ષણુ અંબા લાવ્યા આઇકે; સરવ આરોગે વાક સવાઇકે, હાસ્ય વિનોદ કરે હરખાઇકે, બા. ૧૮ ભો- જન કરી ઉઠયાં સકળ ભવાનિયોજો, મુખમાં મુખવાસ કરી મુખમા- નીગો જો; રથમાં બેઠાં માહા વરદાંનીયો જો, મઠ જાવા મા મન મ- કલાતિયો જા. બહુચરમાથી થયાં વિદાય કે, કરજો કહે બહુચર કી- રપાયકે; રથ જેમ વેગે પંથ પળાય કે, મઠ મઠ પોત્યાંમા મંદમાય કે. બાળી. ૧૯ આસન બેસી અંબા કહે ઇશને જો, બહુચરના ગુણ ગ.શે નીશ દિસને જો. તે નર પદવી પામે અમરીક્ષને જો, બહુચર મુજને તેમ જુગદીસને જો. બધબેનો માંહે મુજને વાળી કે, મે મારા મનની વ્રત આલી કે; જ્યાં હુ જાતુ મન ગમે તે ચાલી કે,

શીવ સુણતામાં થયાં ખુશાલી કે. બા. ૨૦ સંકર કહે એ ગરબો ગાસે સહુ જો, નર નારી ધરીને બરદે લહુ જો; સુખ સંપત પામે ને દુઃખ વામે સહુ જો. ધન ધાન્યને સંપત દારાને સહુ જો. આઠે પહોર રહે ઉલ્લાસ કે, અંબા બહુચર પુરે આશ કે; આશાપુર પ્રત્યક્ષ અવાસ કે, ઉડયા જાયે કાળ આકાસ કે. બા. ૨૧ એ બે એનોમાં અંતરકો નથી જો, મા મોટા મુનિયે મન કીધુ મથી; ઊત-પત પાલજ બધે થકી જો, જેના જશ વેદ પુરાંણે કહે કથી જો તે ત્રિપુરાને લાગુ પાય કે, એમ મન માગુ બહુચર માય કે; પાળો પ્ર-જા ઘણું પીડાય, ભટ વલ્લભ તારા ગુણ ગાયા બા. ૨૨

## આનંદનો ગરબો.

આજ મુને આનંદ વાધ્યોઅતી ઘણો મા, ગાવા ગરબો છંદ બહુચર માત તણો મા. ૧ હળવે આળ પંપાળ આપેક્ષા આણીમા, છો ઇચ્છા પ્રતીપાળ દો અમરત વાણીમા. ૨ સ્વરગ મ્રત્યુ પાતાળ વાસ સક-ળ તારો મા બાળ કરી સંભાળ કર ઝાલો મારો મા ૩ તોતળા મન તન તો તો તો કહે મા, અરભક માગે અંન, નિજ માતા મન લે મા. ૪ નહી સવ્ય અપસવ્ય, કહી કાંઇ જાણું મા, કળી કહા વ્યા કવ્ય, મન મીથ્યા આણું મા. ૫ કુલજ કુપાત્ર કુશીલ કર્મે અક-ર્મે ભર્યો મા. મુરખમાં અણમીલ, રસ રટવા વિચર્યો મા. ૬ મુંઢ પ્રમાણે મત્ય, મન મિથ્યા માપી મા, કોણ લહે ઉતપત્ય, વિશ્વ રહ્યાં વ્યાપી મા, ૭ પ્રાક્રમ પરસ પ્રચંડ પ્રબળ ન પળ પ્રીછુ મા. પુરણ પ્રગટ અખંડ, અસથકો ઇછું મા ૮ અરણવ ઓછે પાત્ર, અકલે કુ-રી આણુ મા; પામુ નહી પળ માત્ર, મનજાણું નાણું મા. ૯ રસ ના જુગમ હજાર, તે રટતે હારયો મા, ઇશે અંગ લગાર, વઇ મ-નમથ માર્યો મા. ૧૦ મારકંડ મુનીરાય, મુખ મહાતમ ભાંખ્યું મા જઇ મુની રૂશિ જેવાય, ઉર અંતર રાખ્યું મા ૧૧ અણ ગણ ગ-ણ ગુણ ગતિ ગોત્ર, ખેલ ખરો ન્યારો મા, માત જાગતી જોત, ઝળહળતો પારો મા. ૧૨ જશ ત્રણ વત ગુણ ગાથ, કહુ ઉંડળ ગુંડળ મા. ૧૩ ભરવાને બુદ્ધિ બે હાથ, ઓધામા ઉડળ મા. પાગ નમાવી શીશ, કહું ગાંડુ ઘેલું મા, માત ન ધરશો રીસ, છે ખુલું ખાડુ મા. ૧૪ આદિ નિરંજન એક અલખ અકળ મા; તુજથી અવર અનેક. વિસ્તારતાં જાણી મા. ૧૫ શક્તિ સરજી સૃષ્ટ સેહેજ સ્વભાવ અલપમા, કવિચિત કરણા દ્રષ્ટ કત કત કોટી કલપમાં. ૧૬ માતંગી મન મુક્ત. રમવા કીધું મન મા; જોવા જુક્તિ અજુક્ત, રચિયાં ચઉદ ભોવનમાં. ૧૭ નિર ગગન ભુતેજ સેહે

જ કરી નિરમ્યાં મા; મારૂત પશ જે જેહ, ભાંડ કરી ભરમ્યા મા ૧૮ તતક્ષણ તનથી દેહ, ત્રણ કરી પેદામા; ભવકૃત કરતાં જેહ, સરજે પાળે સદા મા. ૧૯ પ્રથમ કર્યો ઉચ્ચાર, વેદ ચાર વાક્ય મા. ધરમ સમસ્ત પ્રકાર. ભુભણવા લાયક મા ૨૦ પ્રગટી પંચ માહાભુત, અવર સરવ જે કોમાં. શક્તિ સર્વ સંયુક્ત શક્તિ વિના નહી કો મા, ૨૧ મૂળ નહી મંડાણ; મહા માહેશ્વરી મા, જગ સચરાચર જાણ, જય વિશ્વેશ્વરી મા. ૨૨ જળ માંહે જળશાયી, પોઢયા જગજીવન મા; એકાં અંતરીક્ષ આઇ, ખોળે રાખી તન મા. ૨૩ ભોમવિનાની વાટ, દાહડદયો આછો મા, ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા. ૨૪ એજ રજ ગુણ અવતાર, આકારે જાણી મા; નિરગીત હિત મરનાર, નખશીખ નારાયણી મા; જુગ જુગ માંહિઝાંખી, રૂપેરૂદ્રાણી મા. ૨૬ ચખ ચંચળ ચઇતન વચ ચાહન ટીકીમાં, જણાવવા જનમન મધ્ય માતા કીકી મા ૨૭ અનચર ત્રણચર વાયુ ચરવારી ચરતા મા, ઉદર ઉદર ભરિઆયુ, તું ભવની ભરતા મા. ૨૮ રજો તમોને સત્વ, ત્રિગુણાત્મક ત્રાતામા, ત્રિભુવન તારણ તત્વ, જગત તણી જાતા મા. ૨૯ જ્યાંજ્યમ ત્યાં ત્યમ રૂપ, તેજ ધર્યો સઘળે મા; કોટી કરી દયા ધુપ, કોઇ તુજ ને ન કળે મા. ૩૦ મેરૂ શિખર મહિમાય, ધોળાગઢ પાસે મા; બાળી બહુચર આઇ આધ વસે વાસો મા. ૩૧ નવ લહે બ્રહ્મા ભેદ ગુણ ગતિ તાહરીમા; વાણી વખાણે વેદ, શી મતી માહેરી મા. ૩૨ વિષ્ણુ વિમાહી મન, ધન્ય એમ ઉચરીયાં મા, અવર નહિ તુથી અન્ય બાળી બહુચરીયા મા. ૩૩ માને મન માહેસ માત મયા કીધે મા; જાણે સુરપતી શેષ, સઉ તારે લીધે મા. ૩૪ સહસ્ત્ર ફણાધર શેષ, શક્તિ સબળ સાંધી મા; નામ ધરયુ નાગેશ, કીરતી તો વાધી મા. ૩૫ મચ્છ કચ્છ વારાહ, નરસિંહ વામન થઇ મા; અવતારો તારાહ, તે તુજ માહાત્મ લઇ મા. ૩૬ પરશુરામ શ્રી રામ, રાય બળી બળજે મા; બુધ કલંકી નામ, દશ વિધ ધરિ દેહે મા. ૩૭ મધ્ય મથુરાંથી બાળ, ગોકુળતો પોત્યું મા, તેં નાંખી મોહ જાળ, બીજું કોઇ નહોતું મા. ૩૮ કૃષ્ણ અવતાર, કાળી કારણ કીધુ મા, ભક્તિ મુક્તિ દાતાર, થૈ દર્શન દીધુંમા. ૩૯ વ્યંઢળને વળી નાર, પુરૂશ પણે રાખ્યા મા; એ અચરજ સંસાર શ્રુતિ સ્મૃતિએ ભાંખ્યા મા. ૪૦ જાણી વ્યંઢળ કાય, જગમાં અણજુક્તિમા; મા મોટે મહિમાય, ઇંદ્રિ કથે ઉક્તિ મા. ૪૧ મેહેરામણ મથી મેર, કીધો રવઇઓ સ્થિર મા; કાઢયા રતન એક તેર, વાસુકિના નેતર મા. ૪૨ સુર સંકટ હરનાર, સેવકને સનમુખ મા; અવિગતી અગમ અપાર, આનંદિ નિધિ સુખ મા. ૪૩ સનકાદિક

મુની સાથ, સેવે વિવિધ વિધે મા; આરાધિ નવ નાથ, ચોરાશી શીધે મા ૪૪ આવી અયોધ્યા ઇશ નામી શીશ વળ્યા મા; દશ મુસ્તક ભુજ વીશ, છેદી શીત મળ્યા મા. ૪૫ નૃપ ભીમકની કુમાર તમ પુજે પામી મા; રૂપમણી રમણ મુરાર, મન ગમતો શાંમી મા. ૪૬ રાખ્યા પાંડુ કુમાર, છાના સ્ત્રી સંગે મા; સંવત્સર એક બાર, યાચ્યા તમ અંગે મા. ૪૭ બાંધ્યો તન પ્રધુમન, છુટે નહી કોથી મા; સમરી પુરી સંખુન, ગયો કાળા ગ્રેહેથી મા. ૪૮ વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા, શક્તિ શ્રષ્ટી મંડાણ, સરલ રહ્યાં રાખી મા. ૪૯ જ્યાં જ્યાં જુગતી જોઇ, ત્યાં ત્યાં તું તેવિમા, સમવિત ભ્રમવિત ખોઇ, કહિ ન શકુ કેવી મા, ૫૦ ભુત ભવિષ્ય વર્તમાન, ભગવતી તું ભવની મા; આદ્ય મધ્ય અવશાન, આકાશે અવનિમા. ૫૧ તીંમર હરણ શશિ સુર, તે તારો ધોકો મા, અગ્નિ અગ્નિ ભરપુર, થઇ પોખો શોખો મા ૫૨. ખટ ઋતુ ખટ માસ, દ્વાદશ પ્રતિબંધેમા, અંધકાર ઉજાશ, અનુક્રમ અનુસંધે મા. ૫૩ ધરતી તળ ધન્ય ધન્ય, ધ્યાન ધને નાવો મા; પાવન પ્રજા પ્રજન્ય, અણુચિવ્યાં આવો મા. ૫૪ સકળ સ્ત્રધિ શુખદાઇ, પય દધિ ઘ્રત માંહી મા, સર્વે રસ સવસાઇ; તું વિણ નહી કાંઇ મા. ૫૫ સુખ દુ:ખ બે સંસાર, તારા નિપાયા મા; બુદ્ધિ બળને બળ આહાર, ઘણું ડાહ્યાં વાહ્યાં મા. ૫૬ ક્ષુધા તૃષા નિદ્રાય લઘુ જોબન વૃદ્ધા મા; શાંતી શુર સિમાય, તું સધળે સિદ્ધા મા. ૫૭ કામક્રોધ મોહ લોભ મદ મત્સર મમતા મા; તૃષ્ણાથી સ્થિર થોભ, શરમ ધરે શમતા મા. ૫૮ અર્થ ધર્મને કામ, મોક્ષ તું મોહ માયા મા; તન તનનો વિશ્રામ. ઉર અંતર છાયા મા. ૫૯ ઉદેઉદારણ અસ્ત આદ્ય અનાદેની મા; ભાષા ભુર સમસ્ત, વાક વિવાદેની મા. ૬૦ હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિત વિત તું મા; ભાવ ભેદ નિજ ભાષ્ય; ભક્તિ ભળી ચિત તું મા. ૬૧ ગીત નરત વાજીંત્ર, તાળ તાન માને મા; વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણીત ગાને મા. ૬૨ રતિ રસ વિલાસ, આશ સકળ જગની મા; તન તન મનમધ્ય વાસ, મોહ માયા મગની મા. ૬૩ જાણુ અજાણે જગત, બે બાધાં જાણે મા; જીવ સકળ આ શ્રષ્ટ સૌ સરખાં માણે મા. ૬૪ વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા; ગરથ સુરત નિરવાદ, પદ પોતે રાખ્યું મા. ૬૫ જળથળ શાખા પત્ર, પુષ્પ ફળે ફળતી મા; પરાણુ માત્ર એક અંત્ર, રસબસ વીચરતી મા. ૬૬ નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા; સરજી સાતે ધાત, માત અધિક સોનુ મા. ૬૭ રત્ન મણિક માણીક, નંગ મહાયાભુક્તા મા; આભા અટલ અ-

ધિક, અન્ય ન સંજુક્તા મા ૬૮ નીલપીત આ રક્ત, સ્યામ શ્વેત સરખી મા; ઉભય વ્યકત, અવ્યક્ત, સગ જેવી નરખી મા. ૬૯ નગ જે અષ્ટકુળ આઠ, હિમાચળ આદે મા; પવન ગવન દહિ ઠાઠ; તુજ રચિતા બાધે મા. ૭૦ વાપી કુપ તળાવ, તું સરિતા સિંધુ મા; જળ તારણ જે નાવ, તું તારજ બંધુ મા. ૭૧ વૃક્ષ વન ભાર અઢાર, ભૂ ઉપર ઉભા મા; કૃત્ય કર્મ કરતાર, કોશ વિધી કુંભા મા. ૭૨ જડ ચેતન અભિધાન, અંશ અંશ ધારી મા; માનવી મોટે માન, એ કરણી તારી મા. ૭૩ વરણ ચાર વિધી કર્મ, ધર્મ સહીત થાપી મા; એને બાર અપર્મ, અનુચર વર આપી મા. ૭૪ વાડવ વેહંની નિવાસ, સુખ માતા પોતે મા; તૃપ્તે તૃપ્તે આશ, મત જગત જોતે મા. ૭૫ લખ ચોરાશી જંત, સૌ તારા કીધા મા; આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬ દુષ્ટ દમ્યા કઇવાર, દારૂણ દુઃખ દેતા મા; દૈત્ય કર્યા સંહાર, ભાગ જગન લેતા મા. મા.૭૭ શુદ્ધ કરણ સંસાર, કર ત્રીશુળ લીધું મા; ભુમી તણે શિર ભાર, હરવા મન કીધું મા.૭૮ બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોલી ખાવા મા; સત કરણ ભવ પાર; સાદ કરે સાહાવા મા.૭૯ અધમ ઉધારણ હાર, આસનથી ઉઠી મા; રાખણ જગ વ્યવહાર, બુદ્ધિ બાંધી મૂઠી મા. ૮૦ આણી મન આનંદ, મા માંડ્યાં પગલાં મા; તેજ કિરણ રવિ ચંદ્ર, દો નાના ડગલાં મા. ૮૧ ભર્યા કદમ બે ચાર, મદમાતી મદઝર મા; મનમાં કરી વિચાર, તેડાવો અનુચર મા. ૮૨ કુર્કટ કરી આરોહ, કરૂણા કર ઝાલી મા; નખ પંખી પલ્યો, પગ પ્રથ્વી હાલી મા. ૮૩ ઉડીને આકાશ, થઇ અદભુત આવ્યો મા. અધક્ષણમાં એક શ્વાસ, અવની નળ લાવ્યો મા. ૮૪ પાપી કરણ નિપાત પ્રથ્વી પડ માંહી મા; ગોઠ્યું મન ગૂજરાત, બીમાં બડ માંહી મા. ૮૫ ભોળિભવાંની માય, ભાવ ભલે ભાળે મા; કીધી ઘણી કૃપાય સુવાળે આવે મા. ૮૬ નવખંડ ન્યાળી નેટ, નજર વજર પેઠી મા; લણ ગામ નર ભેટ, ઠેઠ ઠરી બેઠી મા. ૮૭ શેવક શરણા કાજ સનખલપુર સેઢે મા; ઉઠ્યો એક અવાજ, દેદારને તેડે મા. ૮૮ આવ્યા અશરણ શર્ણ, અતિ આનંદ ભર્યા મા; ઉદિત મુદિત રવિ કર્ણ દશ દિશ જશ પસર્યા મા. ૮૯ સકળ સમય જગમાત, બેઠાં ચીત સ્થિર થઇ મા; વસુધા મા વિખ્યાત, વાત વાયુ વિધિ ગઇ મા ૯૦ જાણે જગ બધ જોર, જગ જનની જોખે મા, અધિક ઉડાડયો સોર, વાસ કરી ગોખે મા. ૯૧ ચાર ખુટ ચોખાણ, ચરચાએ ચાલી મા; જન જન પ્રતી મુખવાણ, બહુચર બિરદાળી મા. ૯૨ ઉદો ઉદો જયકાર; કીધો નવખંડે મા; મંગળ વરત્યાં ચાર, ચૌદે બ્રહ્માંડ મા. ૯૩

ગાજ્યા સાગર સાત, દુધે મેહ ત્રુઠયા મા; અધરમ થર ઉતપાત, સૌ કીધા જુઠા મા. ૯૪ હરખ્યા સુરનર નાગ મુખ જોઇ માતાનું મા; અવિલોકી અનુરાગ, મન મુની સરખાનું મા. ૯૫ નવ ગ્રહ નમવા કાજ, પાગે પળી આવ્યા મા; ઉપર ઉતારવાજ, મણિ મુક્તા લાવ્યા મા. ૯૬ દશ દિશના દિગપાળ, દેખી દુઃખ વામ્યા મા; જન્મ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યા મા. ૯૭ ગુણ ગાંધર્વ જશ ગાત, નૃત કરે રંભા મા; સુરવર સુણતા તાન, ગતિ થઇ ગઇ સ્થંભા મા. ૯૮ ગુણનિધિ ગરબો જેહ, બહુચર મા કેરો મા; ધારે ધારી દેહ, સફળ ફળે ફેરો મા. ૯૯ પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા; નાવે ઉની આંચ, દાવાનળ બળતા મા. ૧૦૦ શસ્ત્ર ન અડકે અંગ, આદ્ય શક્તિ રાખે મા, નિત્ય નિત્ય નવલે રંગ ધર્મ કર્મ પાખે મા. ૧૦૧ જળ જે અકળ અઘાત, ઉલારે એડે મા; ક્ષણ ક્ષણ નિશદિન પ્રાત, ભવ સંકટ ફેડે મા. ૧૦૨ ભૂત પ્રેત જાંબુક, વ્યંતર ડાકીણી મા; નાવે અહી અચુક, સમરે સાકી મા. ૧૦૩ ચરણ ભરણ ગતિભંગની ખગ પંગ વાળે મા; ગુંગ મુંગ મુખ અંગ, વ્યાધિ બધી ટાળે મા ૧૦૪ શેણ વિહીણાં નેણ, નેહે નેણાં આવે મા; પુત્ર વિહીણી કહેણ, કંઇ મેણાં કાપે મા. ૧૦૫ કળી કલ્પતરૂ ઝાડ, જે જાણે તેને મા; ભક્ત લડાવે લાડ, પાડ વિના કે તે મા. ૧૦૬ પ્રગટ પુરૂપ પુરૂષાઇ, તું આપે પળમાં મા; હાલાં ઘેર દીકરાઇ, દોહળ હળભળમાં મા. ૧૦૭ નિર્ધનને ધન પાત્ર, તું કરતાં શું છે મા; રોગ દોષ દુખ માત્ર, તું હરતાં શું છે મા. ૧૦૮ હય ગજરથ સુખપાલ, આળ વિના અજરેમા બિરદે બહુચર બાળ, ન્યાય કરે નજરે મા. ૧૦૯ ધર્મ ધજો ધન ધાન, ન ટળે ધામ થકી મા; મહિપતી દે મુખ માન, માના નામ થકી મા. ૧૧૦ નર નારી ધરિ દેહ, હેતે જે ગાશે મા. કુમતિ કર્મ કૃત ખેહ, થઇ ઉડી જાશે મા. ૧૧૧ ભગવતિ ગીત ચરીત્ર, નિત્ય સુણશે કાને મા; થઇ કુળ સહિત પવિત્ર, ચઢશે વૈમાને મા. ૧૧૨ તુંથી નથી જે વસ્તુ, તેથી તને તરપુ મા; પુરણ પ્રગટ પ્રશસ્ત, શી ઉપમા અરપુ મા. ૧૧૩ વારવાર પ્રણામ, કરજોડી કીજે મા; નિર્મળ નિશ્ચય નામ, જનનીનું લીજે મા. ૧૧૪ નમો નમો જગમાત, નામ સહસ્ત્ર તારે મા; માત તાતને ભ્રાત, તું સર્વે મારે. મા. ૧૧૫ સંવત સત દસ સાત, નેવું ફાલ્ગુણ શુદ્ધે મા; તિથિ તૃતિયા વિખ્યાત, શુભ વાસર બુદ્ધે મા. ૧૧ રાજનગર નિજ ધામ, પુરનવિન મધ્યે મા; આઇ આદ્ય વિશ્રામ, જાણ જગત બધેમા ૧૧૭ કરિ દુર્લભ સુલભ, રહ્યું છેવાડો મા; કરજોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા. ૧૧૮

## શણુગારનો ગરબો.

પ્રથમ પાર્વતિના પુત્રને પાયે નમુરે લોલ, દીન જાણી વાણી દીજીએ કહું સમુરે લોલ. ૧ સરસ્વતિ તણા ચરણ પ્રતાપથીરે લોલ; નવે નિદ્ધિ રિદ્ધિ સિદ્ધિ આપો આપથીરે લોલ. ૨ કરૂ ગાન ધરૂ ધ્યાન બહુચરા તણુંરે લોલ, કરો સાર વારંવારશું કહું ઘણુંરે લોલ. ૩ આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ, સુરનર મુનીવર સહુને ગમેરે લોલ. ૪ માજી રૂપ રાધીકા થકી ઘણું બણીરે લોલ; કોટી કામ શશિ સુર્યની છબી હણીરે લોલ. ૫ રતિ રોહણી રંનાદે આદિ સુંદરીરે લોલ; પલક પલવટે ઉમારમા પુરંદરીરે લોલ. ૬ વેણુ વાસુકી સરખી શીશ રાજતીરે લોલ, ક્ષુદ્ર ઘંટ ગોફણાને મધ્ય ગાજતીરે લોલ. ૭ ભરી માંગ મૂગતા તે, મહા મૂલ્યનીરે લોલ. રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ. ૮ ફુલી ખોટલી સેથો ભર્યો ક્ષેમો પડયોરે લોલ; ચાય ચમરીશું ચોટલો કટી અડયોરે લોલ. ૯ સ્વરણ સિંદુર આકાર સર્વસીપનારે લોલ; સોળ શોભિતા સણુગાર સર્વ નીપનારે લોલ ૧૦ કાને વાળીયો જડાવ લાલ ઝુમખાંરે લોલ; જો તે મોતિ પરોવ્યાં લુંબખાંરે લોલ. ૧૧ સોના સાંકળી સરી શિક્કા જડામણીરે લોલ; કોર તોરણ મોતીની દીસે દાંમણીરે લોલ. ૧૨ તેજ શું કહું ટારંક તણે લેલકેરે લોલ, કર્લાં ફુલ જડયાં નંગ તે અમૂલકેરે લોલ. ૧૩ અર્ધ ચંદ્રમાં કપોળ શું કહું કથીરે લોલ; ચૌદ ભુવનમાં બહુચરા સમું નથીરે લોલ. ૧૪ ભાળલાલ આડ કુમકુમની રાતડીરે લોલ; તપે ટીલડી કહી ન જાએ વાતલડીરે લોલ. ૧૫ ત્રિકુટી મધ્યે સિંદુરની બીંદી કરીરે લોલ; ચોડયા ચોખલા કપોળ, લોલશું ભરીરે લોલ. ૧૬ ભ્રકુટી કમાન કાને કોરકું અડીરે લોલ; કીર નાસીકા વિદેહી નરે તે ઘડીરે લોલ. ૧૭ આંખ ઉપમાને નાવે, કોઇ પલવટેરે લોલ; વરણ વરણવું જે અન્ય ઉપમા ઘટેરે લોલ. ૧૮ પલ દીપક તારાના તેજ ત્યાં ગળ્યાંરે લોલ; મીન ખંજન મ્રગ માન મુકીને પળ્યારે લોલ. ૧૯ લક્ષ લક્ષ કાંતિ તિલકની લીલા જુએરે લોલ; ગોરા ગાલમાં ત્રિલોકમોહ્યાં, તાજુવેરે લોલ. ૨૦ મોહ રૂપ ઘર્ણું બહુચરાજી બાળીયેરે લોલ; ગ્રહ ચાર રહ્યા વેસરની વળીયેરે લોલ. ૨૧ શુરૂ હેમ લાલ ભોમભૃગુ મુકતમાંરે લોલ, શની કીકીયે જણાયજોતાં જુકતમાંરે લોલ. ૨૨ અધર બિંબ કે પ્રવાળ લાલમાં ભળીરે લોલ; દંત પંકિત જુકિત દામડ કેરી કળીરે લોલ. ૨૩ ચળકે ચુનીયો જડાવ ભાવ રેખમાંરે લોલ. ૨૪ વદન નિરખતાં ન આવે મીન મેખમાંરે લોલ. ૨૫ હાવ ભાવશું કટાક્ષ નેન સેનતુંરે લોલ; ચિબુક

ચારૂ વચ્ચે ઇંદુ બિંદુ નેનનુંરેલોલ. ૨૬ કંઠ કોકિલા કપોત, જોત પોતનીરે લોલ; ભાનુ જુક્તિ ને પ્રમાણુ તે ઉદ્યોતનીરેલોલ. ૨૭ કોટે ચીણુ માલા ચંપકળી ચમકતીરે લોલ; ઘણી ઘુઘરી અરીસે દીસે ધમકતીરે લોલ. ૨૮ ગળે ઘરેણાં થયાં ઘણાં ઘચુંબલેરે લોલ; કનક સાંકળી તુશી દેરાને ઝુમણેરે લોલ. ૨૯ હીરા સાંકળી પાશીની ચાર શેરનીરે લોલ; મુક્તા માળા તે, એકાવળ હારનીરે લોલ. ૩૦ બેમુલ; માં હીરાના ઝબકારડારે લોલ; પારી જાતક મંદાર કેરા હારડારે લોલ. ૩૧ બહુ દંડ જુગમ શુંઢ સરખા સહીરે લોલ; હાથ હાથીની હાથે લીયે મથ્યાં મહીરે લોલ. ૩૨ અતિ અદભુત અંગુઠા સંગે આંગળીરે લોલ; અનુમાનમાં આવે તે મગની ફળીરે લોલ. ૩૩ નખ વીશ રાત દીવસે તારા તપેરે લોલ: અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ. ૩૪ બાંહે બાજુબંધ બેરખાને ફુમતાંરે લોલ; બાંધ્યા બાંદલા બન્યા રહ્યા જઝુમતાંરે લોલ. ૩૫ પાણુ ચુડલો પ્રમાણુ, ચતુર રંગનોરે લોલ; અતિ અરૂણુ તરૂણુ દંત તેમ તંગનોરે લોલ. ૩૬ બહુ કોરમાં જડાવ હાલ લાંકણીરે લોલ; મધ્યે માણેક હીરાની હાથે કાંકણીરે લોલ. ૩૭ હાથે પાંચીયો જવાળી, ભાવિ કંગણી રે લોલ: છલા છાપ આરશી અતિ સુચંગનીરે લોલ. ૩૮ ઉર ઓપતું રશાળ તે વિશાળસુરે લોલ, કમળ કોશ કુચ અગ્રમાં મરાલસુરે લોલ. ૩૯ કંચુકી કનકતાર, હાર કસુંબનીરે લોલ; સુધા ચંદન ચરચીત શોભે શોભતીરે લોલ. ૪૦ લેંઘો લાહ્યનો પેર્યો તે રંગ રીઝવરે લોલ; કસબ કોર જોર સાળુ, કસુબે સુવેરે લોલ. ૪૧ પેટ પોયણી પ્રમાણુ ક્ષીણુ લંકણીરે લોલ, સજી મેખલા રસાળ કશી કિંકણીરે લોલ. ૪૨ ઉદર ઉપર તે ત્રીવળી વળી રહીરે લોલ; ગિરિશ્વેત દેહ મધ્ય ત્રિવેણી વહીરે લોલ. ૪૩ નાભી કોમળ કુવો કર્યો સુમારનોરે લોલ; ભર્યો વારી તે અખુટ ઇંદુ સાલનોરે લોલ. ૪૩ કંઠ હેઠ ઠેઠ વાંસો તે એકત્રછેરે લોલ; અધોમુખનું અખંડ કેળ પત્રછેરે લોલ. ૪૪ કટી કેશરી હરિ નીતંબ શદળીરે લોલ; જંઘા જુગમ તે અધોમુએ છે કદળીરે લોલ ૪૫ ચારૂ ચરણુમાં ચીત્ર લખ્યાં ચોદશારે લોલ: પગ આંગળાં વળ્યાં ચંપકકળી જસારે લોલ. ૪૬ ભરી ભવક કટોરિ હેમ નાનીગોરે લોલ; ઇંદુ બિંબને આકારે એડિ પાનિઓરે લોલ. ૪૭ જેહેર લંગર તોડાને ઘુઘરી તળેરે લોલ પગે નેપૂરને વીછુવે, મુની ચળેરે લોલ. ૪૮ જમણે કાજળ સાર્યા તે કુમ કુમ રોળશુરે લોલ; મંદહાસ્ય કરે મુખ ભર્યાં તંબોળશુંરે લોલ. ૪૯ ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમેરે લોલ; બાળી બહુચરા કલોલ કરે રંગમાંરે લોલ. ૫૦

કરે ગાન તાન પાન પાત્ર હાથમાંરે લોલ; રમે રમક ઝમક ઠમક સખી સાથમાંરે લોલ. ૫૧ દતે ઘુંઘટ ગ્રહી રહી રસાળીઓરે લોલ; એક એકથી લે હાથોહાથ તાળિયોરે લોલ. ૫૨ કેશ પાસક વાળીયા અંબોડલારે લોલ; ફેર ફુદડી ફરે ને લે હંબોડલારે લોલ. ૫૪ એ અખંડ ખેલે ખેલ બાળી બહુચરીરે લોલ; ત્રણ દેવ લેછે વારણાં ફરી ફરીરે લોલ. ૫૪ વિષ્ણું વાંસળી વગાડે, શબ્દ નાદશુંરે લોલ; ડાક વાગે મહાદેવ મરજાદશુંરે લોલ. ૫૫ ધરિ પાણી પોથીયો તે, મહા મૂનમાંરે લોલ; બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધુનમાંરે લોલ. ૫૬ પુષ્પ ચંદન વરસાવે વળી દેવતારે લોલ; અઠયાસી સહસ્ત્ર રૂપી, સદા સેવતારે લોલ.૫૭ ગીરી શ્વેત તજી સેવક કાજે ધશીરે લોલ; કળિકાળમાં, સુંવાળમાં આવી વશીરે લોલ. ૫૮ ભુર શું લહે ભવાની કેરા ભેદનેરે લોલ; આદ્ય અંત એ અગમ્ય વાદ વેદનેરે લોલ. ૫૯ આ અખંડ ગરબો ગાય જે કોઇ માનવીરે લોલ; ચરણુ ચરણુ ને ઉચારે સ્નાન જાન્હવીરે લોલ. ૬૦ નવે નિદ્ધ રિદ્ધ લીજીયે ઓવારણાંરે લોલ; દેવી વાંઝીયાં બંધાવે દ્વાર પારણાંરે લોલ. ૬૧ મન મોહ્યાં ગોખ ચાચર સોહામણેરે લોલ; ભટ વલ્લભ મેવાડો ~~આને વારણે લોલ.~~ ૬૨

---

## કાળિકાળનો ગરબો.

પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી, કહું કળિજુગનાં કર્મ; અકલ નથી કાંઇ એવડી હો બહુચરી, શક્તિ રાખજો શર્મ ૯ જીવનું જીવન તું જડી હો બહુચરી, મુરખ નવ લે મર્મ; અવતારીને આ ઘડી હો- બહુચરી, આઇજીએ રાખ્યો ધર્મ. ૨ આ દિન દુઃખ દેખડાવિયાં હો બહુચરી જનમી કીધા જોખ, સમે સરલ સંપડાવિયા હો બ. ગુણવંત કીધા ગોખ, હવે હેઉ નથી ચાલતું હો બ. કઠણજ આવ્યો કાળ, તું વીના કો નથી આલતું હો બ. પ્રજા થઇ પીંડપાળ. ૪. કળીજુગ આવ્યો કોપતો હો બ. કરવા શુભ સંહાર, લાજ મર્યાદા લોપતો હો. બ. ભ્રષ્ટ કર્યા આચાર. ૫ દુર્મતિ દીધી દેશને હો બ. સુમતિ કરાવી તાજ, વિપરીત ધારી વેષને હો બ. કળી કરે જે રાજ. ૬ પ્રથમ પહાણ વરસાવીયા હો બ. પછે પ્રથ્વી ડુબાઇ. કાળે દુકાળે આવીયાં હો બ. પ્રજા ન પીછે કોઇ. ૭ કુમારગ સૌ ઉલટે હો બ. તજી સુમારગ પંથ, કરે કુકર્મ કુળે ઘટે હો બ. અરે ન આવે અંત. ૮ મહાજન મોટાં માહેશ્વરી હો બ. માને બધા મહાનંત, તુરકયાં દેખીને તપેશ્વરી હો બ. જાત ન જાણી અંત. ૯ ગૌ બ્રાહ્મણ સેવા તજી હો બ. જોગી જતીને ધાય, હાંણુ હોય નવ લે હજી હો બ. લક્ષ્મી

ભેહેરે જાય. ૧૦ કથા કહે કુપાત્રને હો બ. ગમે ગરોડાના જોશ, જોડું લઈ જાય જાતરે હો બ. દિલમાં ન ગણે દોષ. ૧૧ ઉંચ નીચ એકઠા મળી હો બ. બેસે સહુ એકાંત. માને મન માની રળી હો બ. જાણીને આણે ભ્રાંત. ૧૨ હિંદુ તરકમાં એહવી હો બ. સમજ્યા સારો ધાર, જાત ન જાણી જુજવી હો બ. વરત્યો એકાકાર. ૧૩ ધર્મ ગયું ધરણી ધસી હો બ. પુન્ય ગયું પાતાળ, પાપ રહ્યું સઘળે વશી હો બ. નરનારી બધબાળ. ૧૪ દયા દેવલોક ગઇ હો બ. દીશે નહી લવલેશ, કુડાં કર્મ કરે કંઇ હો બ. અવર ન દે ઉપદેશ. ૧૫ સત્ય રહ્યું સંતાઇને હો બ. સુજે નહી સ્વલ્પ માત્ર, ઘટમાં રહ્યું ઘુટાઇને હો બ. કળિયે કીધા કુપાત્ર. ૧૬ શતરૂ સગાં સંસારમાં હો બ. વધ્યું વાલામાં વેર, અવિલોકો આ વારમાં હો બ. કળિ કરાવે કેર. ૧૭ પ્રીતની રીત બધી ઘટી હો બ. સ્વારથ થયો સનેહ, માયા મનમાંથી મટી હો બ. તુરત દગો દે તેહ. ૧૮ વ્યભિચારી વાધ્યા ઘણા હો બ. કુળમાં ન ગણે કોય, માહામાં ન મુકી મણા હો બ. હદ હળાહળ હોય ૧૯ કુળ વધુ કંઇ કુટિલા થઇ હો બ. ગણે ન ગુરુજન લાજ, પૈસે પરપુરૂષે ગઇ હો બ. પ્રગટ પેખતાં આજ. ૨૦ અણઘટતુ અવિલોકીને હો બ. ઘટે તે ઘટતુ સર્વ, કેમ કરી કોઇને ટોકીયે હો બ. પ્રજા પૂર્વનું પર્વ. ૨૧ વયવિના વનિતા વેષમાં હો બ. ગર્ભજ ધરે અનેક, દશદિશ દાખ્યું દેશમાં હો બ. વાધ્યો બિગર વિવેક ૨૨ લક્ષણ લઘુતાના વાધ્યાં હો બ. તુચ્છ તરૂફળ થાય, નદીએ નીર બધે ઘટયાં હો બ. આયુષ્ય અલ્પ ઉપાય. ૨૩ સંવત સત્તર સત્યાશિયે હો બ. સૃષ્ટી તજાવ્યું સત્ય, અકળાવ્યાં અઠાશિયે હો બ. વિધ વિધ પડી વિપત્ય ૨૪ અકરાકેર અતી થયો હો બ. માઠા તુરૂદયામેહ. દૈવત દુનિયાનુ ગયું હો બ. દુર્બળ દીસે દેહ. ૨૫ વિત્તવિના વસુધા કરી હો બ. રસકસ ન રહ્યા રેષ્ટ, અમૃતા અળગી ધરી હો બ. સ્વાદ ન પામે શ્રેષ્ટ ૧૬ અન્ન અતિ મોઘાં હવે હો બ. અધર્મ વાધ્યો અસાધ્ય, કો કોની કરણી જુએ હો બ. એક થકી એક અગાધ ૨૭ ઉદર થકી ઉપજાવીયાં હો બ. ઉભય તણો જે અંશ, તે તન પેટ તજાવીયાં હો બ. વિક્રય કીધો વશ. ૨૮ નિર્મળ જન મન નિરસનું હો બ. એજ અધિક ઉતપાત, વિશ્વ બધામાં વિસ્તર્યું હો બ. વિશ્વાસી શું ઘાત. ૨૯ આપી થાપણ ઓળવે હો બ. જુઠા ખાએ સમ, ભરમે ભુરને ભોળવે હો બ. કુડાં થાએ કર્મ ૩૦ આપી સુકૃત આપનું હો બ. લક્ષ્મીને લલચાય, જે ધન જોડયું પાપનું હો બ. તે ધન તેમ વવરાય. ૩૧ જે હાકેમ રક્ષા કરે હો બ. ભક્ષ હાકેમ હાડ, અવળુ આજુગ આ-

ચરે હો બ. ખેતર ખાએ વાડ. ૩૨ ચોર ચાડીયો તે પડે હો બ. નગર થયું નર્ધન. ત્રાહિ ત્રાહિ તણી તાળી પડે હો બ. રાત દિવસ અનુદિન. ૩૩ માણસ જણાં ઘણાં મુઆં હો બ. પરાં શહેર નદી પાર, કઇ મંદીર ખાલી હુવા હો બ. ભુભાસે ભયંકર. ૩૪ દેહધારી દુઃખીયા થકી હો બ. દયા ન આણે મન, દિન દિન દુકતતા થકી હો બ. કાષ્ટ થયાં વન વન. ૩૫ છળ છળ ભેદ ન છુટીયે હો બ. પસર્યો બહુજ પ્રપંચ; ખુટયામાં નવ ખુટીએ હો બ. ખરૂં ન રાખ્યું રંચ. ૩૬ વાંક વિધાતાનો નથી હો બ. વાવ્યું તેજ લણાય, આપ ન જાણ્યું આપથી હો બ. ભુંડે ભલુ કેમ થાય. ૩૭ નવ દીઠું નવસાંભળ્યું હો બ. આ દુઃખ દુનિયા માંય, પાપ પ્રજા જનનું મળ્યું હો બ. કહો જઇ કહીએ કયાંય ૩૮ ભુતળ ભુર દેવે નહી હો બ. સુરપુર કર્યાં પ્રયાણ હાજરા હજુર તમે છો અહીં હો બ. પુરૂષ નમ્યા પરમાણ ૩૯ આપ લક્ષણ સંસારમાં હો બ. લોકે વાળી લીક. અરજ સુણી આ વરમાં હો બ. બહુચર ભાગો બીક. ૪૦ ઇંદ્ર આદિ બધા દેવતા હો બ. કંઇ કંઇ કાપ્યાં કષ્ટ, નિર મોભે ગયાં નેવનાં હો બ. શકિત રાખજ્ને સ્પષ્ટ. ૪૧ માહાકાળી માહા કાળમાં હો બ. શુણી કરોછો સાર, તે બળ બહુચર બાળમાં હો બ. ઉગારો આ વાર. ૪૨ હદવળી હવે શુ જુઓ હો બ. પાપે પ્રથવી કવાય, સર્વેનું સોમપણું ખુએ હો બ. પુન્યે પાપ પળાય. ૪૩ કોઇ કહે સાધુને સતે હો બ. સલખનપુરથી જાગ, છેક વળેછે તું છતે હો બ. ઓલવ બળતી આગ. ૪૪ ત્રાણ કરો ત્રીપુરેશ્વરી હો બ. તમો તમ સાંમુ જોઇ, પ્રીત કરો પરમેશ્વરી હો બ. ખરી આળસને ખોઇ. ૪૫ સરજ્યાં સર્વે શક્તનાં હો બ. સુરનર જાયા જેહ, છોજી જનેતા જગતના હો બ. છોરૂને નવ દો છેહ. ૪૬ ઉછેરીને ન ઉછેટીએ હો બ. કોઇ પ્રજા હોય પેટ, વિષમ વેળામાં વેડીયે હો બ. મા નહી છુટો નેટ. ૪૭ પાળ્યાં ત્યાં લગી પોખીયે હો બ. પછે પણું ન જણાય; સમથ લગી સંતોખીએ હો બ. મેહેરમાં ન કરો મણાય. ૪૮ ઘણી ગઇ થોડી રહી હો બ. તેમાં નીત્ય ઘટાય, ઓળીયે નહી બાંહ્યગ્રહી હો બ. પાર કરો પ્રભુતાય. ૪૯ નજર કરો નવ્ય શીયે હો બ. નગર કરો સરદાર. વિશ્વ અવાસે વાસીયે હો બ. પરાં શેહેર નદી પાર. ૫૦ મેં માગ્યા મેહ મોકલો હો બ. ખટરસ નાવે ખોટ; સર્વે તણા હરિ શોક લ્યો હો બ. કરૂણા કીજે કોટ. ૫૧ કામ દુર્ગા થઇ દુજીયે હો બ. સુખ પામે સંસાર, સમ ખાતામાં સુજીયે હો બ. નોધારાં આધાર પર ભૂતળ ભૂરને દીજીયે હો બ. ભાત ભાત રસ ભોગ, લાડ લડાવી લીજીયે હો બ. વાલા ટળે વિજોગ,

૫૩ આઇ અમી છાંટો નાંખીયે હો બ. છોરૂ ઢોરૂને ગ્રામ, ભગવતી ભવમાં ભાંખીયે હો બ. સમર્યા પુરે કામ. ૪૪ નેકવે થકી નારાયણી હો બ. દેશમાં દો નવ નિધ. દેવી સદા સુખદાયણી હો બ. પરમેશ્વરી પ્રસિદ્ધ. ૫૫ ગરબો સુણી કળિ કાળનો હો બ. યથા શક્તિ દે દાન. પરતો બહુચર બાળનો હો બા. પામે ધન સંતાન. ૫૬ વરણુ અધિકાર વેદમાં હો બ. ભગતેતી બ્રાહ્મણ એક, ઉચર્યા અધિક ઉમેદમાં હો બ. ત્રિપુરા ન તજો ટેક. ૫૭ તમેછો ત્રિભુવન પતી હો બ. સુર સુરે શ સમાન, વલ્લભ શેલામની વીનતી હો.બ. સુણજો સઘળી કાન. ૫૮

## ગરબો.

આધ શકિત તુજને નમુ હો બહુચરી, ગણુપત લાગું પાય; સ્તુતી કરૂ સહુને ગમું હો બહુચરી. વાણી દો મુજ માય. ૧ માનસરોવર ઝીલતાં હો બહુચરી, કરતાં લીલ વીલાસ; ચોસેટ બેનો મળી એકઠી હો બહુચરી, માનસરોવર પાસ. ૨ તેત્રીસક્રોડ દેવતા મળ્યા હો બહુચરી મળીયા સારંગ પ્રાણુ; સરવે મળીને કરી થાપનાં હો બહુચરી ધરાવ્યું બહુચર નામ. ૩ ઘોડીનો ઘોડો કરયો હો બહુચરી, અસ્રીનો પુરૂષ; સુઆ તે અગ બોલીઆ હો બહુચરી, મુગલના ઘટ માંહે ૪ દઢીત્તને દાનવ હાથે હણ્યા હો બહુચરી, મારયો મહિસાસુર; શુંભ નિશુંભ હાથે હણ્યા હો બહુચરી, રકત ચલાવ્યું પુર ૫ વાડવ જમે તે તુજને ગમે હો બહુચરી. હવન ઘણેરા થાય. ખીર ખાંડ ઘ્રત હોમાય છે હો બહુચરી થતાક થેઇ થેઇ થાય. ૬ ભટ વલ્લભ કરે વીનંતી હો બહુચરી, ગુણ તમારા ગાય. ૭

## ગરબી.

બહુચર બાહેરે હું જેવો તેવોછું તારો, અંબે આઇરે હું ગાંડો ઘેલો છું તારો. ટેક. કામી ક્રોધી માયા લોભી જુગમાં છુ ધુતારો, એક નામનો આશરો તમારો. તેણે કેવાયો સારો. અંબે. ૧ પરલોભી હું પર હત્યારો. પર ધનને તુ હરતોં, પર નારીશુ રંગે રમતો અવળા આચરણ આચરતો. અંબે. ૨ અંતરના રાચુ તમને જાચુ, પાલવ સાહ્યો તમારો; ભવસાગરમાં બુડિ રહયોછું, અંતે પાર ઉતારો. અંબે. ૩ વાત કરીએ સરવે મીથ્યા, અવગુણ મન નવ આણો, ભટ વલ્લભની વીનતી સુણી મા, આવ્યાં વીઘન નીવારો. અંબે. ૪

## અષ્ટ પદી.

નમો સ્તુતે નારાયણી જનુની, બહુચરમા બરદાળી; આધ શકતી જકત શીરોમણી, ભગત પ્રાણુત પ્રતી પાળી. ટેક. સુરમુની વદનઅસુરની કંદન, ચંદન ચરચીત અંગે બાર ચાર શણગાર ધરી ઉર, નીત નીત નઉતમ રંગે, નમો. ૧ હરીહર ધાતા વેદની માતા, ધાતા જુગ જુગ

જોખ, મોહ સનકાદિક સુર ઇંદ્રાદિક, સળ કળા નીધી ગોખ. તમો. ૨ વાયુ આકાશ જળ તેજ ધરાતલ, ફળ પંચ તત્વ પ્રકાસ; સ્થાવર જંગમ સચરાચરમાં. સલખનપુર સુભ વાસ. નમો ૩ અગમ અભેદ ભેદ અમર અજે, અકળ સ્વરૂપ અનંગ, જ્ઞાન ગીતા ગોતે ગુણ ગાઇ, સાગર સુખ ફળ ધામ. નમો. ૪ ત્રિગુણ નિગુણ સહીત ત્રિપુરેશ્વરી, ત્રિશુળા કર કર ડાક; ભંડાસુર મહિષાસુર મારી, ભડ ભાજન સુની હાક. નમો. ૫ જનમ નીરંજન ભવ ભય ભંજન; ગંજન કીલ મલતાપ, વિધા બ્રહ્મ સ્નાતન નિત્યા, આપી સવત પ્રતાપ. નમો ૬ જગની એ શક્તા, સસુંદરી ત્રિપદાં, ધરમ અરથ મોક્ષ કામ; ત્રિપદ ખટ પંચાનન કઉક્ષ, ખેચર કરતા શામ. ૭ શ્રી વલ્લવ ભટ કહે બહુચરમા, ચરીત્ર કથા શ્રત જ્ઞાન; તવ ચરણાંબુજ, મમ મધુકર, તરત નીરંતર ધ્યાન. નમો. ૮

## હોરી.

બોલો સખીરી એ હોરી આઇ, પાડ ડુંગરથી મૈયા ધાઇ; બોલો સખીરી. ટેક. ચોસઠ નવ દસ ટોળે વળાઇ, વચ્ચે બહુચર અંબા આઇ બોલો. ૨ ચુવા ચંદન અત્તર અરગચા, કરતુરીશું બેક બનાઇ, બોલો. ૩ અબીલ ગુલાલ ઉડાવે દેવી, અધુર બીબ રહ્યો દલ છાઇ બોલો. ૪ કેશર કેશુ કુમ કુમ ઘોળ્યાં કળસ ભરી શીર ઢોલાઇ બોલો. ૫ કર કંચન પીચકારી કનકકી, ભરી ભરી મારે દેવી ચોકાઇ બોલો. ૬ વળગ્યાં જુમી કરે સહુ દેવી, સલખનપુરમાં ધુમ મચાઇ બોલો. ૭ તેલ ગુલાલ સુખ માંજે, નાસે દોડે ને કરે ધેગાઇ બોલો. ૮ ફરે કુદડી લે અંબોડા. લે ડંડ રસ ડડા સાઇ. બોલો. ૯ એ શોભા જોઇ હરખ્યા દેવતા, બેઠાં વિમાંને ટોળે વળાઇ, બોલો ૧૦ કહે વલ્લભ છોરૂ, કે કછોરૂ, આ જુગમાં લેજો નિભાઇ. બોલો. ૧૧

## હોરી.

બહુચર બાળા બાળાજીરે, રંગભેરે રમતાં હોળી. ટેક. માત વસંત માત મદમાતી, મળી છે ભવાંનિ ટોળી. બહુ. ૧ અબીલ ગુલાલ ઉડાવે અંબા, નાખે ચંદન ઘોળી. બહુ. ૨ પ્રાણગ્રહ પીચકારી મારીને, હાશ કરે હીઝોળી ૩ ચંદન ચરચીત ચંડીકા, ચંપક વરણી ચોળી. બહુ. ૪ સાળુ સપેત કેસરીયાં કીધાં બાધા રંગમાં બોળી બહુ. ૫ વીવીધ વિલાશ કરે સલખનપુરી, રાત દીવસ રંગ રોળી બહુ. ૬ વલ્લભને વીશરામ ઠામ તું, માત ભવાંની ભોળી. બહુ. ૭

## હોરી દેશી ફેર.

બહુચર બહુ બરદાળી, હોળી રમેછે રસાળી. ટેક. બહુચર બાલી

બહુ બરદાળી, હોળી રમે રસાળી. રેત રંગીલી ભવાની ભોળી રીઝ્યા અતી રૂપાળી. બહુ. ૧ સખી સકળ સલખનપુર સાથે, સરદ શશી વદન ન્યાળી, સરવે સુગંધ બંધ સંગાથે, લીધા કર ખટકાળી. બહુ. ૨. આળસ તજી પરવરીયાં પારે, રચી રમત દઢીયાળી હોળી રહે કહ્યું નવ વહારે પુરણ પણ વટ વાળી. બ. ૩ તાલ મ્રદંગ ઝાંઝર ડફ વાગે મેહરે મધુર સ્વર વાળી, સરવે શક્તિ કરીને સમાજે ગવરાવે ધડ નાળી બ. ૪ ચાર પાંચ મથી ચાચર આવ્યાં, આઠ આઠ એમ લાળી, દુરગા જોગણી દેખીને ફાવ્યા, નાની બેન નીહાળી. બહુ ૫ અબીલ ગુલાલ અરગચો આણી, કેસર રસીયો ગાળી. સામા સામી સલખનપુર રાણી, છાંટે છેલ છોગાળી; બહુ. ૬ ચુવા ચંદને બહુ મનન, આણંદી ઉછાળી; ભડુવા કહે ત્રિભોવન વદને, ત્રિપુરે કર લેઇ તાળી બહુ. ૭ કરે વિલાસ હાસ વિશ્વેશ્વરી, દુઃખદારિદ્ર હરનારી; વલ્લભને શીર બહુચર ઇશ્વરી, કરૂણા રાખે તમ ટાળી. બહુ. ૮

## હોરી.

ચાલ સખી સલખનપુર જઇયે, હોરી ખેલે આઇ; ટેક. દેદીશાથી દેવીને તેડાવા, મધે અંબા આઇ. ચાલ સખી. ૧ અંનપુરણાને આઘે અજાઇ, દેવી આવ્યાં ખોજાઇ; કામાક્ષાઇ કાકરેશ્વરી આવ્યાં કાળીને સીધવાઇ. ચાલ. ૨ હીંગોળીને ગાત્રેશ્વરી આવ્યાં હરસીધ ને તુકાઇ; ચામુંડા જવાળામુખી આવ્યાં, ભલે આવ્યા ભુજાઇ. ચાલ ૩. સરવે દેવી સલખનપૂર આવ્યાં, બેઠાં બહુચર બાઇ; સામ સામી સહુ દેવી મળીયાં, એક એર કર સાઇ. ચાલ. ૪ ચાચર ખેલ મચ્યો સલખનપુરી, દેવી કુંચતાઇ, રખે છુટા નવ પડશો, રેજો ટોળે વ-ળાઇ. ચાલ. ૫ તાલ મ્રદંગ ઝાંઝર ડફ બાજે, સારંગી શરણાઇ; મેહરે મધુસ્વરી વાંસળી વાજે, ભારે ધુમ મચાઇ. ચાલ. ૬ પેહેલાં ફાગ ખેલ્યાં સનખલપુરી, ખેલ્યાં અંબા આઇ; પછે ખેલ્યાં સરવે દેવી, જે ટુક ખેલ્યાં બાઈ. ચાલ. ૭ અબીલ ગુલાલે ઉડાડે માતા, નાખે મુઠ ભરાઇ; ચુવા ચંદન દેવીને અરચે, કુમ કુમ રોળ રોળાઇ. ચાલ. ૮ અગર કપુર અરગચો આણી, ધુપ દીપ ધરાઇ ગુલાબ રસ કેસર કસુંબો, માતા શીર પોળાઇ. ચાલ. ૯ કર કંકણ પીચકારી કનકની, ચામુંડા હાથ સોહાવી; નાખે રસે ભરી કેસરના દેવી સહુ ભીંજાઇ. ચાલ. ૧૦ કાળી કરમાં પ્યાલા કનકમાં; મધુપાન ભરાઈ; આપે હાથો હાથ દેવી સહુ, પીયે ને પવરાઇ. ચાલ. ૧૧ ઉન્નમત્ત થઈ ઇશ્વરીયો ખેલે, શોભા અતી બનાઈ; જે જે ભડુવા હીંગોળીને બોલે, ધન્ન ધનરે મહંમાઇ. ચાલ. ૧૨ ફુલદડા ઉડાડે હર-

સાધ, માહોમાહી કરસાહી; વચન ઉઘાડાં બોલે માતા ભડુવા બોલે બાઇ. ૧૩ ફાગ પુરો ખેલી સહુ શકતો, બેઠી સહુ ભરાઈ; ગોઠ દેવા સલખનપુરી આવ્યાં જે જે દેવી જુગતાઇ. ચાલ. ૧૪ દેવીએ દેવી સંતોષ્યાં, ત્રપ્ત થયાં સહુ દેવી; પાનસોપારી ભરયાં મુખ સરવે ચાલ્યાં માગી વીદાઇ. ચાલ. ૧૫ સહુ સહુના મહોલમાં પધારયાં, મોટી માત મંમાઈ; બેઠાં બહુચર અંબા એકાંતે, ફાગ ખેલી સફલાઇ ચાલ. ૧૬ આ ફાગ ગાઇ સુણે ને શીખે, તેને નહી નુનતાઇ; હું માગુછું એ મા પાસે ~~વલ્લભ લેજો વીમાઇ. ચાલ સખી~~ સલખનપુર જઇયે, હોળી ખેલે બહુચર બાઇ. ૧૭

---

## ધનુસધારીનો ગરબો.

ધનુષધારીનું ધ્યાન ધરજો, જેનું ધ્યાન ધરે બ્રહ્માય જો; સુરપતિ રહે સેવા કરે જો, જેને સેવે છે વિષ્ણું સદાયજો. ધનુષ. ૧ જેણે ધનુષધારી ધારીયાં જો, કીધો શક્તિ સંગાથે સ્નેહ જો; કારજ સકળ સમારીયાં જો, વરી દુઃખ ન પામે દેહ જો. ધનુષ. ૨ શાસ્ત્ર પુરાણે સાંભળી જો, વળી વાણી વખાણે છે વેદ જો; કોણે અકળ કળા કળી જો, એ છે અભેદ અછેદ જો. ધનુષ. ૩ તત્વનું તત્વ એથી નથી જો એથી નથી સંસારનું સાર જો; જોગ જોગેંદ્ર કહે કથી જો, આઇ અગમ અભેદ અછેદ જો. ધનુષ. ૪ પરતો પરતક્ષ પૃથ્વી તળે જો, જેનો પુરણ પ્રબળ પ્રતાપ જો; દારણ દૈત્ય દળે બળે જો, હેની જુગ સચરાચર છાપ જો. ધનુષ. ૫ એક સમે બ્રહ્મા ભણે જો, મુખે કેહે છે બ્રહ્માંડ પુરાણજો; શીલ પણે શ્રવણે સુણજો, શ્રોતા નારદ ચતુર સુજાણ જો. ધનુષ. ૬ ભગવતી મહાત્મ આવીયું જો, મા ધનુષધારી મહાતમ જો; નારદને મન ભાવીયું જો, કોહો ધનુષ ધર્યુંતે કયમજો. ધનુષ. ૭ નામ સુણતાં ઋષી નારદે જો, મુની રહ્યા છે મનમાં મુઝાઇ જો; શું સમરણ લખુ સારદે જો, જેણે ધનુષ ધર્યું તે આઇ જો ધનુષ. ૮ જે જહાં તે તહાં ભવાનીઓ જો, અંગે આયુધને આસન જો; એ કો માત ન માનીયાં જો, વીના પુછે ન માને મન જો. ધનુષ ૯ પ્રજા પતી પ્રત્યે પુછીયું જો, મુની નારદ કહે કહું સત્ય જો; તે તો સ્વરૂપ કહો કીયું જો. આદ્ય એની કયમ ઉતપત્ય જો. ધનુષ. ૧૦ અવરભવાની અનેક છે જો, વીના આયુધ કો ન જણાય જો; તે માંથી એ અધિક વિશેષ છે જો, એ આયુધથી ઓળખાય. ધનુષ ૧૧ એ અચરત મુને ઉપન્યું જો, મુને કહીએ કરી કરૂણાય જો; કારણ કોણ વરણ કે સ્વરૂપનું જો, અંગે ગૌર રકત અરૂણાય જો. ધનુષ.

૧૨ ધનુષધારીને શું કર્યું જો, કોહોને કોના કર્યા ઉપકાર જો; કહો કોનું કામ કર્યું જો, કો કોને ઉતાર્યા પારજો. ધનુષ ૧૩ ત્યારે વિધાતા તે સમે જો. કહે નારદને ધન ધન જો; એ રસ મુજને ઘણું ગમે જો, એથી તત્વ નથી કાંઈ અન્ય જો. ધનુષ. ૧૪ સ્વચ્છ મને ચરણે ધરો જો, કહું ધનુષ ધારી કારણુ જો; પરમેશ્વરી પરતો ખરો જો, ત્રણ લોક તણું તારણુ જો. ધનુષ. ૧૫ ધરી ધનુષ ધર્મ રાખીયાં જો, આદ્ય આવ્યાં અમરની ઓથ જો; સ્મૃત પુરાણે સાંભળી જો, તર્ત તાર્યા દેવ તેત્રીસક્રોડ જો. ધનુષ. ૧૬ બ્રહ્મા કહે કહ્યુ બધે જો, સુત સાંભળજો સર્વ કથાય જો; વ્યક્ત તે રસ્તો વધે જો, ઉભે મળે જોગજ થાય જો ધનુષ. ૧૭ ત્રીપુર નગર સોહામણુ જો સસિ સુર્ય સરખો ઉજાસ જો; સુર મુની સકળ શિરોમણી જો, હવો કાત્યાયનીનો વાસ જો. ધનુષ ૧૮ આઠ ભુજા ઓપે ઘણું જો, ધર્યાં આઠે કર આયુદ્ધ જો; માહા તેજ માતા તણું જો, ઘણા દૈત્ય હણ્યા રણ યુદ્ધ જો. ધનુષ. ૧૯ ખડગ ખપ્પર ખાંધે ધર્યાં જો, પાય પદ્મ ગદા શંખ ચક્ર જો; મુસળ કરવર વાપર્યા જો, કર બાણ ધનુષ સર વક્ર જો; ધનુષ ૨૦ સદા સુધા મુખમાં પીયે જો, કરે મહીશ અજાનું વાહન જો; દુષ્ટ દમ્યા દેવીજીએ જો, કરી સીંહતણું વાહન જો. ધનુષ. ૨૧. રાતે કાત્યાયનીએ મનથી જો, કીધાં ત્રણ સ્વરૂપ પ્રગટ જો. માયે વિચાર્યું મનથી જો, રચ્યાં સ્વરૂપ અનુપ નિપટ જો, ધનુષ. ૨૨ શ્વેતા રક્તાને પીતા કરયા જો, હેના પ્રબળ બળ પ્રાક્રમ જો, ત્રણે મળી તપ આચર્યા જો, કીધાં આપ આપણા આશ્રમ જો. ધનુષ. ૨૩ સ્વેતા તો સ્વેતગીરે સહી જો, ગંધ માધને રક્તાય જો; મેરૂશીખર પીતાંબરા જો. હેના જશ અવકતે વતાય જો. ધનુષ. ૨૪ એક હવો અસુર તે કાળમાં જો, હુવો માહાબળીયો બળવંત જો; દુષ્ટ પ્રગટયો તે ભડ પાતાળમાં જો, એનુ ભંડાસુર છે નામ જો, ધનુષ. ૨૫ અંતરીબળ આધ થકે જો, જે ઓજનમોજનમનો બાળ જો દેશ દમે બધનાયકે જો, જન જીવને માહા જંજાળ જો. ધનુષ ૨૬ જાતે જાહાં થયો જેટલે જો, કીધી સકળ સુદ્ધ સંભાળ જો; પાપી પ્રગટયો પગ તેટલે જો, પેહેલું જીત્યું તે ભટ પાતાળ જો, ધનુષ. ૨૭ પાતાળ જીતી વિચારીયું જો, મેં એતો કીધું બધ વશ જો; લેવા મૃત્યુ લોક ધારીયું જો, આવ્યો અવની ઉપર તર્ત જો. ધનુષ. ૨૮ સૈન્ય સજ્યું માયા મહીં જો, સંગે સુભટનો નહીં પાર જો; હય ગજ રથ દળમાં કહી જો, આવ્યો અવની ચક્રમોઝાર જો ધનુષ. ૨૯ આધ ઉત્તર જીતી ફરી જો પછે પુરવ કીધાં પ્રયાણ જો; દક્ષીણ પશ્ચિમમાં ફરી જો, જીતી જક્ત વગાડયાં નિશાન જો ધનુષ. ૩૦ ચાર ખુટ ચકવે થયો જો દી-

ધા દેશ પતિને દંડ જો; પછે અમર પુરમાં ગયો જો. જીત્યા સપ્તદ્વીપ નવખંડ જો; ધનુષ ૩૧ સુરપુર જીતીને સંચર્યો જો, ઘોડે ગાજીને કીધું ગમન જો; ઈંદ્રિ સુદન જઈ આંતર્યો જો, લીધું ઇંદ્રનું ઈંદ્રાસન જો. ધનુષ. ૩૨ વિશ્વ વિખે ચાલી વરી જો, એક અસુર થયો ઉત્પન્ન જો; ભંડાસુર નામે થકી જો, બધ્ય કાંપે છે ત્રણ ભોવન જો. ધનુષ. ૩૩ સુર પુર તજીને નાશીયાં જો, નાઠા મુકીને ઠામ જો; ગીરી ગહ્વા જઇ વશીયા જો, મુકયા મહા મનોહર ધામ જો ધનુષ. ૩૪ બેઠો અસુર ઈંદ્રાસને જો, બધ્ય ધર્યા પોતાના એધાણ જો; વસ્ય કર્યાં સ્વર્ગ વાસને જો, વર્તી ભંડાસુરની આણ જો. ધનુષ. ૩૫ દેવદેવાંગના શોકમાંજો, ચર્વે રહ્યા સંતાઇ જો; ત્રાસ પડયો ત્રણ લોકમાં જો ફરે ભંડાસુરની દવાઇ જો. ધનુષ. ૩૬ પશુ પંખીને પહાડમાં જો, શરિ સિંધુ શશીને સુર્ય જો; જીવ યોનીની જાતમાં જો, નહીં ભંડાસુરથી દુર જો; ધનુષ. ૩૭ જગન જાગ મંગળ લોપીયા જો. લોપ્યા હવન હોમ ખટકર્મ જો ; ભંડાસુર ભડ કોપીયાજો, લોપ્યાં વેદ શાસ્ત્રનાં ધર્મ જો. ધનુષ. ૩૮ રાજ કરે રૂડી રીતશું જો, સર્વે સંગીને સુખ થાય જો; પાળે પોતાનાને પ્રીતશું જો, દેખી દેવને મહા દુઃખ થાય જો. ધનુષ. ૩૯ દેવ મહા દુઃખ પામીયા જો; સર્વ સુર થઈગયા સુન્ય જો. એમ અતિ દિન વામિયા જો, પછે બોલ્યા મળીને મહા મુન જો ધનુષ ૪૦ સુરપતીની કરે વીનતી જો, હવે કરવો કવણ ઉપાયજો; સહાય થાયે કોની વતીજો, ભંડાસુર નામે નવ રહેવાય જો. ધનુંષ. ૪૧ સુરપતી સુર પ્રત્યે કહે જો, સહુ સાંભળી સુરોજંન જો; બ્રહ્મ સુદન બ્રહ્મા રહે જો, જઇ કહીએ સકળ કારણ જો. ધનુષ. ૪૨ સુરપતીની કરે વિનતી જો. હવે કરવો કવણ ઉપાયજો, સહાયે થાયે કોની વતીજો ભંડાસુરને બેથી ન રહેવાય જો. ધનુંષ. ૪૩ સુરપતી સુરપ્રત્યે કહેજો, સહુ જાઓ શિવ આસન જો; કૈલાસે શિવ ત્યાં રહે જો, જૈ કહીયે સકળ કારણ જો. ધનુષ, ૪૪ ઈંદ્રિ અમ્મર ત્યાંથી થઇ જો, આવ્યા લક્ષ્મીપતીને પાસ જો; વિનવિયા વિષ્ણુ ધાઇને જો, કહ્યાં સકળ કષ્ટ પ્રકાર જો. ધનુ. ૪૫ પછી સ્તુતિ કરી બ્રહ્મા તણી જો, સરવે સુર સહીત સુરપત્ય જો; થોડા માંહે કહી ઘણી જો, હવે શી હમારી ગત્ય જો. ધનુ. ૪૬ પ્રજાપત્ય કહે સર્વે સાંભળો જો, હમે, સર્વે તમારે શ્રષ્ટ જો. વિધાત્રા વાધે વળો જો, કૃપા કરીને કાપે કષ્ટ જો. ધનુ ૪૭ સ્થાનક ભ્રષ્ટ થયા હમો જો, રહિયે આઠે પહોર ઉદાસ જો; પિતા હમારા માનો તમો જો, એનો નથી ખમાતો ત્રાસ જો. ધનુ. ૪૮ આવ્યો અસુર પાળથી જો, એનુ ભંડાસુર છે નામજો; મહા બળીયો કુળી

કાળથી જો, ફેડ્યા નર અમરનાં ઠામ જો. ધનુ ૪૯ જોતા જગત બધ જીતીયો જો, કરે ઇંદ્રપુરીનું રાજ જો; હમને વિપતિ ઘણી વિતિયો જો, સર્વે સુખ કરાવ્યાં તાજ જો, ધનુષ. ૫૦ બ્રહ્મા કહે સુર રાજને જો, ધરી ધોળાધડ બધ જાઓ જો; જો કરવું હોય કાજને જો, સરવે શ્વેતાને આસન જાઓ જો. ધનુ. ૫૧ શ્વેતા તે સંકટ ટાળશેજો, શેહેજે સરશે તમારાં કાજ જો; આવ્યાં વિઘ્ન આઇ વાળશે જો, મોટી મહા રાજાધિરાજ જો. ધનુ. ૫૨ વચન વિધાતાનાં સુણી જો. સરવે સુર થયા રળિયાત જો; ચાલ્યા સકળશ્વેતા ભણી જો, જે કોઇ નર અમરની જાત જો. ધનુ. ૫૩ ઇંદ્ર અમ્મર એકઠા થઇ જો, આવ્યા શ્વેતા ગીરીને સમીપજો; પર્વત બધ પાજે ચડી જો, પળ્યા લક્ષ જોજન અદ્વીપ જો, ધનુ. ૫૪ ધ્યાન ધરી બેઠાં આઇજી જો. ભય મુકી રાગ દ્વેશજો. જોયાં જનુની સુખદાઇજી જો. આઇ આંખની મેખા નમેસજો. ધનુ. ૫૫ આગળ કરજોડી રહ્યા જો, આઘે ઈંદ્ર અમ્મર સોકોય જો; કાલાવાલા સર્વે કર્યા જો, આઇ આંખ ઉઘાડીને જોય જો. ધનુ. ૫૬ ભક્તિ ભવાનીની કરે જો, બાવેભણે પાઠ ગુણ ગાયજો; ઉદો ઉદો સુખ ઓચરે જો, કેહે સાહકરો મમાય જો ધનુષ. ૫૬ સમરે અમ્મર એક મનજો, તેતો તારણ તેત્રિસ કોડજો; ઓચરે એમ સનેવનેજો. ભંડાસુરના ભયથકી છોડજો. ધનુષ. ૫૮ આઈજી આધ વિચારીએ જો, તોતો સદા કરો છો સાહજો; આ અવસર ઉમારીયેજો, મયા કીજે માતા મંમાયજો. ધનુ. ૫૯ સત્ય કહીગે આસમે જો, હમે તમો વડે પોસાઉંજો; શક્તિ હોયતો સઉ નમેજો, હમે પ્રતમા થઇ પુજાઉજો. ધનુ. ૬૦ એવાં વચન આઇ સાંભળીજો, દેવી દેવ પ્રત્યે કેહે વાતજો; સ્થાનક જાઓ સઉએ વળીજો, એ અસુર કરીશુ નિપત્ય જો. ધનુ. ૬૧ અમર વર લેઇને વળ્યાજો, આવ્યા પોત પોતાને ઠામજો; અંગ આનંદ અતિ ઉલટયોજો, લાગ્યાં આપ આપણે કામજો. ધનુશ. ૬૨ પછે પ્રગટ પરમેશ્વરી જો, આણી દેવતણી મન દાઝજો; વહારે વળ્યા વિસ્વેશ્વરીજો, પોતે આણી પુરવની દાઝજો. ધનુશ. ૬૩ બાળા રૂપે બાળા થઇ જો, વસ્યા નારદના ઘટમાંહજો; કુટીલતા ઉપલી કહીજો, કહે કલેશ કરાવું કાંઇજો. ધનુ. ૬૪ આઘ નારદનું એ કામ છેજો, બીજી બાળાએ આપી બુધજો, નવખંડમાં એનું નામછેજો, ઘણે ઘેર ઘલાવ્યા વિરોધજો. ધનુ. ૬૫ મુનીએ મન દોડાવીયુંજો પોતે પંડે વિચારયુ પ્રશ્ન જો; અવર કો મનમાં ન આવીયુંજો, દેખી દઇત ઉપર ગઈ દ્રષ્ટજો. ધનુ. ૬૬ નારદ નગર થકી પળ્યાજો, આવ્યા ઇંદ્રપુરીમાં આપજો; ભંડાસુરને જઇ મળ્યાંજો, એના પુરણ

કરવાં પાપજો. ધનુ. ૬૭ આસનથી ઉભો થયોજો, ભંડાસુરે કર્યો પ્રણામજો, સનમુખ કરજોડી રહ્યોજો, કહો મુજ સરખું કાંઇ કાજ જો. ધનુ ૬૮ આપ્યું આસન ભંડાસુંરેજો, બેઠા નારદ દેવ પ્રમાણ જો, મહા તારૂ રાજ ત્રણે પુરજો, કરે અસુર આપ વિખાણજો. ધનુ. ૬૯ ચઉદભોવન નવખંડમાંજો, જો નારદ મારૂ નામજો; ભડકો નહી બ્રહ્માંડમાંજો, મુજ સાથે કરે સંગ્રામજો. ધનુ ૭૦ મુજ સરખો નહી મહીપતીજો, મેતો વિશ્વ કર્યું બધુ વશજો, સકળ સમ્રધી મારે છતીજો. જુઓ જકત હમારે વશજો. ધનું. ૭૧ અષ્ટ સિધ નવ નિધશુંજો, આવી ઉભી છે મારે દ્વારજો; રિધ સકળ વિધ વિધશુંજો, આજ ભર્યાછે મુજ ભંડારજો. ધનું. ૭૨ નારદ કહે અરજી કરૂંજો, આજે દોલત તુજ દરબારજો એ બધુ સુખ તાહારે; ખરૂંજો, હોય શ્વેતાગીરી ઘેર નારજો. ધનુ. ૭૩ કહી અસુરને એટલુંજો, મુની પામ્યા મે અંતરધ્યાનજો; કામી હુવો ભડ કેટલુંજો, અતિ અંધ થયો અજ્ઞાન જો. ધનુ. ૭૪ કુડો અસુર કામે કઠયોજો, ગયો શ્વેતાગીરી માહા મુંડજો, પરવત બધ પાગે ચડયોજો, ઊંડયો ગીરી ગફા બહુજો. ધનુ. ૭૫ જોયાં જનુનીને જેટલેજો, વશ થયો, તે દૈત વિકટજો; અસુર અજાણ્યો એટલેજો ગયો શ્વેતાગીરી નીકટજો. ધનુ. ૭૬ મુરખ નીર ખીને હરખ્યોજો, નખ શીખ સ્વરૂપ સુદેસજો; ઓપમા અંગોઅંગ સરખીયો જો, નવ જોબન બાળેવેશજો. ધનુ. ૭૮ દઇત્ય કહે દેવી પ્રત્યે જો, નારી કોણ તમારીજાતજો, વર વર્યા કે કન્યા વ્રતેજો; એમ અસુર અળુશે વાતજો. ધનુ. ૭૮ અંગે અંગ અવલોકીયાંજો, મુમોહી પડયો છે અસુરજો; તરત ભવાંનીને ટોકીયાંજો, કહ્યાં મા ન કીધી કસુરજો. ધનુ. ૭૯ ઉમંગે આવ્યો ઘર માહરેજો, સુણો સુંદરી પ્રમાણ જીવનજો; હું વશ વરતી તાહરેજો, તુજ ઉપર મારૂં મનજો. ધનુ. ૮૦ મેહે મારે મન તું વરીજો, એમાં અંતર ન મળે લેશજો; ભામની તું ભાગે ભરીજો, તારે મુજ સરખો શીર કંથજો. ધનુ. ૮૧ એવાં વચન સુણી સુંદરીજો, બોલ્યાં દઇત્ય પતિની સાથજો, તો હું તુજને વરૂ ખરીજો, જુધે જીતે મુજ સંગાથજો. ધનુ. ૮૨ બાળા ન બોલો ચડયુ ચડયુજો, એમ ઓચરે અસુર પ્રગટજો; કામ ની સંગે કોતકુજો, અંગે ધરીને સહસ્ત્ર સુભટજો. ધનુ. ૮૩ મા કેહે એ વરત હું કરૂજો, મુને જીતે ત્યાંહાં હું જાઉજો; તું જીતેતો તુને વરૂંજો, નીકર ક્ષણ માતરમાં ખાઉંજો; ધનુષધારીનુ ધ્યાન૦ ૮૪ દૈત્ય કહે મૃત્યું આવીયુંજો, આતે અબળા નીપટ અજાણજો; આવુ મન સમજાવીયું જો, હવે કર હું ગાત્ર ભંગાણજો. ધનુ. ૮૬

એમ કહી ઉભો થયોજો, આવ્યો ઉતપત્યો આકાશજો; સનમુખ જુદ્ધ કરવા ગયોજો, પોતે પરમેશ્વરીની પાસજો ધનુ ૮૬ મા કહે મુરખ સાંભળેજો, હવે હુ કરછું મધુપાનજો; પછે તુંમારી અકળકળા કળેજો, જો જેવાં દઉં હુંસન માનજો. ધનું. ૮૭ પેહેલે સુધા પીને ચડયાંજો; પછે આયુધ ધાર્યા અંગજો; મન મદ થઇ માતા વઢયાં જો. ભડ ભંડાસુરને સંગજો. ધનુ. ૮૮ માયે ગદા યુધ માંડયુંજો, પછે મુસળ કીધો મારજો; દૈત્યે સ્થાનક છાંડીયુંજો. સનમુખ સહે માહા પ્રહારજો. ધનુ. ૮૯ કાંપે અસુર ધરૂજે ધરાજો, દીસે દીસે દીશા ભયંકર જો; શેશ પાતાળે સળકીયાજો, મારે માતાજી માર નિશંપ જો. ધનુ. ૯૦ વડે ભંડાસુરને ભગવતીજો, એવું જુદ્ધ નહી કો પુરાણ જો. એ રજ ઉડે પગવતીજો, જેણે છાયો ગગનમાં ભાણજો. ધનુ. ૯૧ અસુર પુરમાં હે વડયોજો, બળ બાળનું નવ કળાયજો, એ કેમ કર મારે ચડેજો. મલ્લ યુદ્ધ કરૂં તો મળાયજો, ધનુ. ૯૨ મલ યુદ્ધ તવ માંડતાંજો, જઇ ઝાલ્યા જનુનીના હાથજો; કટી ગ્રહી કર છાંડતાંજો, પછી ભરી ભંડાસુરે બાથજો. ધનુ. ૯૩ બાંહ્ય તળે માને ઘાલતાંજો, મન મુંઢ વિચારે પેરજો; કર્યા ચરણ પછે ચાલતાંજો, હવે જાઉં હું મારે ઘેરજો. ધનુ. ૯૪ ઊતપત્યો આકાશમાંજો, વાધ્યો પગ પવન મળાયજો; એણે વિચાર્યું વિમાસમાંજો, એ મારો કાળ અળખાય જો. ધનુ. ૯૫ માએ વિચાર્યું બાથમાં જો, વળી પુરવ દીશ પળાય જો; એનું મૃત્યુ આવ્યું હાથમાં જો, હવે ગડગડાટ લઇ જાઉ જો ધનુ. ૯૬ એને અહીંથી નથી મારવો જો, એમ આઇ કરેછે વિચાર જો; શતરૂને ત્યાં સંહારવો જો, જહાં ઘરઘરાટ ખેડારજો. ધનુ. ૯૭ બળ થકી બાળાં પળ્યાં જો, આવ્યાં ગરગરાટ ગુજરાત જો; રાજ કર્યું રાજા નળે જો, નગ્ર નરોડુ વિખ્યાત જો. ધનુ. ૯૮ જોર કરી થયાં જુજવાં જો, ભંડાસુરને ભવાંની દેગાળ જો. તતખર જુધ કરવાં હવાં જો, માંડયું દારૂણ યુધ વિકાળ જો. ધનુ. ૯૯ ત્યારે બોલ્યાં ત્રીપુરેશ્વરી જો, તારા ઇષ્ટને તું સંભાર જો, એમ વદે આંઇ ઇશ્વરી જો, અલ્યા હમણાં હણુંછું આહાર જો ધનુ. ૧૦૦ એતો અસુરને વિડારવા જો, મોટી માએ વિચાર્યું મુળ જો; એનો તે વંશ ન વધારવો જો, ત્યારે મારયું તેતર્ત ત્રીશુળ જો. ધનુ. ૧૦૧ ભેધુંઅસુરના અંગમાં જો, પડયો ચિત ચડયું તવ ચાક જો, થયો ગાત્ર ગતિભંગમાં જો, વળી ઉઠયો મ.રીને હાક જો. ધનુ. ૧૦૨ ત્યારે ધનુપ માએ ધારીયું જો, બળે તાણ્યું તે કાન પ્રમાણ જો, શત્રુનું શીશ સારીયું જો, એક મુકી કૃપાસ્ત્ર બાણ જો. ધનુ. ૧૦૩ પડયો અસુર ધરણી મળ્યો જો, એના પડતા

તેવેત ગયા પ્રાણ જો; આધ અંત સફળે ફળ્યો જો, આઇએ આ-પ્યું પદ નિવારણ જો. ધનુષ ૧૦૪ પુરવ પ્રાચીનના સમંધથી જો, મળ્યો માન વિના સંતોષ જો; છુટયો કમરના બંધથી જો. મોટી માએ પમાડયો મોક્ષ જો. ધનુ. ૧૦૫ માર્યા અસુર માતાજીએ જો, કાધું પ્રબળ બળ તે કાળજો; માહા માયા મન રાજીએ જો, બેઠાં તેજ સરોવર પાળ જો. ધનુ. ૧૦૬ દેવના દુંદણી ગરગડયાં જો, કરે ચંદન પુષ્પની વૃષ્ટ જો; અંતરીક્ષથી પાયે પડે જો, ન્યાલે નેણે નેણ ભરી દ્રષ્ટ જો; ધનુ. ૧૦૭ આવે અમર નર નારીયો જો, ધરી ધનુષ ધારીછે જ્યાંહ જો; પુજવા માત પધારીયાં જો, રહ્યા પુજા વીવીધને ત્યાંહ જો. ધનુ. ૧૦૯ સુર અંગ ત્યાં સોહામણાં જો, સરવે શોભે કળા શણુગાર જો; દેવને દેવાં વધામણાં જો, આવે ધનુષ ધરી દર બાર જો. ૧૦૮ નેણે તો કાજળ સારીયાં જો, કરી કુંમ કુંમ પીયળ કપોળ જો; અદભુત અંબર ધારીયાં જો, બધે મુખ ભર્યા તંબોળજો ધનુષ. ૧૧૦ મુકતા થાળ ભરાવતાં જો, લઇ આવ્યાં પદમણી પાણજો, ભોજન ભોગ ધરાવતાં જો, નારીયો લાવ્યાં સકળ નિરવાણ જો. ધનુ. ૧૧૧ કરી કનકની ગાગરી જો. શ્રીફળ શીર એકેક જો; માતુની બાધ્ય માથે ધરી જો, ચાલ્યાં ચંચળ ચાલ વિશેક જો. ધનુ. ૧૧૨ સુંદરી સહુ ટોળે થયાં જો, મળ્યું પ્રેમદા પ્રેમ પુનીત જો; ગુણવંતી ગળ ઘા લીયાં જો, વાટે ગાએ વધામણાં ગીત જો, ધનુષ. ૧૧૩ ભેર ભુંગળ વાગે ઘણા જો, વાજે પંચ શબ્દ વાજીંત્ર જો; ગંભીર નાદ ગાજે ભલાજો, વાજે વેણા નાદ વિચીત્રજો. ધનુ. ૧૧૪ આગળ નાચે અ પછરા જો, કેડે કીંનર કરતા ગાનજો; આપે ધનુષધરી ત્યાંહાં સર્યા જો, સુર સહિત સુર રાજાન જો. ધનુ. ૧૧૫ ઇંદ્ર અમર થયા આગળે જો; પુંઠે શોભે સઘ શામાય જો; આવ્યા નરોડાની ભાગોળે જો, ચાલ્યા સુર કરી સમુદાય જો, ધનુ. ૧૧૫ આગળ ઇંદ્રાણી બધેજો, ઉર અંતર અતિ આનંદ જો; સુર સુંદરી સાથે બધેજો, સહુ સરદ પુનમનો ચંદ્રજો. ધનુ. ૧૧૭ એમ અમર આવ્યા બહુજો, બેઠા ધનુષ ધરીને જાગ જો; સનમુખ કરજોડી સહુ જો, પેહેલે શીશ નમાવ્યા પાગ જો,ધનુ. ૧૧૮ ભલાં ભવાનીએ ભાવતાં જો, આવ્યાં અંતર માહે અચમ જો, માજીને મોતીડે વધાવતાં જો, માંડયો પુજાનો આરંભ જો, ધનુ. ૧૧૯ પ્રસન થઇ પુરંદરી જો, પેહેલે પોતે પ-ખાળ્યા પાય જો, ઉભા અમર યુકત અમરીયો જો, સહુ સાથે કરે છે પુજાય જો; ધનુ. ૧૨૦ ચંદન કુંમ કુંમ ચરચીયાં જો, વળી અક્ષત અબિલ ગુલાલ જો; અંગે સુગંધે ચરચીયાં જો, પુજા જો-

મ પુરવનો ચાલજો. ધનુ. ૧૨૧ જાઇ જુઇને માલતી જો, પુષ્પ ધારી જાત મંદારજો; ગુંથ ગુથીને ગળે ઘાલતીજો, સહુ સાથે સમર્પ્યા હારજો. ધનુ. ૧૨૨ માથેથી ગાગર લેઇનેજો, અહી કામનીયે કર મંચ્યજો; ધુપ દીપ ફળ દેઇનેજો, મુકી ભાત મહા આગળ બધ જો. ધનુ. ૧૨૩ કરી આરતી શણુગારની જો, માને નીરખે અમર નર નારજો; શોભા શકત આધારની જો, જોઇ જોઇ જાયે બલીહાર જો. ધનુ. ૧૨૪ ભોગ ભવાનીને સારી જો, ભરી મુકયું કનક જળ પાત્ર જો; આડો અંતરપટ આંતરી જો, કરે સ્તુતી સકળસુર માત્ર જો. ધનુ. ૧૨૫ આઇજી આપ આરોગીએજો, જાણી દીનને આણી દયાય જો; માતા માહારસ ભોગીએજો, ભણે ચૌદ ભોવનની રાય જો. ધનુ. ૧૨૬ પુજી રહ્યાં પરમેશ્વરી જો, માએ મુખે કર્યા મુખવાસ જો; નારી અમર અમરેશ્વરી જો, સરવે દેવ થયા રહી દાસ જો. ધનુ. ૧૨૭ પછે કરી પંચ આરતી જો, કુર લઇને વધાવ્યાં કુસંમજો; તન મન ધન ધવારતી જો, જોઈ જોઇ જનુનીને જેમાંય જો. ધનુ. ૧૨૮ ધનુષ ધરી એમ ધારણા જો, શુર સરવ ઉગાર્યા શકત્ત જો; એમ કહી મેલે ઓવારણાં જો, કરે ભાવે ભવાની ભકત્ત જો. ૧૩૯ આયુષ્ય અમર મન આપતાં જો, શુર સાથે મળીને સમગ્ર જો; ધનુષધરી ની કરી થાપના જો, જાહાં છે નલનું નરોફ્ નગરજો. ધનુ. ૧૩૦ ગોખ ગડયો છે માટીએ જો, રૂષીએ કીધું આવાહન જો; આઇજી આપ્યે બીરાજીએ જો, મુકરો મુખ કરીને પતંન જો. ધનુ. ૧૩૧ બારે મેઘ વળી ગાજ્યા જો, રૂઠયા અમ્રતના વરસાદજો; જય-ભવાનીએ બાજ્યાં જો, ભેરે ગાજેછે સાત સાહાર જો. ધનુ. ૧૩૨ જ્યો જ્યો જુગતે થયું જો, જીવ જનને જયજયકાર જો; દુઃખ દારિદ્ર સૌનું ગયુ જો, નાઠી વીપત વરણુ અરાડ જો, ધનુ. ૧૩૩ દેવે દેવી સંતોખીયાં જો, ધરી હરખે કીધો હવન જો; પંચામૃત યુત પોખીયાંજો આપ્યાં બ્રાહ્મણને ભોજન જો. ધનુ. ૧૩૪ વિપ્ર જમીને પરવરીયાં જો, આપ્યાં પુગી પાનને વસ્ત્ર જો; સુખે સભામાં સધારીયાં જો, કરે સ્તુતી મળી સર્વ સુર જો. ધનુ. ૧૩૫ વીપ્ર પુજી કરી કાજનેજો પછે પુષ્પ સમરપી માળજો; હયગજરથ કરી સાજને જો, આપે ઇંદ્ર સદા સુખ પાળ જો. ધનુ. દ્રવ્ય સમ્રગ મગાવતાં જો, અગણીત જેન ગણાયજો; ઇંદ્ર ઇંદ્રાણી આવતાં જો, દીધી ધન ઉપર દક્ષણાય જો, ધનુ. ૧૩૭ વિપ્ર સંતોષ્યા પ્રેમશું જો. બોલ્યા ઇંદ્ર આધ બધ દેવ જો, વર્ષ એક બધ નેમશું જો, અહિયાં આવીશું અહમેવ જો. ધનુ. ૧૩૮ એ વરત લઇને ઉઠીયાં જો, રહિ ધનુષધરી સાનિ

ક્ક જો, તરત ભવાની તૃઠીયાં જો; કહે જાઓ અમર કરો સિધ્ધજો. ૧૩૯ રાજ કરો ઇંદ્ર સ્વર્ગનું જો, બધા પાળો પ્રજાના લાડ જો; હર્યું સંકટ સુર સર્વનું જો, માતા ધનુષધરીનો પાડજો. ધનુ. ૧૪૦ ઇંદ્ર અમર વર લેઇને જો, વળ્યા મારગ માગી વદાય જો; માતાને માહાજસ દેઇને જો, આવ્યા આસન સમુદાય જો. ધનુ ૧૪૧ સુરપતિ સુર પંથે ચાલતાં જો, વાટે વાજે નિશાનને ઢોલ જો; આવ્યાં મંદીર મન માહાલતાં જો, બોલે જાચર જન જશ બોલજો. ધનુ. ૧૪૨ ઘેર ઘેર આનંદ ઉપન્યો જો, બાંધ્યા તરિયા તોરણ બાહારજો; સર્યો મનોહર ભુપનો જો, મળી માનુની મંગળ ગાય જો. ધનુ. ૧૪૩ સુરપતી મહુરત જોઇને જો, બેઠાં બણી ઠણીને તુષ્ટ જો; સ્વર્ગ સકળ રચ્યું મોહીને જો, ભલું વાળ્યું ભવાનીએ કષ્ટ જો ધનુ. ૧૪૪ રહે અમર આનંદમાં જો, કરે દેવ દેવાંગના જોખજો; છકયા તે આઇના છંદમાં જો, સેવે ધનુષધરીનો ગોખજો. ધનુ. ૧૪૫ શ્વેતાએ ચૈતન ચૈતને જો, વળી લક્ષણની લેહેવાઈ જો; ધનુષ બાણે હણ્યા દૈતને જો, માટે ધનુષધરી કેહેવાઇ જો. ધનુ. ૧૪૬ કથા બ્રહ્માંડ પુરાણમાં જો, પીતા પુત્ર તણો સંવાદ જો; ભક્ત ઓધારણ પ્રમાણુ માં જો, મોટા મુની લહે મરજાદ જો. ધનુ. ૧૪૭ પ્રજા પ્રત્ય કહે પુત્રને જો, કહ્યાં ધનુષધારીનાં ચરીત્ર જો; તાણે સુખે ધર સત્રનેજો, કરે એ ગુણ માન પવીત્ર જો. ધનુ. ૧૪૮ અગણીત ગુણ ધનબાઇના જો, શીખે શુણે ને જો ગવરાયે જો; ઉજળા અંક કુમાઇના જો, સેહેજે સુધા સીંધુમાં નાય જો. ધનુ ૧૪૯ જે જન ગાએ જુક્ત શું જો, તે તો પામે પદારથ ચાર જો; કામ કશું તે ન મુક્તશું જો તે તો જીવન મુક્ત અવતાર જો. ધનુ. ૧૫૦ ઇંદ્રગીરીને આદરે જો રચ્યું ધનુષધરી પ્રગટ જો; સેવકપુરણ સાહે ધરે જો, ગાતું નિત્ય લાગટ જો. ધનુ. ૧૫૧ આયુષ્ય અતીશે દેહ ભોગવે જો, ધનદારા પુત્ર સંતાન જો; ખટરસ સ્વાદ આરોગવે જો, આવે અંતકાળે વૈમાન જો. ૧૫૨ સુલપ માત્ર સક્ષેપમાં જો, કહ્યું ધનુષધારીનું વર્ણ જો; અંક કહ્યું ગરબા એકમાં જો, સદા શક્તના સેવે ચર્ણજો. ધનુ. ૧૫૩ સદકુળતા સંભાળજો જો, કોઇ જાણે અજાણે શીખજો; દાનત દયા પ્રતિપાળ જો, નીકર ધણી માગશો ભીખ જો. ધનુ. ૧૫૪ આપો અપાવો આપથી જો, તેમાં કરો તે કશી ન મણાય જો; પામ્યો નહી માબાપથી જો, વાહ વાહ કરો તો કાંઇ કલ્યાણ જો. ધનુ. ૧૫૫ સંવત સત્તર બાણુએ જો, કૃષ્ણ પક્ષ અષાડ ખરાય જો; તીથી પવીત્ર વખાણીએ જો, શુભ એકાદશી ભગુવાર જો. ધનુ. ૧૫૬

ગરબો સંપુરણ ગાઇને જો, વદે વલ્લભ એ નીશ દીન જો; એમ કહે ધનબાઇને જો, શાદા શક્તી રહો મમશીશ જો. ધનુપ. ૧૫૭

## યદુરામની વાણી.

પદ રાગ જંગલો.

બહુચર બાઇને ભજને, તું મન મેરા હો. બહુ. ટેક. સલખનપુર સાહેબને સેવતાં, વીઘન કરે તેને તજને બહુ. ૧ આદી કૃપાવના એળે આયુષ્ય ગઇ, ટેવ પડી જેમ ભજને, બહુ. ૨ હરીહર ભવ આરાધે નિશદીન, શ્રી ભગવતી પદ રજને. બહુ. ૩ યદુરામદાસ પરમ પદ મળવા, શુભ આચરણ સર્વ સજને. બહુ. ૪

## દેશી ફેર રેકતો.

બહુચરી સદારે ભજો બહુચરી સદા, સંસાર તણું સાર, ભજો બહુચરી સદા. ટેક. સાચેથી સેવે તેને, કમી નહી કદા, રીધ્ય સીધ્ય ધન્ય ધામ, મંગળ મુદા. ધ્યાન ધરી ગાયે છંદ નાવે આપદા, અધીક પ્રતાપ નીત્ય સુખ સંપદા, સંસાર. ૧ ભક્ત ભવ સિંધુ મધ્ય ઝાઝ તારણી, સમરતાં શેવક સંકટ નિવારણી; પૃથ્વી રૂપ પ્રગટ પીક પ્રરૂપ ગારણી, આદ્ય થકી આપછો, અધમ ઓધારણી, સંસાર. ૨ સાધુ ત્યાગી થઇને, કમર મોહની ખશા; તેઓ પણ છુટી નહી, તિક્ષુધાત્રશા. પેટના પ્રપંચ સાર, ધારી દુરદશા, સાચુ જુઠું બનાવીને માંહીના માંહી ફશા, સંસાર. ૩ દીન જાણી મેહેર કરી, લેહેર જે ઘડી, મુક્તિ ચાર દ્વાર, કરજોડીને ખડી, નીત્યકરે પ્રીત્ય તેને ચીત્તમાં ચડી, વેદ કેહે ભેદ તેને, જોતે ન જડી. સંસાર. ૪ જક્ત સર્વે શક્તિ વડે સફળ ફળી, સરસ્વતી લક્ષ્મી કાળી પુરણે પળી, જેણે સેવ્યાં ત્રિપુરાં તેની વેળા વળી, યદુરામ જાણું જ્યારે બહુચરા મળી, સંસાર ૫

## કાફી.

ત્રિપુરે તરેતો તરે, અવરથી રાચે નહી મન. ત્રિપુરે તરેતો તરે. ટેક પ્રથવિ પોતે માહા કાળી વિના, બેશે ઉઠે ક્યાં ફરે; અવરથી રાચે નહી મન, ત્રિપુરે. ૧ લક્ષ્મિ વિના કાંઇ અરથ ન સરિયો, ઉદ્યમ ક્યાંથી કરે, અવરથી રાચે નહીં મન, ત્રિપુરે. ૨ સરસ્વતી વિના સિદ્ધિ ન પામે, બુદ્ધિથી ઉદર ભરે; અવરથી રાચે નહીં મંન, ત્રિપુરે. ૩ યદુરામદાસ એવું જાણી મા, તન મન ચરણે ધરે; અવરથી રાચે નહીં મન. ત્રિપુરે. ૪

## બીજુ.

બ્રહ્માણી ભરપુર વિશ્વમાં વ્યાપી રહ્યા મા, બ્રહ્માણી. ટેક. સૌભાગ્ય ભાગ્ય ઉદે જ્યાં દેખુ, સઘળે નારાયણીનું નુર; વિશ્વમાં વ્યાપી રહ્યામા બ્રહ્માણી. ૧ ત્રણ દેવને ત્રિપુરા વરીયાં, આદ્યથી ધરીયાં રૂપ; વિશ્વમાં વ્યાપી રહ્યામા, બ્રહ્માણી. ૨ અસ્ત્રી દૈવ્યનું રૂપ જોઇને, છનમાં છળી ગયા સુર; વિશ્વમાં વ્યાપી રહ્યા મા, બ્રહ્માણી. ૩ યદુરામદાસે સરખી નિરખી, તે રહે સદાયે હજુર, વિશ્વમાં વ્યાપી રહ્યા મા, બ્રહ્માણી. ૪

## દેશીફેર.

ત્રિપુત્રાની લેહે લાગી, જેને બાળા ત્રિપુરા તણી લેહે લાગી. ટેક. તે નર દુઃખ વામે, સુખ પામે તેની ભવની ભાવટ ભાગી, જેને બાળા. ૧ પંચ પદારથ પામે પ્રત્યક્ષ, આદ્ય ચરણ અનુરાગી. જેને બાળા ૨ યદુરામ શક્ત વિના નવ શોભે કોણ ગૃથ ત્યાગી. જેને બાળા. ૩

## કંકોતરીનો રાગ.

શ્રીજી ગામ સમસ્ત સોહામણું. સુભ સ્થાન સલખનપુર ગામ; બહુચર વેહેલાં આવજો. ટેક. પુન્ય આરાધે દેવ અતિઘણું, સર્વે ઉપમા લાયક ધામ, બહુચર વેલાં આવજો. ૧ રાજે બાળા ત્રિપુરા ગોખમાં, દાસ અરજ સાંભળજો આઇ. બહુચર. ૨ આપે સદા આનંદીએ શોખમાં, મીઠાં મેહેરામણ મહંમાઇ બહુચર. ૩ આવે જનુની જાવારા વાવીશું, પછે મંડપના આરંભ. બહુચર ૪ પેહેલાં મધ્યે માને પધરાવીશું, રોપી કેળ સોપારીના થંભ. બહુચર. ૫ લાવી અંગ ઉમંગ અતિ ઘણો, મેતો લખીછે કંકોતરી આજ બહુચર. ૬ સાથે અલબેલી અંબે ને લાવજો, મોટી માજી માહારાજાધિરાજ બહુચર. ૭ પેહેલાં ગણપતિ ગુણનીધી લેઇને, સંગ સહિત કુટુંબ સૌ સાજ. બહુચર. ૮ વર કન્યાનો વંશ વધારજો, માનાચરણ સેવેસુખ દાશબહુચર. ૯ લખી કંકોતરી કંકુ છાંટીને, મોકલી યદુરામદાસ બહુ. ૧૦

## બીજી.

વાંચી લગન કંકોતરી પ્રેમશું થયા રથ કુકુટે અસવાર. બહુચરમા પધારીયાં. ૧ ટેક. સાથે ગણપતિ અંબે બેનશું. સંગે નવગ્રહ શ્રુતીસાર બહુચરમા પધારીયાં. ૨ સુણી રથના ઘુઘરા ઘમ ઘમ્યા, ઉઠી ધાઇ આવી જોયું બાહાર બહુચર. ૩ થયાં દરશણ સૌ ચરણે નમ્યા, ભલે આવ્યાં નોધારાં આધાર. બહુચર. ૪. માજી રથ કુકુટેથી ઉતરી, આવ્યાં મંડપ દિન દયાળ. બહુચર. ૫ લાવ્યા સાજન રીધસીધ નુતરી, માએ સૌની લીધી સંભાળ. બહુચર. ૬ કરજોડીને બહુ વીનતી કરી,

જોઈ મા માશીની જોડ. બહુચર. ૭ છોરૂ છાતી રાખ્યાં શીર કર ધરી. સરવે પોત્યા મનના કોડ. બહુચર. ૮ સરવે જકત રહ્યું છે જોઇને, રાજે મધુ મધુ જોતી અપાર. બહુચર. ૯ જેજે અંબે કહે મન મોહીને, કંકુ પગલે પધાર્યાં સાર. બહુચર. ૧૦ આઇને આરામાં આશન આપીયું કૃપા કરી બીરાજયા આસંન. બહુચર. ૧૧ દીન દાસના દારીદ્ર કાપીયાં, દીધી આસીષ કીધો પ્રતાપ. બહુચર. ૧૨ બોલ્યા શ્રી મુખથી બાઇ બહુચરી. મન રાખે મારો વીશ્વાસ બહુચર ૧૩ કર્યો ઓછવ આનંદ ઉર ધરી, જો માને મારૂ ચરીત્ર વીલાસ. બહુચર. ૧૪ હું તો બીરાજું મંદીર તાહરે, કરૂં મનવાંછિત સર્વે કાજ બહુચર. ૧૫ ભકત માન વધારવું માહરે, જોઇ દુરીજન બળશે દાઝ. બહુચર. ૧૬ માની આશીસ શીશ ચઢાવીને, બહુ મંગળ ગાયેછે નાર. બહુચર. ૧૭ ભેરાં પંચશબ્દ વજડાવીને, ગાજે ગડગડ નોબત સાર. બહુચર. ૧૮ આણી અંગ ઉમંગ અતી ઘણો, ગુણ ગાયે યદુરામદાસ. બહુ. ૧૯ ગાયે શીખે ઓછવવીવા તણો, પુરે ગણપતિ અંબે આશ. બહુચર. ૨૦

## રાગ સોહીણી.

આસોકી અષ્ટમી અજુવારી, સરદ કે મંગળ ઓછવ ભયે હે, સચરાચર સુખકારી. આ ટેક નવેખંડ નવરાત્રી નવે દીન, નવદુરગાહે વીકારી. નવે નાથ અરૂસીધ્યચોરાશી, પુજત પદ ઉરધારી. આસોકી. ૧ નવે અન્ન ફળફુલ ભરે હે, કીયે નઇ વેદ અપારે, પ્રથમ ભવાની ભોગ આરોગે, પછે સકળ સંસારે, આશોકી. ૨ અખીલ બ્રહ્માંડકો કુંભ સ્થાપી કે, જીવ સકળ કે જેવારી, આવેદાતા ભુકતા આપે રચી પાળે સહાદી. આસોકી. ૩ શકત આશરે સર્વ સોભાછે, સુરી નર મુનીસબ હારી, યદુરામદાસ તું ચરણ પ્રતાપે, અવગુણ વીપતી વીડારી. આસોકી. ૪

## પદ.

આરાસુરીમા અરજ કરૂં છું, આવડી નીંદ્રા કેમઆવીરે. ટેક. જાગતી જોત તારૂં બદ દેવરાવે; વેદ પુરાણમાં સાખરે; લાખાગ્રહમાં પાંડવ રાખ્યા, અમને આ અવસર રાખ્યરે. આરાસુરી. ૧ ભવબ્રહ્માની ભાવટ ભાગી, મધુકૈટપને મારયારે; દુષ્ટદમ્યા દેવીજી જાતે, તેત્રીશ કરોડને તાર્યારે. આરાસુરી. ૨ કોણ દ્વીપે ગયા સંખલપૂરથી, સુજ ગરીબને ગયાં ભુલીરે. તમારે તો અનેક મારે તમે એકછો. જયમજબકે મોદની ખીલીરે. આરાસુરી. ૩ વરસ ઘણાં થયાં વીસરી ગઇતી, વણીક વીમળશાની વાતરે; તે પરછો આજ પરતક્ષ જોતાં, કળીજુગમાં

જુગ માતરે. આરા. ૪ જૈનના જીવને દંડજ દીધાં, દરશણ માતાના ના આવ્યાંરે; સંગનો ભંગ કર્યો રંગ રોળમાં પોળમાં પેસવાના ફાવ્યારે. આરા. ૫ અન્ન ન મળીયું પાણી ન મળીયું, સુતું ન પાંમ્યું આગરે; અંબામાની નીંદા કરશે, તેનો એ રીતે અભાગ્યરે. આરા. ૬ કરમ છોટો અભીમાન મોટો, સર્વે પાખંડી કહેવાયરે; કરડી આંખે જ્યારે ખપર ધરશો, ત્યારે દુષ્ટનો અગ્ર સમાયરે. આરા. ૭ ભુંડુ કરે ભલુ ના થાયે, સૌને દીધી શીખરે; આદ્યશક્તિની નિંદા કરશે, તે ઘણી માગશે ભીખરે. આરા. ૮ છોરૂ કછોરૂ બહુ કળજુગમાં, માત કુમાતુ ના થાયરે, વલ્લભ કહે કોમળ ચીત્ત કરો; તારા ચરણ મુકીને કાં જાયરે. આરા. ૯.

## ગરબો ઉત્પતિનો.

બાળા બહુચર બાઇરે, સલખનપુર રાજે; શેવક સુખ કરવારે, ગોખે ચડી ગાજે. ૧ સુધા સિંધુ વિલાશીરે, ધોળા ગઢથી ધસીયાં; ભંડાસુર વિનાશીરે, આવી સુંવાળે વશીયાં. ૨ ગુહ્ય પ્રગટ થાવારે, આપે ઇચ્છારે થઇ, પશુ ચારે પેડારીયાંરે, વસ્યાં તેના ઘટ માંહી. ૩ બાળક સૌ મળીયાંરે, માટીનો ગોખ ઉઘાડયો; વરખડા તળે થાપીરે, ઉભા સરવે પાએ પડી. ૪ કુલડી કુરે બાફીરે, માનુ નઇવેદ કરયું; સામા બેશી ગોવાળારે, બાળાનું ધ્યાન કર્યું. ૫ એક મહીશ લાવીરે, બાળે લાકડી મારીરે; માયુ ભોમે પડીયુરે, બાળક રહ્યા વીચારી. ૬ અસુર ફોજ લેઇરે, ઓચંતો આવી ચડયો; બાળક સઉ બીનારે. સુએલો મહીશ પડયો. ૭ પાદશાહ પુછવા લાગ્યોરે, કને કાંઇ શસ્ત્ર નથી; મહીશ કેમ માર્યોરે, કોહો મુને સરવ કથી. ૮ શિશુ સાચુ બોલ્યારે, બાળા બહુચર નામ; સેહેજે સોટી મારીરે, થયું અદભુત કામ. ૯ અસુર નવ માન્યુંરે, મને પારખુ પાડે; માની થાળ કરીનેરે, સઇન્ય ને જમાડે. ૧૦ બાળક સઉ બોલ્યારે, એતો સાચી વાણી; પરસાદ જમાડયોરે, અશ્વ ગજ ને પ્રાણી. ૧૧ ખોબા ભરી આપ્યોરે, કુલડીથી કાડી; કુલડી કુરે પળમાંરે, સઇન્ય સરવે જમાડી. ૧૩ પાદશાહ જોવા ગયોરે, કુલડી ટોકે ભરી; આઈ પરતક્ષ પારોરે, જાગતી જોત ખરી. ૧૨ માનતા કરી ચાલ્યોરે, જગત જીતી આવ્યો રૂડા સંઘ કાહાડીનેરે, સલખનપુર લાવ્યો. ૧૪ પુજા ભેટ કરીનેરે, બેઠાછે નીરાંતે; માતા કેરો મરઘડોરે, ભક્ષ કર્યો ખાંતે. ૧૫ સઉ કુકડા બોલ્યારે, પાછલી રાત્ય રહી; પેટ ચીરી નીકળીયોરે. બહુચરી તુંરે કહી. ૧૬ બહુ ભમરા ઊરાડયારે, નાઠુ સરવે જીવ લઇ; અસુર મરી અવતર્યોરે, બ્રહ્મ ભાટ કુળ જઇ. ૧૭ તેર વરસનો બોબડોરે, માને મંડપ આવી; કરી એકની લાંવણીરે, માનેતો મન ભાવી. ૧૮ કવી કુબેર કરી-

ચોરે, તેતો જસ સઉ જાણે; પછી તેજ પ્રકાસ્યુરે, પ્રથવી પુરમાણે. ૧૯ એક નગર અનોપતિરે, તેના રાજા રાણી; તેને પુત્રન એટલેરે, રૂશીએ વારતા જાણી. ૨૦ ચરમંત્રીને આપ્યોરે, તેને ત્યાં ગરભ રહયો; દશ માસે સુતા થઇરે, તેને ત્યાં પુત્ર રહયો. ૨૧ સહુવ વસ્ત્ર આભુષણરે, પુરૂશના રાજે; જ્યારે સમજ આવીરે, ત્યારે મનમાં લાજે, ૨૨ જ્યારે કન્યા આવશેરે, ત્યારે હુ શું રે કરૂં; દાઢી મુછ નહી ઉગેરે, ત્યારે પેટ નાંખી મરૂ. ૨૩ તેના આગળ થકીરે, કાંઇ ઉપાય કરૂં; ગોમતી ઝંપલાવુંરે, કરવત જઇ કાશી ધરૂં. ૩૩ મધ રાતે નીકળીરે, એકલી ઘોડે ચડી. ચોક ચુંવાળ આવીરે, સુણી વાત તેજ તણી. ૨૫ માનસરોવર માનેરે. સાચે મને જે નાહે; તે વ્યંઢળ હોયરે. તરત પુરૂશ થાએ. ૨૬ એવું જાણી પ્રશન થઇરે, ઘોડી જળ. માં રાખી; માયે ઘોડો કીધોરે, કેહે પુરાણે શાખી. ૨૭ પછે આપે નાહયોરે, તે ઘડી પુરૂષ થયો; માનો પડછો દેખીરે. મન પ્રસન ભયો. ૨૮ ત્યાંથી પાછો વળીયોરે, આવ્યો છે તે ઘર ભણી; માતા સંઘ કાહાડીનેરે, હઇયામાં હોંશ ઘણી. ૨૯ સલખનપુર આવીરે, હોમ બ્રહ્મ ભોજ કરી; પરગટ પારાનોરે, બધે જશ રહયો છે ભરી ૩૦ કળજુગના માનવીરે, ઉપર દયા આણી; માતાજી સાયકલાડરે, જનુનીને જાણી. ૩૧ ગુજરાતનો સુબોરે, વીરક્ષેત્રનોરે ધણી; રાજ સહુથી શીરોમણીરે, કૃપા થઇ બાળા તણી. ૩૨ દશ દ્વારનુ દેવળરે, એમણે કરાવ્યું સહી; પુજા થાળ નઇવેદનારે, વરશાસન આપ્યાં અહીં. ૩૩ જાગતી જ્યુત જુગમાંરે, ત્રિલોકમાં જાણ થઇ; જે કોઇ શરણે આવેરે, આશા તેની પુરી ભઇ. ૩૪ એવું મનમાં જાણીરે સાચે શેવા કરશે; માની કૃપાએરે, કારજ તેનાં સરશે. ૩૫ ઉત્તપતિનો ગરબોરે, ગાશે જે પ્રેમે કરી; બહુચરની કૃપાએરે, જાશે ભવ સિંધુ તરી. ૩૬ વદુરામજી દાસનેરે, બહુચર પ્રસંન થયાં; અવિચળ પદ આપ્યુરે, દુઃખ સરવે દુર ગયાં. ૩૭

## ઠુમરી.

માડી સાડીકીનારીરે ઝગમધીયાં. ટેક. દામણી દુલરી ટીલડી સોહત, મોહત મન મણી માગીયાં. માડી. ૧ આડશુ કેશર નાશિકા બેશર, દેખકે હરીહર ડગીયાં. માડી. ૨ મોતીકે હાર મનોહર ઉપર, પાએ ઘુઘર ઘમઘગીયાં. માડી. ૩ ગ્નાન સુણી રૂશી અંતર હરખી, જેથી જુગતમાંહી બગીયાં. માડી. ૪ વદુરામ દાસ કેહે માત પ્રતાપસે, આપસે સબ દુખ ભાગીયાં. માડી. ૫

## ઠુંમરી.

બહુચરીકે ચરણુ સુખકારી. ટેક. ચરણુ શરણુ થયો રાયશુ દરશણુ અનેક આપદા ટારી. બહુચરી. ૧ શશિ કળા શેવ્યાં પદ પંકજ, પતિ મળીયો સુકુમારી. બહુચરી. ૨ માર્કુંડ ભયો ચરણુકે શરણે અમર કીયો ભવતારી. બહુચરી. ૩ વિશ્વામીત્ર ચરણુ ઉર ધરીયા, કરીયા બ્રહ્મ રૂશી ભારી બહુચરી. ૪ વલભદાસ પામ્યા પદ દુર્લભ, માત ચરણુ ઉરધારી. બહુચરી. ૫ યદુરામદાસ એ ચરણુ છબીપર, તન મન ધન સબ વારી. બહુચરી. ૬

## ગરબી.

આદ્ય ભવાની અંબીકારે, પછે સકળ સંસાર. ટેક. પ્રથમ સ્વરૂપ મહાલક્ષમીરે, તેથી ત્રણુ પ્રગટ થયાં અન્ય; કારણ શોભા સર્વ શક્તિનીરે, આપે અકળ નિરંજન આદ્ય. ૧ ત્યાંથી પ્રક્રતી પુરૂષ થયાંરે, પછે પંચભુત કર્યું અંડ, એકના ત્રણુ વિધી ભર્યાંરે, પછી ચઉદ વિધી બ્રહ્માંડ. આદ્ય. ૨ લક્ષ્મી કાળી સરસ્વતીરે, તેનું ત્રિપુર સુંદરી નામ; એક એકનાં તે બબે થયાંરે, એમ કરવા જગતનું કામ. આદ્ય. ૩ ત્રિપુરેના નવદુરગા થયાંરે, તેમાં કાત્યાયની છે આપ; નવ નવખંડ વ્યાપી રહ્યાંરે, જેની જુગ સચરાચર છાપ. આદ્ય. ૪ ત્રિપુરે બબે રૂપ ધારીયાંરે, નિરગુણ સગુણ કહેવાય; બાળા મુકુંદ જોડી બેહુરે; તેથી બહુચરી નામ ગવાય. આદ્ય. ૫ કાળીઘરથી રૂપ ધારીયુંરે, સ્રષ્ટિ તણો આધાર; લક્ષ્મી દ્રવ્ય માયા થઇરે, પાંખે સકળ પરિવાર આદ્ય. ૬ સરસ્વતિ સુદ્ધિ બુદ્ધિ સહીરે, જીવને દે ગત્ય મત્ય, સ્રષ્ટીનું કર્મ વર્ણવું સહીરે, આદ્યથી એમ ઉતપત્ય. આદ્ય. ૭ સાવિત્રી બ્રહ્મા જીને વર્યાંરે શીવને વર્યા ઉમયાય; વિષ્ણુ લક્ષ્મિ ઘરૂણી કર્યાંરે, પોતે જ્ઞાન ઇચ્છાને ક્રિપાય. આદ્ય. ૮ વિષ્ણુની બેહેન કાળી સદારે બ્રહ્માની બેહેન ઉમયાય; શીવની બેહેન સાવીત્રીછેરે, કહ્યો મારકંડ મહીમાય. આદ્ય. ૯ કાળી પાવાઘડ આવી બસ્યાંરે, વસ્યા લક્ષ્મી આરાસુર રાય; સરસ્વતિ ઘોળાગઢથી ધસાંરે, જેનો પ્રગટ પ્રબળ મહિમાય. આદ્ય ૧૦ બેઠાં ચોવાળના ચોકમાંરે, દીશે દેવળ ઝાકઝમાળ, દેવીનું દૈવત ગોખમાંરે, માનસરોવર પાળ. આદ્ય. ૧૧ કળજુગ જાણી સૌ દેવતારે, થયા તે અંતર ધ્યાન; જગતના જીવ જેને શેવતારે, ઇંદ્ર બ્રહ્મરૂદ્ર ભગવાન. આદ્ય. ૧૨ જાગતી જોત્ય કુળીકાળમાંરે બાળા મુકંદ કહેવાય બહુચરી રૂપછે બાળમાંરે મુકંદ રણછોડ રાય આદ્ય. ૧૩ જક્તનું માન વર્ણવું સહીરે, તેતો સમજે લાખમાં એક યદુરામ ગાયે શરણે રહીરે, ત્રિપુર રાખજો ટેક. આદ્ય. ૧૪

## ઠુમરી.

ગાયત્રીના ગુણુ ગાયા, મા બરદ સુની હો. ગાયત્રી. ટેક. વાત વખાણી માત ન જાણી, વાણી વેદ જેને થયા. મા બરદ. ૧ પંચ શીખા ખટકુક્ષી ત્રીપદા, અનંત બ્રહ્માંડ નિપાવ્યાં. મા બરદ. ૨ વિશ્વામીત્ર વશીષ્ટ અઠયાસી મુની, સહસ્ત્ર ધ્યાનધારી ધાયાં. મા બરદ. ૩ યદુરામ દાસની સબદુઃખ નાશતી, જનુનીછો જોગમાયા. મા બરદ. ૪

## અરજી.

માત સુણો મેરી અરજી, અંબે આરાસુરી હો. માત. ટેક. સુરનર તારિત અસુરકુ મારત, જગત ઓધારણુ સરજી. અંબે. ૧ પરમાર્થ સ્વાર્થ નહી સમજે; શક્ત સેવે સર્વ ગરજી. અંબે ૨ મૃગ તૃષ્ણા જળ ધાવે ચહુદીશી, આગે અમ્રત દ્રષ્ટ અરજી. અંબે. ૩ યદુરામ દાસકુ આશ ચરનકી, કરીયે કૃપા સુભ મરજી. અંબે. ૪

## પદ.

ત્રિપુરેનો મંત્ર જપે, તે ભવ તરેહો, જુગતે કરી જાપત જો માયા મનવાંછીત ફળ આપે. નમો નવ ભેરે હો. ત્રિપુરે. ૧ શીશ થયો જે સલખનપુરીનો, ધ્રુવ અચળ કરીને થાપે, શભ કાજ સરે હો, ત્રિપુરે. ૨ યદુરામ દાસ દેવી દરશણુથી, દુઃખ દારિદ્ર સર્વે કાપે, નામે મેહેરે કરે હો. ત્રિપુરે. ૩

## પદ દેશી ફેર.

સુધા સમુદ્ર સુધામ બીરાજીત, ઇચ્છા શકિત આપેરે, ટેક. કૃપા દ્રષ્ટીએ સૃષ્ટિ નિપાઇ; ચોવીશ તત્વ પ્રતાપરે, પ્રણુ વાતીત બિંદુ છે બાળા ઓળખીને કરજો જાપરે, સુધા. ૧ બ્રાહ્મણુ થઇને ભજે ન ગાયત્રી, શીર પ્રતી અહનું પાપરે, દાસ યદુરામ નામ આધારે, બાળાછો માબાપરે. સુધા. ૨

## ગરબી આઠ વાર.

આદિતવારે આદ્ય શકિતને આરાધુરે અલબેલી, જેને કૃપા દ્રષ્ટીએ વિશ્વ ચડયું છે બાધુરે; અલબેલી. ઇચ્છા રૂપે રૂચ્યજુ શામની મા તારે, અલબેલી, જેના અંગથી ઉપન્યા હરીહર બ્રહ્મ વિધાતારે. અલબેલી. ૧ સોમ સ્વભાવે સૌને અમૃત પેખોરે, અલબેલી. મા સૌનાં થઇને ધર મંડળને શોખોરે; અલબેલી પ્રથવી ઉપર વાયુ તેજ આકાશરે. અલબેલી, ટાળે નહી એ ઝત્ર મધ્ય જોત્ય વિલાશરે. અલબેલી. ૨ ભોમવારે ભોમીના ભાર ઉતાર્યારે. અલબેલી. બહુ દુષ્ટ હણીને ભકતોને ઓધાર્યારે. અલબેલી. જુદ્ધ કરીને ત્રિશુળે નાંખ્યા કાપીરે અલબેલી. સુરીનર મુનીને અવિચળ પદવી આપીરે. અલબેલી. ૩ બુધ

વારે બુધ સ્વરૂપી બાળીરે, અલબેલી. મા કવીયે કરીયા દાસ કુબેરને કાળીરે. અલબેલી. વૈશ સુરથને ભટ વલ્લભે એ જાચ્યારે. અલબેલી મા- ર્કંડ મુનીએ જુગ જુગ તુજને રાખીરે. અલબેલી. ૪ ગુરૂવારે ગુણ વિધી ગોખ બીરાજોરે. અલબેલી. માને નવ સત અંગે નવ સત આભ્રણ છાજેરે. અલબેલી. નખ શીખ સુધા નજર કરીને ન્યાળુરે અલબેલી, છબી ઉપર કોટી રવી શશી પળવારૂરે. અલબેલી. ૫ શુક્રે શુસ્ત પુરવ જનુમનૂ જાગ્યુંરે. અલબેલી. માને પ્રેમ ધરીને પુજી પાયે લાગુરે. અલબેલી. ગાનતાનને ગીત કૃત્ય રંગ રાગેરે. અલબેલી. નીત્ય અધીક ઓછવ બ્રહ્મ ભોજ યક્ષ યાગેરે. અલબેલી. ૭ બુધવારે મદ ભાગ્યના પ્રાણીરે. અલબેલી. જેને સ્વપ્નાંતરમાં જનુનીને નવ જાણીરે અલબેલી કામી ક્રોધી મદ મત્સરના ભરીયારે. અલબેલી. અગણીત કેરા લક્ષ ચોરાશીના તો ફરીયારે. અલબેલી, ૭ આઠવાર માતાના જે કોઇ ગાશેરે. અલબેલી. તેને બહુચર પ્રસન્ન થાશે સંકટ જાશેરે. અલબેલી. યદુરામ જનને કીર્ચીત કરૂણા કીધીરે. અલબેલી. મા વચન પ્રમાણે સમે સુદ્ધિ લીધીરે. અલબેલી. ૮.

## બીહાગ.

હે બહુચરી દીન જાણી દયા કરરે. હે બહુ. ટેક. અભય કરન તવ શરણીયો મનમાંહી નીશદીન અવીચળ ભરરે હે બહુ. ૧ ઇંદ્ર ચંદ્ર સનકાદિક નારદ, સેવે શૈળ સુતાવરરે; નેતી નેતી કેહે નીગમ નીરંતર અંત લેહ રટતાં વસુધા ધરરે હે બહુ. ૨ બાળારૂપે બહુ ગુણવત, કર સારંગ ધનુષ ધર્યા સરરે; માર્યા દુષ્ટને કષ્ટ નિરવાણ, સૃષ્ટી સુધારણ શક્તિ સુરીનરરે, હે બહુ ૩ શબ્દ બ્રહ્મપર બ્રહ્મ પ્રણવપર ત્રિપુરેતું તારણ તરરે; યદુરામ જનની ગોખે બિરાજે, અષ્ટ પોહોર વચને અમૃત ઝરરે. હે બહુ. ૪

## બીહાગ.

ભગવતી ભગવત એક, ભુલ્યા મને એ ભગવતી ભગવત એક ટેક, સચરાચરમાં એક સુરત કરીજો તને કને મુકે ટેક. ભગવતી ૧ શકત વડે શોભા છે સારી દાતા ભકતને સુર ક્ષુધા તૃષાને નિદ્રારૂપે, બ્રહ્મણી ભરપુર. ભગવતી. ૧ વિષ્ણુ માયા શ્રધામેધા, દયા શાંતી પૃષ્ટી માતા, ધર્તા, મષ્ટા ભ્રાંતિ ત્રિગુણ સ્વરૂપે તુષ્ટી તુલ્ય. ભગવતી. ૨ પ્રકૃતિ માયા વના. પુરૂ પ્રેત હોયે, ઘટ ઘટ પ્રત્યે રાજે; યદુરામ જનુની સરવોપરી છે, અર્ધમાત્રા છબી બિંદુ છાજે. ભગવતી. ૩

## પદ.

સાચી સલંખનપુર શેવોરે, મીઠડો અમ્રતનો મેવો; આઘ થરી એજે

નવ જાણ્યા, જાચેથી જશ તેવો સાચી. ૧ સાચું જુઠું કરી પેટ ભરો પણ એક દીન છે દેવો; બ્રાહ્મણોને પુજો ભોજન કરાવો, કર દક્ષણા દેવો. સાચી. ૨ તે માટે ત્રિપુરેને ભજીયે, તારે તત્ર-ખેવો, યદુરામને કૃપા કરો મા, જાણી જેવો તેવો સાચી. ૩

## રાગ સોહણી તાળ મળતી.

બહુચરમાં બલીહારી, તારી છબીપરરે. બહુચરમા. ટેક. સરદ શશિસમ વદન બીરાજો, મોતીઅનમાંગ સમારી. તારી ૧ અંગ રંગ આભુષણુ સોભે, કોટી રતી પરવાતી. ૨ તાંબુલ પુષ્પ ભરી અધુર અરૂણુ કરી દાંતે રેખ રતનારી તારી. ૩ યદુરામ માત નેત્રમૃગખંજન, કીકીએ કાજર સારી. તારી. ૪.

## પદ.

પુજન પારાનું કરીએ, અર્ધ નિશા સમરે, પુજનપારાનું કરીએ ટેક. માનસરોવર સ્નાન કરીને, માત ચરણુ ઉર ધરીએ. પુ. અર્ધ. ૧ ચંદન કુમ કુમ ધુપ દીપસુ પુષ્પાક્ષત આવરીએ. પુ. અર્ધ ૨ આરતી મંત્ર પુષ્પાંજળી યદુ ભણી, ગાયત્રી ભજી ભવ તરીએ. પુ અર્ધ. ૩

## પદ.

આંગી અતિ ઘણું રાજે, હીરા રતન જડી. આંગી પુષ્પ મંડળી પમે પવીત્ર, નિરખતાં ભવ ભય ભાજે. હીરા રતન. ૧ સુરીનર મુનીજન શક્તિને સેવે, સકળ લોક શિરતાજે હીરા. ૨ યદુરામ જનુની માત બહુચરા, ગોખે ચડીને ગાજે, હીરા રતન. ૩

## પદ. દેશી ફર.

અષ્ટમી આઇ પધારો, આરાસુર ભણીથીરે. અષ્ટમી. ટેક. ખેચરઆવી સ્તુતિ કરે છે, રથ રાખ્યો છે રાજદ્વારે. આરા. ૧ ખાપપાન કરી ગાન તાનશું, સર્વે કારજ સુધારે, આરા. કલ્યાણુ કરજો વેહેલાં વળજો, આશો શુદી પડવે સવારે. આરા. ૩ યદુરામ જાતને આશ ભરસો, બહુચર માજી તમારો. આરા. ૪

## રાગ સોરઠ.

પ્યારી લાગેછે બહુચર માત, મુને પ્યારી લાગે છે અંબે માત; ટેક. ચતુક મોર બપૈયા ચંદ્રક, જેમ બાદલ બરસાદ. મુને. ૧ અષ્ટ પોહોર આદ્યની છબી નીરખત, નિશદિન પળ સમજાત; યદુરામ જન ચરણુજ ચાહે, ધન ધન આજુકી રાત. મુને. ૨

## પદ.

પારાનો પ્રબળ પ્રતાપ; માજી તારા પારાનો પ્રબળ પ્રતાપ; ટેક. બહુચરી તુ સ્વદ મુખ બોલે છે, ઇશ્વરી આપો આપ. માજી. ૧ વ્યાસ વષી-

૭૮ મારકુંડ જયમુની, માનો મંત્ર કરે જાપ, વિશ્વામીત્રને બ્રહ્મ પદ આપ્યું, જુગ સચરાચર છાપ. માજી. ૨ યદુરામ સાચે મન આઇ સેવે, સુખે આપે વણુ માપ; અંતકાળે લે અંબે આસીકા તે દે જમને જવાપ માજી. ૩

## રાગ જંગલો.

અધમ ઓધારણીરે માતા, તુંતો અધમ ઓધારણી; ટેક. ઓંકારણી આરાસુરી અંબા, તારણી હરીહર ધાતા. તુતો. ૧ પંચ તત્વમાં પ્રથવી રૂપે, મન વાંછીત ફળદાતા. તુતો. ૨ યદુરામ બાળા ત્રિપુરા મહાત્મ, તું મારકુંડ મુની ગાતા. તુંતો. ૩

## રાગ ચાલતો.

આપે રાસ વિલાસનીરે, મા આપે રાસ વિલાસ. ટેક. રાધીકારૂપે રંગ સૌ રસીલી, સંગે સખી સૌ શામા. આપે. ૧ વીષ્ણુ વશ થઇ વેણુ વજાડે, રાત નિરંતર નામ. આપે. ૨ યદુરામને આશ ઘણીછે શેવું ચરણુ સુખધામ. આપે. ૩

## રાગ જંગલો તાલ ચાલતી.

બહુચર બાળી ભોળી હો. સનખલપુર આરાસુરી વસીયાં, દરશણ કરી દુર ખશીયાં. બહુચર. ટેક. શ્વેતાગીરીથી સકળ સિરોમણી, અકળકળા ત્રિપુરા ધસીઆં. બહુચર. ૧ જદુરામદાશ ચરણુચીત લાગ્યું, જયમ કંચન કસણી કસીયાં. બહુચર. ૨.

---

દીનદયાળી દેવી હો. સુખદાઇની સુરમુનીએ સેવી, કે દેવા સમરથ કોણ હેવી. દીનદયાળી દેવી હો. ટેક જેજે રૂપે જોઉ જુગમાં જનુની તેતે રૂપે ત્યમ ત્યમ તેવી. દીનદયાળી. ૧ યદુરામદાસ અંબે આસીકી સાચ ધીરીને નીત સીર લેવી. દીનદયાળી. ૨

## પદ. રાગ ગોડી.

ત્રિપુરાની લેહે લાગી, જેને બાળા ત્રિપુરાની લેહે લાગી. ટેક. તે નર દુઃખ વામે સુખ પામે, ભવની ભાવટ ભાગી. જેને ૧ પંચ પદારથ પરતક્ષ, આઇ ચરણુ અનુરાગી; યદુરામ શકત વિના નવ શોભે, કુણુ ભોગી કુણુ ત્યાગી. જેને. ૨

## પદ. ૨ રાગ ગોડી.

માત ભરૂશો ભારે, શ્રી બહુચર માત ભરૂસો ભારે. ટેક. માત નામનુ નિગમ ના જાણે અધમ અનેકને તારે. શ્રી બહુચર ૧ દયા કરી દેવ ઉપર દેવી, શુંભનિશુંભ સંહારે; જદુરામ બહુચર છબી ઉપર, તન મન ધન છબીવારે. શ્રી બહુચર. ૨.

## પદ ૩ રાગ ગોડી.

ભક્ત ભવાનીના થાઓ, ભાવીજન ભક્ત ભવાનીના થાઓ. ટેક. સાચ ધરી સેવો સનખલ્લપુરી. નિશદીન આઇ ગુણ ગાઓ. ભાવી.૧ ગાયત્રી ગંગોદક તજીને, અંધકુપ કાં નાઓ; ભાર યદુરામ જનમ સફળ કરવાને, આઇ ચરણચીત્ત ચાહો. ભાવી.

## ગરબી.

માતા બહુચરાનો દરબારરે, કલ્પવ્રક્ષ જેવોરે; સેહેજે આપે પદારથ ચાર, સાચથી સેવોરે. ૧ એને સેવે સદા સુરજનરે, હરીહર ધાતારે મોટા મુની તપે મહાવન, નિશદીન ગાતા. ૨ આપે બાળા. ત્રિપુરા નામરે, કામદુરગાયરે; કીધાં દેવ મુનીનાં કામ, વેદ નીમાએરે ૩ વસ્યાં સનખલ્લપુર સુંવાળરે, ગોખમાં ગાજેરે; નિજ ભક્ત તણા પ્રતિપાળ, ભવદુઃખ ભાજેરે. ૪ ત્યાંતો શીખર સોહામણું ધામરે, દેવળ દીઠું રે; ત્યાંહાં તો ન્વર્સીયે સદા આઠ જામ, અમ્રતથી મીઠું રે. ૫ માજી ધર્મ તણી ધજાઅરે, સંઘ નીત્ય આવેરે; પારે હોમ હવન બહુ થાએ, બ્રહ્મભોજન લાવેરે. ૬ પીઠયંત્ર પુજા કરી પ્રેમરે, આંગીઓ ચડાવેરે; ખરચે ધન રૂડો દીન મોટા જન, તન મનથી ભડાવેરે. ૭ ખેલેચાચર માતા અગરે. બહુચરી બોલેરે; જુઓ પાતાળ ભુલોકને સ્વર્ગ, નાવે કોઇ તોલેરે. ૮ પ્રાત માનસરોવર નાહેરે, કુમ કુમ શેવેરે; મુખછંદ માતાજીના ગાય મુખ તંબોળેરે. ૯ ગમે ગાન તાન રંગ રાગરે, નીત્ય નવા ખેલરે; તારા ભક્ત જુવે જક્ત શીર, શકત રંગની રેલરે. ૧૦ જોવા વ્યાસ વલ્લભને વષીષ્ટરે; જૈમુની જેવારે મારકંડ તણા મા ઇષ્ટ દેવના દેવરે. ૧૧ બીજી સચરાચરની સગાઇરે, માતવીના ખોટીરે; તમે ભુલ્યા ન ખુવો મા ભાઇ, એ વાત મોટીરે. ૧૨ કરજોડી કેહે યદુરામરે, બહુચર દાસરે; ગાયે ગરબી પુરે તેના કામ, મનની આશરે.૧૩

## પ્રભાતિયા.

આરાસુરી મા અરજ કરૂંછું, આંખ ઉઘાડી ન્યાળોરે; અવગુણ ભરીયો પાલવ લાગ્યો, પોતાનો કરી પાળોરે. આરા. ૧ કામી ક્રોધી લોભી ધુતારો, અંગે અંગુછું આળોરે. ૨ કાલો જાણી ક્રપા કરો મા પ્રીત પુરવની સંભાળોરે. ૩ સાચી સેવા શીવ શક્તિની, જુઠો જગતનો માળોરે. ૪ યદુરામદાસ તણું અંમે મા, ક્રપાકરી દુઃખટાળોરે૫

---

બહુચર બાઇનું બરદ સાંભળી, છોરૂ શરણે આવ્યોરે; દીન જાણીને દયા આણીઉર, માતાને મન ભાવ્યોરે. ૧ સચરાચરમાં ભમી ભમી થાકયો, અવર કયાંહી નવ ફાવ્યોરે. ગાયત્રી ગાઇ નહી પ્રાણી, એજે

આ યુગમાં આવ્યોરે. ૩ પરતો જોતાં પેટ વગોવ્યું, પાપી પાપ નમાવ્યોરે. ૪ યદુરામદાસ વ્યાસ વાણીએ, વેદનો માર્ગ બતાવ્યોરે. ૫

---

સનખલપુરીનું સમરણ કરતાં, ભવના બંધન કાપેરે; સાચે મને જે શેવે નિશદીન, અવીચળ પદવી આપેરે. સ, ૧ મધ્ય રાતે મુખ મુન્ય કરીને ત્રિપુરેનો કર જાપેરે. સ. ૨ રીધ્યસીધ્ય આપે નિત્ય નવી નવી દેરૂ અવીચળ કરી થાપેરે. સ. ૩ પર્મ પ્રતાપ પ્રગટ પારાનો, દુષ્ટ દલ્યા કરી દાપેરે. સ. યદુરામદાસ તણું દુઃખ ભાગ્યું, બહુચર ચરણ પ્રતાપેરે. ૫

---

અંબા બહુચર એક રૂપછે, મન અંતર નવ આણોરે, કર્મ ઉદે કરશે કરૂણા કરી, જક્ત જનુનીને જાણોરે. અ. ૧ ભક્ત ભવાનીનો થયો જે જન તે જન જુગમાં કમાણોરે. આસિકા ન લીધી આરાસુરીની, એળે મનખો ગમાણોરે. માર્કુંડ જૈમુની કેહે મહાતમ, વેદ પુરાણ વખાણેરે, જદુરામ ધન જેની માત પીતાને, આદ્યનો દાસ કેવાયોરે. અં ૩

## રાગ તાલ દીપચંદી.

ફાગુનમે મદમાતી હો બહુચર બળદાળી. ફાગુ. ટેક, વસંત સ્વરૂપી બન બન ખેલી, રૂપ અનુપ સુહાતીહો. બહુ. ૧ અંબે આદ્ય શક્તિ સકળ મીલી, બહુચર ચાચર આતી હો. બહુચર. ૨ ખેલી ફાગસુ હોળી સુંદરી, મંદ મંદ મુસકાતી હો. બહુચર. ૨. ૩ ચુવા ચંદન કેસર કુમ કુમ ભર પીચકારી લગાતી હો. બહુચર. ૪ એક એક કર કંઠ ગ્રહી ગ્રહી. પાન પાત્ર ભરી પાતી હો, બહુચર. ૫ બાવરાં બોલે બોલ પરસ્પર, હરખ હરખ ફુલ સોહાતી હો. બહુચર. ૬ શક્તિ વિના સમધા નવ શોભે, જતન કરી બહુ ભાતી હો. બહુચર. ૭ દાસીયો સબ મીલી વાજા વજાવે, ધુનશુ ધુમારો ગાતી હો. બહુચર. રમીયાં રસીલી રાજ્ય રીતશું, માનસરોવર નાહાતી હો બહુચર. ૧૦ યદુરામ જનુની બાળા ત્રિપુર, સેવે સકગીત ધ્યાતીહો. બહુચર. ૧૧

## રાગ ધુમાર.

જોગણી સબ ચાચર આઇ. માધ માસ નવ રાત્રી દશે દીન, પર્મ વસંત રીતુ સુખદાઇ. જોગણી. ૧ આયે સબ ચેનવ કોટી શક્તિ સંગ કાળી કામાક્ષાઇ; અંબા હરસિધ ને ચંડેશ્વરી, કુશમાંડી કાત્યાઇ. માહાધેરી હિંગલાઇ. જોગણી. ૨ નવ મીલી નવ ખંડ શીરોમણી, દશગી બહુચર બાઇ; હુઇ મંછા જબ ફાગ ખેલનકો, કીંકરી એક દોરાઇ, પુજાપો ભુસતલાઇ. જોગણી. ૩ અંગ આનંદ આભુષણ ધરીયે, કયા કરૂં મા ઉપમાઇ, શોળ શણુગાર કીયે દેવી; નખ સબ

શીખ રૂપ બનાઇ, માનુ કોકી વદન લજાઇ. જોગણી ૪ ડાક ઘંટને ભેરી પખાજ તાલ ઉમંગ સ્હતાઇ, બેના મહુઅર ચંગ બાંસુરી; કરકંઠ પટક ઝલાઇ, ભરે સ્વર કર કર સાહી. જોગણી. ૫ અપની અપની જોરી ભરી ભરી, અબીલ ગુલાલ ઉડાઇ; સુવા ફુલેલ અરગજા કુમ કુમ, કેસર રંગ ઝરાઇ, માનું મંદકાની ધાઇ જોગણી. ૬ અરસ પરસ મલી છાંટત છીરકત, મચ્યેહુ કીચ કીચાઇ; સાત દીવસ શોભા ભઇ કેસે, માનુ મઘવત ઝરીલાઇ ગોકુળ જ્યુ ઇંદ્રિ રીસાઈ. જોગણી. ૭ ખેલત ગાવત ચલે માનસરોવર અંગ પસારી નહાઇ, અતિશ પ્રેમ અનંદ મુદીતસે; હાશવિનોદ સીરાઇ, બેઠે સબ આસન આઇ. જોગણી. ૮ નવમી કો દીન કીયો કે પારણા, આઘ ગધુપ કરાઇ, મેવા બોહત પાતી બતી સરસ, સખીયે સર્વ નિપાઇ, ભોજન સબલે મન ભાઇ. જોગણી. ૯ કરી ભોજન શુદ્ધ મન આચમન કીનો, પાંન સોપારી ચવાઇ; એશે આનંદ મા ભયો કુતુહળ દેવત દુત પડાઇ ખેચર વામ્યો ચરણે આઇ. જોગણી. ૧૦ દુષ્ટ દૈત્ય અતિ ત્રાસ મહીષાસુર ઇંદ્રાસન લીયો જાઈ, ભયે વ્યાકુલ સબ દેવ સિરાતે; પેઠે હે ગીરી ગુફાઇ, અવહી કયા કરીએ ઉપાઇ. જોગણી. ૧૧ માર પાર ઉતગાર આપુ ન કર, ભાખે ત્રાદી ત્રિપુરાઈ; જાણી દીન કૃપા કરો અવહી; સુરપતી બદનસપાઇ, અતિ દુખ સહયો ન ભાઇ. જોગણી ૧૨ એસે વૃતાંત સુને જગદંબા, માતમૃદુ મુસકાઇ, સકલ શક્તિકુ દૈત વિદાતવ; આપુહી સીધ બોલાઇ, ચટે આરાસુરાઇ. જોગણી. ૧૩ જુદ્ધ કો સાજ કીયો ઉમીયાને, ઢાલ ખડગ છુરાઇ; ત્રિશુળ કટાર ને તોમાર મુદગળ કટનીસગ બધાઇ, વામકર ધનુષ ચડાઇ. જોગણી. ૧૪ આએ જયાદૈત્ય રાજ્ય સભા ભઇ; બોલે વચન વર દાઇ; આબ્ય જુધ્ધ અવ કાંહાં રહે સોચી; બનમે જુલને જાઇ, ઇંદ્રાસન છોડ પરાઈ. જોગણી. ૧૫ સુનત વચન અતિ મહા પુરૂષારથ સૈન્ય સંગલીએ ધાઇ, રહોખડે અબ દેત પરીક્ષા ચલે આરણામાં જાઇ, પરસ્પર જાઇ લરાઇ. જોગણી. ૧૬ અશ્વ સશ્રજ વડારન લાગે જોધ પરત મુરછાઇ; મિન્દળ વિચદળી સુનો જબ કરને; ધરો રૂપ મિહીષાઇ. દોસ્તા સબ ભોમી ફસાઇ. જોગણી. ૧૭ ઘેર લીએ ચૌદશ બવાની, શોભા બરની ન જાઇ; મનકુ વિજ મંડળમાં; ખેલત ફાગ સોહાઇ. સકળ ગોપત સંગલાઇ. જોગણી. ૧૮ માત બીચાર કીયો તબ મનમે સિંધહી સેન્ય બતાઇ, વચન શીશ ધરી ધાવો જબહી; ગ્રહી ગ્રહી તોરી વધાઇ. દૈત્ય સબ સૈન્ન ખુટાઇ. જોગણી. ૧૯ ગાહલ બિર બિરાજીત કેસે, બનમે કેસુ ફુલાઇ; ઉડત ધુર ભયો

અંધારૂ માની ગુલાબ છબી છાઇ, દેવ સબ દેખત આઇ. જોગણી. ૨૦ છોડત બાણુ આરાસુરી જવતે, લાગે અસુર તન જાઇ; છુટત ધાર રૂધિરકી ઉરનસે, પિચકારી નજરી લાઇ.બેહેન કેસર પતંગાઇ. જોગણી. ૨૧ લરત ધડાકે તડાકે; માનું બાજંત્ર બજાઇ, ઘાવ કરતહે ભાજતહે અસુર સબ, બોલત વચન દીનાઇ; માનું કોયલ કોકીલાઇ. જોગણી. ૨૨ ફેરી રૂપ મહીશકો લીનો, ડોલત ધર નિધ બાઇ; કોપ કરી આયો જબ સનમુખ, મારત શિશ ધુનાઇ. ચંડીકા કોપે ભરાઇ જોગણી. ૨૩ ગર્જે ગર્જે ક્ષણ મુંઢમતી મંદ, મધુપાન કરૂ જાઇ; ફેરહી હાથ દેખાતું તોહી, માર્યો ત્રિશુળ તુલાઇ; શીર પડ્યો ભોમી ન જાઇ, જોગ. ૨૪ મહિશ ઉરનકે આધો નીકરીયો, પકર ચોટી ઉરમાઇ; ફેરી ઘાવ કીધો ખડગસે, મારલીનો દહીત રાઇ. હાહાકાર સઇન્ય પરાઇ. જોગણી. ૨૫ મારે અસુર જ્યાંહાં ત્યાંહાં બાજકે, દેવ દુંદભી બજાઇ; અહી પુજાપો આયે સબ સુરપતિ, જનુનીપે કુશુમ બસાઇ કેહે જે જે ઉદો આઇ. જોગણી. ૨૬ આવત વદન વિલોકી મતકો કરત ચરન સેવકાઇ; યથા શક્ત વિધીવત કરી પુજા, સ્તુતિ કરત સુર રાઇ, પ્રસન્ન ભયે માત કૃપાઇ જોગણી. ૨૭ દીયો આશીશ સકળ સુરનસે. જાઓ સબે ભુવનાઇ, માત બચન સુની શીશ ચડાએ, ઇંદ્રાસનપર જાઇ; અંબા અંત્રીક્ષ સિધાઇ. જોગણી. ૨૮ બરનું કહા મંદમતિ મેરી, સેશકુ પાર ન પાઇ, યદુરામકુ કૃપા કીજે, અબ કયું બેર લગાઈ, મેહેર કરો મા ત્રિપુરાઇ. જોગણી ૨૯

## રાગ બીહાગ ઠુમરી.

જેને બાળાત્રિપુરાની લેહે લાગી. એ રાગ. સા મન સંધ્યા રૂપ, સરસ્વતી સા મન સંધ્યા રૂપ; ટેક કૃષ્નાંગી કૃષ્નાંગી ચંદન, કૃષ્ન વરણુ અનુપ. સરસ્વતી. ૧ ગરૂડ વાહની શામ વેદ ઉર ચઉદ ભુજ વિસ્નુ સ્વરૂપ, સંખ ચક્ર ગદા પદ્મ બિરાજે; અખીલ ભુવનની ભુપ, સરસ્વ. ૨ યદુરામ ચંદન પુસ્પાક્ષત કરો કરો આરતી ધુપ; બહુલસ ગોત્રી ધ્યાન ધરી પુજે જે જન થાએ તદરૂપ. સરસ્વ. ૩

## રેકતો.

તેરી બાદશાહી અંબા તેરી બાદશાહી; મેં કયા તારીફ કરૂ અંબા તેરી બાદશાહી. ટેક. તેરી બંદગીમે ખુબ આદમ ઓલીયા પીર, બસ્તી બીરાને અગર ઢુંઢતા ન પાઇ, અંબા તેરી બાદશાહી. મેં કયા. ૧ મોજુત મગરૂબીમે જમીસે ગયે ગયેહે, હુઆ નીંદદાર જીરસે અકલ ગુમાઇ. અંબા તેરી. ૨ ગોરે બદન પર ગેહેને મોતી પંનાકે

હીરા મોતી સબસે સવાઈ. અંબા. ૨ હમેશાં યાદ લગી નામકી આ-ઠું પહોર, જદુરામ શીર રખો પાંવુંકી પનાઇ. અંબા૦ ૪

## મહીના.

શેવો બાળા ત્રિપુરાને તરવા, કાયાનો સફળ જન્મ કરવા. ટેક. આ-સોએ આનંદ ઉર વાધ્યો, એકે મને ઇશ્વરી આરાધો; મુળ મંત્રે સુધ લઇ સાધો. શેવો. ૧ કારતગે કુરકુટ અસવારી, ઉમા આદે શકતો પરવારી; ધરા થકી દુષ્ટ નાખ્યા મારી. શેવો. ૨ માગશરે મન મોટું માનુ, સુરમુની કારજ કરવાનું; ભગતોને નવનીધ ભરવાનું. શેવો. ૨ પોસેતો પોખ ઘણી પારે, જ્યાં જોઇએ ત્યાં બ્રહ્મ ભોજન ભારે, અ-ગની કુંડે ઘ્રત તણી ધારે શેવો. ૪ મહાયેતો મંમાયા રૂપે, શત સીંધુ બ્રહ્માણી ભુપે, સંસાર જે અંધ તણે કુપે. શેવો. ૫ ફાગણ ફુલ્યો વસંત રીતે, કુસંબીત નવ પલવ પ્રીતે, રચ્યો છબી રંગ રાગ રીતે. શેવો. ૬ ચઇતર ચીંતા થકી ટાળો, નવેખંડે નારાયણી ભાળો, અવર કાં જુઠી ભરો ફાળો. શેવો. ૭ વઇશાખે વઇતરણી તરવું જાયું તેને આખરે છે મરવું. સાચી વેદ માત ધ્યાન ધરવું. શેવો. ૮ જેઠે તો જો જાચે તમને કે ઉતમ મધ્યમ અધમને; તે જુવેછે જોરાવર જમને શેવો. ૯ અશાડે અગણિત ગુણ હેવા, કહી ન શકે શેશ સુરેશ જેવા, કવીતાની કુણ મતી કેહેવા શેવો. ૧૦ શાવણે શીવ સ-હીત શક્તિ, અકળ રૂપે જોતો ઝગમગતી, ભાવે કરી ભમાએ ભક્તિ શેવો. ૧૧ ભાદરવે ભેદ ગયો ભાગી, બહુચરી નીરખીને મન રાજી; ગાયત્રી મા ગોખે રહ્યા ગાજી. શેવો. ૧૨ જદુરામ કરજોડી કહે છે, આદ્ય ક્ષેત્ર આનંદ પુર રહે છે, અષ્ટ પહોર આઇ તણી લેહે છે. શેવો બાળા. ૧૩

---

## અષ્ટપદી.

રમતે નવરાત્રી નારાયણી, શક્તિ સકળ સુખકારી; મણી મય મકરા મૃત કુંડળ સુભ કરણ ફુલ ધુતકારી. રમતે. ટેક. પ્રથમ ચરીત્ર રૂપી બ્રહ્માદિક, શ્રી મહાકાળી; મુર્તિ રુગ્વેદ ગાયત્રી છંદ, રાત્રી સુકત સ્વરૂપપાળી. રમતે. ૧ નંદા શકતી અગ્નિ તત્વ, રકત દંતિકા બીજં નાભી પંકજ સમરણ ભવ, અજવદ મધુ કૈટભ લીજે. દમતે ૨ દ્વીતીયે ચરિત્રસ્ય રૂષિ વિષ્ણુ, શ્રી માહાલક્ષમી દેવ; શાકંભરી શ-કિત યજુ મુર્તિ વાયુ તત્વ દુર્ગેવ, રમતે. ૩ સર્વે દેવ તેજોમય અદભુત ચંડી રૂપ કરંલં; સેન સહિત મહિસાસુર વધ કરી શક્રા દય સુર પાલં રમતે. ૪ ઉતર ચરીત્રં પરમપવીત્રં મહા સરસ્વતી દે વં; રૂષિ સદાશીવ છંદ અનુંષ્ટુપ ભીમા શક્તિ પ્રમેવં રમતે. પભ્રામ

રી બીજં સુર્ય સ્તત્વં, સુરતિ શ્યામ સ્વરૂપં. શુંભ નિશુંભ તણે ભય વ્યાકુળ, અમરથી દશા સુપં. રમતે. ૬ સુર સહિત શક્રાદિ સકળ મળી, સ્તવન કીન હીમવંતં; નમો દેવી કહતી દેવી સુકત ભરી, પ્રસન્ન ભયા શ્રી અંત. રમતે. ૭ શુંભ સુધી પામ્યો શક્તિ, તવ દેવ્યાદુત છંડ મુંડ હણી ચૌદ ભોવન ધણી, રક્ત બીજ ભણી ચાલી; જુધ વિરૂધ ક્રુધ કર આયુધ, બુદ્ધિ સુઢ હણ્યો બાળી. રમતે. ૮ સંવાદ સંન્ય સહિત ત્યાં ધુમ્ર લોચન, વધકરી ગરજી ઘન નાદં રમં. ૮ શુંભની પાંતની નીશુંભની ધાતની, પ્રતાપ પ્રબલ બળમાત; રણુ રણુ સુક્તશું શક્ત બીરાજીત, પ્રત્યે પ્રફુલીત ગાતં. રમતે. ૧૦ સારંગ સારંગ સારંગ ધરી ધરી વારંગ વારંગ નૃત્યં; ઝુંનઝુંન ઝીક્ત નેપુર વાજન, મ્રદંગ ધીમી ધીમીકત્યં. રમતે. ૧૧ તારણુ જગત ઉધારણુ શક્ત, મુક્તિ કરાં સુર ઇશં; મારણુ દુષ્ટ, નિવારણુ કષ્ટ, સુધારણુ સૃષ્ટ ગિરિશં. રમતે. ૧૨ નારાયણી સ્તુતિ કરીત્રી દશા, કરી અરચન બહુ રંગેઃ ચંદન અક્ષત કુમ કુમ કેસર, કરી પુજન સહુ સંગે. રમતે. ૧૩ રૂપસરૂપ અનુપ વિરાજીત, આધ સકળ મળી જુથં; બ્રહ્માણી રૂદ્રાણી વૈષ્ણવી, બહુચર ચંડિ વરૂથં. રમતે. ૧૪ શર્દનીશા પુર્ણ પુરણુ શશી, સુર સહીત સુર રાજ; મહા પુજા મધ્ય રાત્ર સમર્પિ, શક્ત સુરા સુર તાજં. રમતે. ૧૫ પય મધુ સાકર ઘૃત સુંદર, હોમ હવન શુભ સારં; હેલ છબીલિની છબી ઉપર. કોટી અનંગ નવારં; રમતે. ૧૬ જય જય કરી જગતના ઉપર, મારકુંડ મુની રાખે; વૈશ્ય સુરથને વર પ્રદાને, ત્રયોદશે કવચ સોહાગે. રમતે. ૧૭ બ્રહ્મ કવચ અર્ગલા કીલક, ત્રિ આધ કરે જપધ્યાનં; અંત્યે ત્રિરહસ્ય ઇંદ્રાક્ષી, સંપુત્વ માનિ જમાનં. રમતે. ૧૮ શેશ મહેશ ગણેશ નીરંતર. ચરણુ સમરણુ કરે સંતં; જૈ મુની વ્યાસ સુરેશ સુતંતર, વેદ ન પાર લહતં. રમતે. ૧૯ કવચ એકવી પાઠ કર્યાનું, ફળ બહુચરમા આપે; એકવી પદ ગાતા પ્રોતીશું, ભવના બંધન કાપે. રમતે. ૨૦ શ્રી યદુરામ પડત ચંડી સ્તવ, કવચ એકવી સારં; અપાર સાગર ભવજન વ્યાકુળ, માત કરે ભવપારં. રમતે. ૨૧

---

## દલસુખ કૃત કાવ્ય.

### ઠુમરી.

અરજી સુણો મારી બહુચર મા, અરજ સુણો મારી. ટેક પાપ તણો મેં પાર ન રાખ્યો, શું કહું વિસ્તારી. બહુચરમા અરજ સુણો૦ ૧

માત વિના દુખ કોને કહીએ, અવર પોકારી બહુ૦ ૨ અધમ એોદ્ધારણ દુષ્ટ સંહારણુ, નામને જાઉં વારી. બહુ૦ ૩ દીન દલસુખને સુભમતી આપો, શરણે આવ્યો તારી. બહુ૦ ૪

## ઠુમરી.

પ્રાણ થકી પ્યારીરે, બહુચરમા પ્રાણ થકી પ્યારી. ટેક. ત્રિશુલ ધારણી દહીત મારણી, કુરકુટ વાહન કારી. બહુચર. ૧ સનખલપુરમાં શ્રીજી બીરાજે, શોભે અંગ છબી ન્યારી, બહુ. ૨ શીવ સનકાદીક પાર ના પામે, સકળ કળા તારી બહુ. ૩ દલસુખ ન અંતર છબી પર પર, તનમન ધન વારી. બહુ. ૪

## ઠુમરી.

અદભુત આંગી જોઇ, બહુચરમાની અદભુત આંગી જોઇ. ટેક. અંતર છબીપર પુસ્પ પેખતાં, મનડું રહ્યું મારૂ મોહી. બહુ ૧ ગાજે ગોખમાં સદાય શોખમાં, સનખલપુરમાં સોઇ. બહુ. ૨ દુર થકી દેદાર કરીને, કોટી કલપના ખોઇ. બહુ. ૩ દલસુખ કહે મારે માત બહુચરી, અવર ન દુજો કોઇ. બહુ. ૪

## ગરબી.

પ્રીતમ બોલોનીરે. એ રાગ.

બહુચરમા બરદાળી, મારા પ્રાણ થકી છો પ્યારાંજી, રાત દીવસ મારા હૃદયમાં રહેજો. નવ થાશો ક્ષણું ન્યારાં, કહુ કરજોડીને. ૧ બુધી આપે બાળી ત્રિપુરા, રહો મુજ રૂદય નિવાસીજી; દામ વિનાનો દાસ તમારો હું ગુણ ગાવાનો પાસી; કહું કર જોડીને. ૨ બ્રહ્માણી રૂદ્રાણી પોતે, વૈસ્નવી વિખ્યાતજી; જ્યાં જોઉ ત્યાં દીશો દેવી, ઘટઘરમાં મુજ માત. કહું કર જોડીને. ૩ ઇંદ્રાદિક બહુ દેવ મુનીના, કઇ કંઇ કાપ્યાં કષ્ટજી; મહીષાસુરઆદી દાનવ મારી, સુખ પમાડી શ્રષ્ટરે, કહું ક૦ ૪ આદ્ય અનાદ્ય થકી છો આદ્ય, દાતા દીન દયાળીજી; દીન દલસુખની દાદ સાંભળજો, કરણે માત કૃપાળી; કહું. ૫

## પદ રાગ ગરબી.

મારૂં મન માન્યું માજી સાથે, બહુચર મા બીરાજે માથે. ટેક. વદન છબી શરદ શશિ જેવી, કવીજન કઇ ન શકે કેવી. મારૂ મન. ૧ માએ પેર્યા ચરણા ને ચોળી, સાડીરે કેસરમાં બોળી. મારૂં મન. ૨ કોટીક કષ્ટ કરૂણા કરી કાપ્યાં, અભયદાન ભક્તોને આપ્યાં. મારૂં મન. ૩ માજી છો જક્તતણી જાતા દેવી દીન દલસુખની દાતા. મારૂં મન. ૪

## રાગ પ્રભાત.

આજ પ્રભાત સમે સનખલપુર, અજબ બની શોભાયરે, તાલ પખાજને વેણા વાજે, ગુણીજન મંગળ ગાયરે. આજ. ટેક. ભક્તજન ભવાઇ કરેછે, થેઇકાર થેઇકાર થાયરે; શ્રીજી સમીપે સ્વાંગ સજીને. જખ્ય કરેછે ત્યાંયરે. આજ પ્રભાત ૧ આજ પ્રભાતે મદ ભર્યાં મૃગડાં રમે, ને બોલે પ્રાતશ કાળરે; બહુચર માતું બહુચર માતું, કહેતાં આવે વહારેરે. આજપ્રભાત. ૨ વીપ્રતણા બહુ વૃંદ આવે, માનસરોવર નાહાયરે; મન ગમતાં મીષ્ટાંન જમવાને, આપે બહુચર માયરે. આજ પ્રભાત. ૩ બ્રાહ્મણને શીર બહુચરમાજી, ભગવતી બ્રાહ્મણુ એકરે; દલસુખ દીન કહે કરજોડી, ત્રીપુરે રાખો ટેકરે. આજ પ્રભાત. ૪

## પદ રાગ ગરબી.

આવો હરી શીવશંકર ભોળા એ રાગની છે.

દેવી દાતા દાદ સુણોને મારી, જનુની જાણી શરણે આવ્યોછુ તારી. દેવી ટેક. માત વના મુજ દુખ કોણુ સાંભળશે, સરીતાનું નીર સીંધુમાં ભળશે; હાથ જમણો મુખડાં સામો વળશે. દેવી. ૧ માજી પર મન રહ્યું માની, ભલાંછોજી ભક્તવત્સળ ભવાની, સેવક સુખ દાયની મા મેરબાની. દેવી. ૨ જાણોછો મા મુખથકી શું કહીયે. દાસની તો વિનતી દીલ લઇએ; મારી માજી જેમ રાખો તેમ રહીએ. દેવી. ૩ આદ્ય થકી અકળ કળા ન કળાણી, પાર નવ પામ્યા અજસુર પ્રાણી; કોણુ દલસુખ દીનની વાણી. દેવી. ૪

---

## રાગ પ્રભાત.

દેવીદાતા બહુચર માતા, જન્મ તણાંછો ત્રાતારે; બ્રહ્માદિક ઇંદ્રાદિક સુર મુની, સનકાદિક ગુણ ગાતારે. ટેક. શ્વેતગીરીથી સલખનપુર આવ્યાં સેવકનાં સુખ સાતારે. નિજ ભક્તનાં સંકટ કાપ્યાં; કષ્ટ હરણ્યાં સુખદાતારે. દેવી. ૧ નારીના નર કીધા ક્ષણું એક, માનસરોવર નાતાંરે; અસુર ઉદરમાં કુરકુટ બોલ્યા, પ્રધડા મહા મદ માતારે. દેવી. ૨ આઇને આરાધ્યા વિના અણભાગી, ભુતળમાં ભટકાતારે; દિન દલસુખને કુટુંબ તમેછો માત પીતાને ભ્રાતારે. દેવી. ૩

---

## પદ રાગ ઠેકો.

હુંતો આરાધુ હાટકેશ્વર સાથે ઇશ્વરીરે રાગ.

મારી સાહેબ શ્રી સલખનપુરમાં બીરાજતારે. ટેક. અર્ક સરીખા

આંગી શોભે, જોવાને મન મારૂ લોભે, મંત્ર છબીપર પુરણુ પુજો બાજતારે. મારી. ૧ શ્રીજી સનમુખ રૂદય હરખી, શેવક નૃત્ય કરે મા નરખી તાળ મૃદંગ ઉપંગ વિણા રસ વાજતારે. મારી. ૨ નીજજન જઈ દેદાર કરેછે, ત્રિવીધિ તાપ તનનાજ હરે છે, આપી નવનિધ રિધ સિધ ભવ દુઃખ ભાગતારે. ૩ દલસુખ કહે મુજ મતિ નવ પોંચે, મુજ મન ગુણ ગાવાને શોચે, શૈલ સુત સિંહાસન બેસી ગાજતારે. મારી. ૪

## પદ રાગ ઉપર પ્રમાણે.

શ્રી સલખનપુર રાણી સાહેબ મુજરો લીજીએરે. ટેક. પાપ કરતાં પાછુ નવ જોયું, પુર્વ તણુ શુક્રિત સૌ ખોયું, જાણોછો મા મુખ થકી શું કીજીયેરે. શ્રી. ૧ જાણી કીંકર કરૂણા કીજે, ભવ ભયથી ઉગારીલીજે, કાપી કુમતી સુમતી મુજને દીજીયેરે. શ્રી. ૨ મુજ અવગુણ મનમાં નવ લેશો, છોરૂ જાણી છેહ નવ દેશો, જનુની થઇને બાળ ઉપર ન ખીજીયેરે. શ્રી. ૩ દીન દલસુખને દરશન આપો જન્મ મરણના સંકટ કાપો, આપ કૃપા વિના યમ કિંકરથી બીજીયેરે. શ્રી. ૪

## પદ રાગ પ્રભાત.

મસ્તક નામુ ઇશ્વરી માજી, આરાધુ મુજ માયરે. ટેક. માનસરોવર તીરે ત્રીપુરા જક્ત તણી જનીતાયરે, અદભુત આંગી આઇને ઓપે યંત્રની પુજા થાયરે. મસ્તક ૧ ગરનાળા ખુંટેતુ ગાજે, નિજજન આવે ને જાયરે પ્રીત કરી પરમેશ્વરી પુજે, દુરીત દુર પળાયરે. મસ્તક. ૨ માનસરોવર જળ નિરમળ મા પ્રીત સહીત નિત નાહાયરે. એક ચીતે આઇને આરાધું; સફળ કામ ચીત ચાહાયરે, મસ્તક ૩ અવર શોભા તો અતિ ઘણીછે, મુજથી ના કહેવાયરે; દલસુખ કહે મારી મુંઢમતીછે, તે કયમ શકતસેવાયરે. મસ્તક. ૪

## રાગ ઉપરનો,

શેવો બાળા ત્રિપુરા સુંદરી, જેછે જુગની માતારે. જેને આશરે શિવ બ્રહ્માદિક વિષ્ણુંને વિધાતારે, શેવો ટેક. અધમ ઓધારણ નામ આઇનું શેવકની સુખદાતારે; નિજ ભક્તને નવનિધ આપે, રાખે માત માતારે. સેવો. ૧ વ્યાસ વષીષ્ટ મારકુંડ જૈમુની વલ્લભ જન જસગાતારે; ભક્ત ભવાંની તણા કેહેવાણા, તે પામ્યા સુખશાતારે, સેવો, ૨ આઇને ઓળખ્યા વિના અણભાગી, ભુતળમાં ભટકતારે; દલસખ કેહે મારે બહુચર માજી, માત તાતને ભ્રાતારે. સેવો. ૩

## ગરબી.

સંકરના સુતને પ્રણામુરે, બ્રહ્મસુતાને પાય, મારી માત હુકમ થયો

છેહજુરનોરે; અવિચળ વાણી દીજીયેરે, તન જાણીને દીજીયે દયાય મારી માત હુકમ થયોછે હજુરનોરે. ૧ અમે આપવીતી અરજી કરીરે. પોહોંચી પરમેશ્વરીની પાશ, મારી માત હુકમ થયો છે હજુ. રનોરે. ૨ દાદ સુણી તે માયે દાસનીરે, જ્યારે થયા બીજા ખટમાસ મારી માત હુકમ થયો છે હજુરનોરે. ૩ માંયે વિચાર્યું મનમાંરે, કાલા ઘેલા પણ માના તન, મારી માત હુકમ થયો છે હજુરનોરે. ૪ બાળકને બહાર કાંઢી મુકીયેરે, પણ આપીને માગે અન્ન; મારી માત હુકમ થયોછે હજુરનોરે ૫ ઓગણીસે એકવીસની સાલમાંરે; માસ ભાદરવો નીરધાર, મારી માત હુકમ થયોછે હજુરનોરે. ૬ સુકળ પક્ષ અજવાળીયાંરે તિથી તેરસને રવીવાર. મારી માત હુકમ થયોછે હજુરનોરે, ૭ નજર કરીને નારાયણીરે, માયે સેવકને આપી સાન. મારી માત હુકમ થયોછે હજુરનોરે; ૮ ત્યાં થયું મન માંન્યું મળી તણુરે, મારી માજીયે રાખ્યુ માન, મારી માત હુકમ થયોછે હજુરનોરે. ૯ ઓછવ અધીક થયો ચાલતોરે, જેમ પ્રથમની હતી પેર મારી માત હુકમ થયોછે હજુરનોરે, ૧૦ શોક તે સઘળો ટળી ગયોરે, માયે કીધી છે લીલા લેહેર મારી માત હુકમ થયોછે હજુરનોરે. કોણ વાગેશ્વરીને કોણ બહુચરારે, એમાં ભેદ નહી લગાર મારી મા હુકમ થયોછે હજુરનોરે. ૧૨ ભેદ જેણે જાણ્યોને વળી જાણુસેરે, એતો થયારે થાસે ખવાર. મારી માત હુકમ થયોછે હજુરનોરે. ૧૩ શુણે શીખેને ગાયે ભાવથીરે તેનાં દોહલાં જાશે દુઃખ મારી માત હુકમ થયો છે હજુરનોરે. ૧૪ બરદાળી માત બહે રાખશેરે, કેહે દાસનો દાસ દલસુખ. મારી માત હુકમ થયોછે હજુરનોરે ૧૫

## પદ રાગ કાફીની હોળી.

બાળા ત્રિપુરા નામપે વારી ટેક. દશરથ સુતને નામ સમર દીયો, લંકાપતી વિડારી, રાક્ષસકું સબ રણુ માંહીરાળે; લંકા જલાઇસારી લાઇયે ઘર જનક કુમારી. બાળા ૧ ભિમક સુતાને નામકુ સમરે, સ્વામી મીલે શ્રી મુરારી; નામ લીયેસે અનીરૂદ્ધ છુટો, કાળા ચ્રહસે બારી. લે ગઇ ગોકુળ મુરારી. બાળા. ૨ વ્યાસ વસીષ્ટ માર્કંડ જેમુની, નામ લીયો સુખકારી, વલ્લભવીપ્ર માહા પદ પાયે; માત ચરણ ઉરધારી. દીયો સુખ માહાતમ વાંરી. બાળા. ૩ મહમાયકા ગરમ ન જાને, બ્રહ્મા વિષ્ણું ત્રિપુરારી; દલસુખ દીન કેહેતે કરજેડી, કોન માત્ર મતિ મારી, કેસે ગાવું કીરત તીહારી, બાળા. ૪

## મહીના સાખીયો.

દરશણ આપો મોરી માય, અંબા મને દરશણ આપો. એ રાગ. આવોને બહુચરમાય, મૈયા મુજ ઘેર આવો; હુંતો લાગુ તમારે પાય મૈયા મુજ ઘેર આવો, તમે સલખનપુરની રાય મૈયા મુજ ઘેર આવો. માજી કીજે સેવકની સાહ્ય, મૈયા મુજ ઘેર આવો ટેક. શાખી. કારતગ માસે કરૂણા કરી, માજી આવો મુજ ઘેર. દાસની વીનતી દીલ ધરી, મહમાયા કરોને મેહેર. મૈયા મુજ ઘેર આવો. ૧ શાખી. માગશરે મન માહરૂ, મા મળવા અકળાય, જેમ ચકોર ચંદ્રને જોવા આકાશમાં જાય. મૈયા મુજ ઘેર આવો. ૨ શાખી. પોષે પ્રાણથકી કહુ. માનો માજી સત્ય હું સેવક વણ ધામનો, માજી રાખોને મારી પત્ય મૈયા મુજ ઘેર આવો. ૩ શાખી. મહા મહીને માવડી, હું તમારો બાળ, આપ કૃપા જો નહી કરો. મારી કોણ લેશે સંભાળ. મૈયા મુજ ઘેર આવો. ૪ શાખી. ફાગણ માસ ફુલ્યો ઘણો, સહુકો ઉરાડે રંગ મારૂં મન ત્યાં જઇ ઠરે, જ્યાં શોભે છે યંત્રને રંગ. મૈયા મુયા મુજ ઘેર આવો ૫ શાખી. ચૈતર ચાચર સોહામણો, મને જોવાની ખાંત, બાળાબહુચર નીરખતાં, મારા મનની તે ભાંગે ભ્રાંત. મૈયા મુજ ઘેર આવો. ૬ વૈશાખે વારીજાઊં નામને, અધમ ઉધારણહાર, ભકિત સુધારસ ભકતને પરમેશ્વરી પાનાર. મૈયા મુજ ઘેર આવો. ૭ જેઠ માસે મા જકતના ભકત તણાં પ્રતિપાળ, દાતા ભકતને ભકિતના, માજી કંટકના માહા કાળ મૈયા મુજ ઘેર આવો. ૮ અષાડ માસે આનંદથી, આવે દેવી દરબાર જાણી દાસ પોતા તણો, મને આપોને દેદાર. મૈયા મુજ ઘેર આવો શ્રાવણ માસે સ્તુતી કરૂં જોડીને બે હાથ તમોછો ત્રિભોવન ધણી માજી અનાથનાં છો નાથ. મૈયા મુજ ઘેર આવો. ૧૦ ભાદરવે ભય કાપીયે, જાણી પોતાનો દાસ, છોરૂ છેહ ન દીજીએ, માજી આપો અવિચળ વાસ. મૈયા મુજ ઘેર આવો. ૧૧ આસોએ અરજી એટલી કૃપાળી ધરજો કાન થોડામાં માનો ઘણી માજી છો મારા રૂદીયાનાં જાણ. મૈયા મુજ ઘેર આવો. ૧૨ અધીક માસ હું શું કહું જાણો છો સઘળી વાત; આપવિના મારો કો નહી તમો માત તાતને ભ્રાત મૈયા મુજ ઘેર આવો. લાગુ તમારે પાય, મૈયા મુજ ઘેર આવો. ૧૩

### ગરબી.

સનખલપુરની રાણીરે, જાણી બધા જકતમાં જેને; સનખલ. ટેક. વેદ વિરંચીએ વર્ણવ કીધા મા, મારકુંડ મુનીએ વખાણીરે, જાણી

બાધા જકતમાં જેને. સલ. શરવે શાસ્ત્રમાં સમાઇ રહ્યાંછો મા બ્યાસે પુરાણુમાં પ્રમાણુમાંરે જાણી બાધા જગતમાં જેને, સલ. ૨ ભુતળ ભુરને જાણ્યા ભટજીમા; વદીયા પ્રાક્રમ વાણીરે જાણી બાધા જકતમાં જેને; સલ. ૩ કહે દલસુખ એ વૈશ્ણવી શક્તીમા; તું બ્રહ્માણી રુદ્રાણીરે; જાણી બધા જકતમાં જેને. સલખનપુર. ૪

## ગરબી.

આવ્યાં સંકટ ટાળોરે. ન્યાહાળો નિજ દાસ ભણેરે મા; આવ્યાં સંકટ ટેક. સેવક જન શરણુંગત આવ્યો મા, કૃપા દ્રષ્ટી કરી ભાળોરે, ન્યાહાળો નીજ દાસ ભણેરે મા; આવ્યાં. ૧ કાળ તણુંછો તમો કાળ કૃપાળી મા જમને આવતા ખાળોરે, ન્યાળો નીજ દાસ ભણેરે મા; આવ્યાં. ૨ ભવ સઘળો જાયે ભક્તી કરતાં મા, એક દીનમાં સરવે વાળોરે, ન્યાહાળો નીજ દાસ ભણેરે મા; આવ્યાં. ૩. કહે દલસુખ મા બેઉ કર જોડી એક તમારો ઓસીઆળોરે; ન્યાહાળો નીજ દાસ ભણેરે મા આવ્યાં. ૪

## કાળીકાની અરજી ગરબી.

સમરૂ ગણુપત રાયને મહાકાળીરે. તેનાં વિઘન સરવે જાય, પાવા વાળીરે. ૧ સુધ બુધ એ છે નારીયો, માહાકાળીરે, તેતો બહુ સુખની દાતાર, પાવા વાળીરે, ૨ સરસ્વતી મોરી માય છે, માહાકાળીરે, તેતો બ્રહ્મ તણી તનયાય, પાવા વાળીરે. ૩ વેણા પુસ્તક કર ધર્યાં. મહાંકાળીરે; મહારે રૂદે કરો નીવાસ, પાવા વાળીરે. ૪ મંદમતી છે માહારી માહાકાળીરે, માટે પુરો અમારી આસ. પાવા વાળીરે. ૫ ગુરૂ પુરણુ બ્રહ્મ છે, માહાકાળીરે, તે છોડાવે ગર્ભવાસ. પાવા વાળીરે. ૬ હવે આરાધુ આઇને માહાકાળીરે સુણજો મારી ફરીયાદ પાવા વાળીરે. ૭ થાવર જંગમ મા તમો, માહાકાળીરે. નવખંડ ઘટ ઘટ વાસ, પાવા વાળીરે. ૮ તુષ્ટ સ્વરૂપે કાળકા માહાકાળીરે, મા કરો શતરૂનો નાશ પાવા વાળીરે. ૯ શાહ્ય કરી તમે સરવથા માહાકાળીરે, નિપાવ્યા દાનવ દેવ. પાવા વાળીરે. ૧૦ હેવો મન નિશ્ચે કર્યો માહાકાળીરે. માટે કરૂ ચરણુની શેવ પાવા વાળીરે. ૧૧ અવગુણુ મન ધરશો નહી માહાકાળીરે. મા મુકાવો ગરભવાસ. પાવા વાળીરે. ૧૨ જેવો તેવો છું તાહરો માહાકાળીરે, માટે પુરો અમારી આશ. પાવા વાળીરે. ૧૩ મા આ જુગમાં અવતરીયો માહાકાળીરે, છે કઠણુ કળીનો વાસ. પાવા વાળીરે. ૧૪ કરમ કળીનાં શાં કહું માહાકાળીરે તેણે બોળ્યો બહુ સંસાર પાવા વાળીરે. ૧૫ ધરમ ગયુ ધરણી ધશી માહા

કાળીરે, પુન્ય ગયું પાતાળ પાવા વાળીરે. ૧૬ પાપ રહ્યું સગળે વશી માહાકાળીરે, એ વ્રદ્ધ તરૂણને બાળ. પાવા ૧૭ બ્રાહ્મણ ભુતળમાં ફરે માહાકાળીરે. તજીયો તેણે આચાર. પાવા વાળીરે. ૧૮ શુદ્રની સેવા કરે માહાકાળીરે, સરવ માગવા સાથે જાય પાવા વાળીરે. ૧૯ બ્રહ્મ કરમ જાણે નહી માહાકાળીરે; તેતો મેલા મંત્ર ધાય પાવા વાળીરે ૨૦ અનેક કરમ કુડાં કરયાં માહાકાળીરે, વિસ્તારી ન નીંદા થાય પાવા વાળીરે. ૨૧ ખટ દરશણ ખોળ્યું નહી માહાકાળીરે નહી ધરમ તણી મરજાદ પાવા વાળીરે. ૨૨ શીશની ગુરૂ શેવા કરે માહા કાળીરે માહા મહોટો એ અપરાધ પાવા વાળીરે. ૨૩ વહે વિધવા વેશમાં માહાકાળીરે આ છે કુડાં કરમ પાવા વાળીરે. ૨૪ અસ્ત્રી ધરમ આચર્યો માહાકાળીરે સ્વામીને મુખ દે ગાળ પાવા વાળીરે. ૨૫ કુંભીપાકમાં એ પડે માહાકાળીરે એવો મોટો છે અપરાધ પાવા વાળીરે. ૨૬ અવનીયે રસ ચોરીયો માહાકાળીરે તારે દુઃખ પામે સંસાર પાવા વાળીરે. ૨૭ રાજા થયા જ્યારે લોભીયા માહા કાળીને ત્યારે અલોપ થયા વરસાદ પાવા વાળીરે. ૨૮ ગૌ બ્રામણને પીડા થાય છે માહાકાળીરે મન નવ પામે મરજાદ પાવા. ૩૦ એવા અંતરમ છે ઘણા માહાકાળીરે મુખ કહેતાં ન આવે પાર. પાવા વાળીરે. ૩૧ સંવત અશાડ અગનોતરે માહાકાળીરે વરત્યો છે હાહાકાર પાવા વાળીરે. ૩૨ માજી મેહ મોઘા થયા, માહાકાળીરે, કહો કેમ જીવાય પાવા વાળીરે. ૩૩ આવી અમી દ્રષ્ટી જુઓ માહાકાળીરે, તારે સરવે સઘળો જેકાર પાવાવાળીરે. ૩૪ અવગુણ મા ધરશો નહી માહાકાળીરે, તમે છો દેવી દાતાર પાવા વાળીરે. ૩૫ માટે માગુ તમ કને માહાકાળીરે. મને ઉગારો આ વાર પાવા વાળીરે. ૩૬ દર શણ આપો દાસને માહાકાળીરે તેને જનમ મરણ દુઃખ જાય પાવા વાળીરે. ૩૭ કર જોડી કરૂ વીનતી માહાકાળીરે, તારો દાસ મયો ગુણ ગાય પાવા વાળીરે. ૩૮

---

## ચલ્લુ રાજનો ગરબો.

ચલ્લુ રાજ. માહાકાળી પરતાપે રાજ કરોછો; મા ઉપર ભાવ રહી ધતને સુખ કરવા ધ્યાન ધરોછો. ટેક. માજી છો ગુણ સાગર બહુ રશીયાં પરતાપ ગણો જાતે જશીયા આવી પાવાધડમાં વશીયા. ચલ્લુજી. ૧ તારા દરવાજા સુંદરી સારા કોટ બુરજે મુકયાછે મારા તે જોતાંમાં શતરૂ હારયા. ચલ્લુજી. ૨ માજી સુરજ પોળ સુંદર

સરખી, એવી શોભા મેં નયણે નીરખી જોતામાં બુધી રેહે હરખી ચલ્લુજી. ૩ માજી ક્રષ્નના મોહોલ ઘણા સારા, નીકળે છે ગંગા ની ધારા: ગરબે રમવા આવી બાળા. ચલ્લુજી ૪ માજી તારા દુધ સરોવરમાં પાણી, કાંઇ ઘડમાં નવ મળે એધાણી; બોલે, અમરત સરખી વાણી, ચલ્લુજી. ૫ માજી તારા દુધ સરોવરમાં નાહે, પુજાની છાબ લઇને જાએ; કાળીમાને જઇ લાગે પાયે. ચલ્લુજી. ૬ માજી ત્યાં વાઘોની બીક ભારી. વાટે મારે નરને નરી; તેના મનમાં બીક ઘણી તહારી, ચલ્લુ. ૭ ત્યાં ચલ્લુજીની ચીઠી આપે; મહોરોની છાપ કરી છાપે, વળાવુ કોડી કોઈ નવ આપે ચલ્લુજી. ૮ દાસ સદાસંકર વાણી કહેછે, તે વડોદરા શહેરમાં રેહેછે; માજીની આશીશ ઘણી લેછે, ચલ્લુજી. ૯

## ગરબી.

પાવાની પાદશાહીરે, પીપળ વાળીના, પાવાની પાદસાઇ. ટેક. પાવે તે ધડથી માજી ઉતર્યાંરે, આવતે કીધો પીપળ વાસરે; મા. પીપરવાળા મા પાવાની પાદસાઇ. ૧ પીપર માની શોભતીરે, શોના તણા શણગારરે મા પીપ ૨ દેશ પરદેશથી માની માત્રાએ આવે મોજ કરેછે માની વાટરે. મા પીપ. ૩ સાતમે માનો સંગજ આવે આઠમ બેલે સારી રાતરે મા પીપર. ૪ મધ દરીયામાં માજી વાસ તમારો. બુડતાં તારો ઝાઝરે પીપર ૫ કર જોડી માને કુબેર વીનવે, રાખો ચરણની પાસરે. મા પીપર. ૬

## પ્રતાઇ રાજાનો ગરબો.

પુજુ ગણપતીના પાય, પુજુ અંબીકાની પાવડીરે. સેવું સલખનપુર રાય, મયા કરો મુજ માવડીરે. ૧ ચતુર દેશ ચાંપાનેર વશે કરુણા નિધ કાળીકારે, કીધો તરૂણાનો મેર; એવી બહુ બુધ બાળકારે. ૨ શોવડાવી બાંધી શ્રેષ્ટ પવન પાણી પેદા કર્યાંરે; કીધાં બ્રહ્માને બ્રષ્ટ, ધન્ય ધ્યાન ધરણીએ ધર્યાંરે. ૩ નદી પરવતને પાહાડ, દેવ રૂપીને દાનવીરે; જીવજંતની જાત; મહી મંડળને માનવીરે. ૪ પાવાગઢનો પરતાપ. દેવ જાણીને વાસો વસ્યારે; આદ્ય શક્તિ છે આપ. ધરમ લોકથકી ધસ્યાંરે. ૫ પતાઇ રાવલ પરચંડ, ધરમરાજ કરે ઘણીરે; એનો દેશમાં નહી દંડ, કપા કાળીકાની છે ઘણીરે. ૬ નવરાત્રી કેરાદીન, ખેલે ચોસઠ જોગણીરે, માયે વિચાર્યું મન માંહી, ભાવે જોવાની ભોગણીરે ૭ મંગળ માનુનીઓ ગાય, ગરબો ગાયે સહુ ગાનમાંરે; થેઇકાર થેઇ થાય, નિત્ય નારાયણી નામનેરે. ૮ સજ્યા શોળે શણગાર, ચરણા

ચોળીને ચુંદડીને; મોતીડાંના હાર, ગરબે ફરે સૌ ફુદડીરે. ૯ તેમાં કાળીકાજી માત, ગરબો રમવાને આવીયાંરે; વાણી વેદમાં વિક્ષાત રૂપ લક્ષ તે લાવીયાંરે. ૧૦ રંનાદે રોહણીનું રૂપ, રૂડી રતનાવળ રાધિકારે, સુર બ્રાહ્મણને ભુપ, સુખ સાગરની સારીકારે. ૧૧ ઊંચાનીચા થઇ ગાય જુવતી કેરાંછે જોડલાંરે; મુખે ગીત મધુર ગાય, હાથે લેછે હમોડલારે. ૧૨ બહુ પ્રકારના છે છંદ, ખાંતે ખેલ કરે ખમચીયોરે; ઉગ્યો આનંદ કંદ હાર લેછે હમચીયોરે. ૧૩ જેવી વીજળી આકાશ, ચાર ખુંટ માંહે ચમકતીરે; બેહેકે કસ્તુરી બરાશ, પાયે ઘુઘરીઓ ધમકતીરે. ૧૪ જાણે કોટી ઉગ્યો બાણુ, કોટી શશી મુખ કામનીરે; મુખે શાં કરૂં વખાણુ. ભાળે ભાવ હેવી ભામનીરે. ૧૫ થયું પતાઇને જાણુ, ચાલો જોવાને કારણેરે; વાગ્યાં મોહ કેરાં બાણુ, ધીરજ નવ રહી ધારણેરે. ૧૬ શુધ બુધ ભુલ્યો શરન કાલો ઘેલો ત્યાંહા થઇ રહોરે; મુકી મન કેરો ગરવ, લક્ષણ હીણે તે નવ લહ્યારે. ૧૭ ગરબો કાળીકાજી ગાય, લીલા તેની તે શી કહુરે; શોભા સ્વર્ગ કેરી થાય, લક્ષણ જોતામાં શું લહુરે. ૧૮ સોવરાવી બાંધી શ્રષ્ટ, વાજાં દેવકેરાં વાજીયાંરે; થઇ પુષ્પ કેરી વ્રષ્ટ, સંકટ સેવકનાં ભાગીયાંરે. ૧૯ આવ્યાં ઉમીયાંને ઇશ, કાળી જોવાને કારણેરે; જુગત અંબાને જુગદીશ, વિષ્ણુ જાએ એરે વારણેરે. ૨૦ ભણે બ્રહ્માજી વેદ, નારદ નાચે છે નૃત્યમાંરે; વાણી વખાણે છે વેદ, શનકાદિક સૃષ્ટમાંરે. ૨૧ દેવ તેત્રીસક્રોડ, ઇંદ્ર ઉતારે છે આરતીરે; વિષ્ણુ રહ્યા કરજોડ, બાર દેખાડેછે ભારથીરે. ૨૨ મહા પુજા મધ્ય રાત. મંદીર ગયાં સહુ બામનેરે આવ્યાં કાળીકાજી માય સુરદેવ કેરી સ્યામનીરે, ૨૩ પતાઇ રાવળના પાપ કામીએ લીધોછે કેડલોરે. ૨૪ અંબા એકલાં છે આપ ઝાલ્યો છેલ કરીને છેડલોરે. ૨૪ પોતે થયાં પ્રસન્ન માગ્ય માગ્ય મુખથી કહ્યુરે; દેવીએ દીધું દરશન લક્ષણ હીણે તે નવ લહ્યુંરે. ૨૫ હેતે ઝાલ્યો છે હાથ જુઠું બોલ્યો છે જાહેરેરે; શામા આવો મુજસાથ મંદીર રાખુ હું માહરેરે. ૨૬ શક્તિએ દીધો શરાપ; મુરખ મેલ મારો કેડલોરે પાંચે મળ્યાં તાગરાં પાપ પ્રાણ પાવો તાહરો ગયોરે ૨૭ કીધો કાળીકાએ કોપ વૈભવ તાહરો સઘળો વહ્યોરે; આપ થયાં અલોપ જખ મારી રાજા રહ્યોરે ૨૮ સુબો સાહેબ સુલતાન ચાર લાખ ઘોડે ચડયોરે મહીપત્યનું મુકાવ્યું માન પાવાઘડ આવી અડયોરે ૨૯ હદ કીધી છે આંચ જુધ જોર થયું ઘણુંરે પડયા વીત્યાં વરસ પાંચ ત્યારે ઝઘડો વધ્યો ઘણુરે ૩૦ ખુટયાં નવાંણુના નીર

અન્ન થઆછે અલોપમાંરે ધીરજ નવ રહ્યુ ધીર, ક્રુડ કાળીકાના કો પમાંરે. ૩૧ શાલો સાહેરો સગદાર, રાય વાંકડીઓ આંખે રૂડોરે; જુઠો થયોછે જે વાર, ભુધે થયોછે બેલડોરે. ૩૨ પદ્દાણુ પાદશાહ શું પ્રીત, વેર વાધ્યું વીવેકમાંરે, પતાઇ રાવળની રીધ; આપી ઘડી એકમાંરે. ૩૩ મારગ સાંચાના મહેલ, લશ્કર લાવ્યો છે લંડીઓરે; ભોમી કરાવીછે ભેલ, બુધે થયોછે આંધળોરે. ૩૪ જુધ કીધુછે જોર સુલતાન શીર સાંધીયોરે, થયું અધારૂ ઘોર, વદનાં તે વેરી વાધીયોરે. ૩૫ પ્રીછ્યો પતાઇએ પાર, કોપ કાળીકાનો જાણીયોરે; ઘણાં વેરી આવ્યાં ઘેર પરવશ પડ્યોછે પ્રાણીઓરે. ૩૬ રૂદે સંગાથે રોસ સ્નેહ કોનો નવ સાંખીયોરે; મોતી મણ દસવીસ, ભુંડે ભરડાવી નાંખીયારે. ૩૭ નવસે નવાણું નાર, રૂડી રત્નાળ રાણીઓરે; મારી નાંખી દરબાર, જોબનવંતી નવ જાણીયોરે. ૩૮ પુત્ર પટોદર પાંચ, રણમાંહે તે રોળીયારે; અદ કીધાછે આંચ ચંચળ વટ કરી ચોળીકારે. ૩૯ સામદ સોળ હજાર મારી નાંખ્યા ભડ માવડીરે; એવી અપરમપાર, કીધી જબર તલાવડીરે. ૪૦ છેવટ થયો દરબાર હાથી ઘોડા લક્ષ લુટીયારે; ભર્યા ભુપત ભંડાર, ખજાના સર્વે ખુટીયારે. ૪૧ થયો અતી ઉતપાત, સર્વે રહ્યું છે જોઇનેરે; ભર્યું ખપર દર માત, નદી ભરાણી છે લોહીનીરે, ૪૨ ગયો શકિત કેરે શરણુ, પાવાગઢ કેરો રાજ્યોરે; કથની સંભળાવી કરણ લંપટ મનમાં નવ લાજ્યોરે. ૪૩ મારી મત્ય થઇ મુઢ નવ ઓળખ્યાં મેં માતનેરે; પ્રાક્રમ તમારૂ છે પ્રૌઢ પુરો મન કેરી કામનારે. ૪૪ માએ દીધું વરદાન, અનામીક કરીને થાપીયોરે, થયો વૈકુંઠવાસ, સુખસાગરમાં આવીયોરે. ૪૫ થયો સુરો સરદાર, નરપતીને આવી નડયોરે; સામદ સોલ હજાર પૃથ્વીપતી પોતે પડયોરે ૪૬ ઉતપત્ય કાળીકાની જેહ, ગાય શીખેને સાંભળેરે; કરે નારાયણી નેહ, સુખ સાગર સફળે ફળેરે. ૪૭ અષ્ટ સીધ્ય નવ નીધ્ય, પામે પદારથ પાંચમાંરે; રાખે ઘરની તે રીધ, ના આવે ઉની આંચમાંરે. ૪૮ ઘણું લક્ષ ઘરસુત્ર, કોટી કરાવે કારણેરે; પોહોડયા પામે તે પુત્ર, પ્રીતે બંધાવે પારણાંરે. ૪૯ મુરખ કવી થાય, રીદ્ધ પામે રંક રાજ્યોરે; ભાવટ ભવકેરી જાય, ગુણ સાગરમાં ગાજ્યોરે. ૫૦ બેહેરા સંભળાવે કરણ, માતા ટાળે તે માદલોરે, ચાલે ખોડીલાં ચરણ; આંખે દેખેછે આંધળારે. ૫૧ રોગીજનના રોગ જાય, શુખ સાગરની શારકારે; પામે ભાવતાને ભુકત, કૃપા કરે માત કાળકારે. ૫૨ શામળભટ્ટ આગોડ, પીતા પરશોતમજી તણોરે; ગાયો ગરબો કરજોડ જશ મહિ-

મા વધ્યો ઘણોરે. ૫૩ ગરબો શીખે નર નાર, કૃપા કાળીકાની છે ઘણીરે; જેજે બોલો વારંવાર, સેવો સનખલપુરની ઘણીરે. ૫૪

## ગરબી.

ચાલો હેલી પાવા પર જઇએ, જઇને ચાંપાનેર રહીએ, માજીનો પુ-જાપો લઇયે. ચાલોહે. ટેક. પાવાની શોભા છે સારી, બીરાજે ગોખે માહાકાળી, તેને મે દ્રષ્ટે જઇ ભાળી. ચાલો ૨ પાવાના પરછંદા વાજે પ્રથમ ગણુપત બીરાજે, રોક્યાં અમને ખુડીયે દરવાજે, ચાલો. ૩ અરજી અંબાને કીધી, પરવાનગી ક્રશ્નાની લીધી, પ્રથમે ગાયો ધકી કીધી. ચાલો. ૪ જઇને પાવાપર પળીયાં, જઇને સુરજ મેહેલ મળીયાં, દડ-બડતાં પાવે ચડીયાં. ૫ પાવાની શોભા છે સારી, જ્યાં છે દુરગા માહાકાળી, દુધીયે સરોવર જઇ ભાળી. ચાલો ૬ દુધીએ સરોવરે નાહે, ભવના બંધન ત્યાં જાએ, નીરમળ કીધી છે કાયે. ચાલો. ૭ દુધીએ સરોવરે જળ લીધુ, ભૈરવ દરશણુ જઇ કીધુ, કારજ મારૂ સર્વે ત્યાં સીધું ચા. ૮ ભૈરવની પુજા જઇ કીધી. મારી શુદ્ધ ભૈરવે લીધી અરજી મે અંબાને કીધી. ચા. ૯ કાળીની પુજા જઇ કરતાં, ગાયો ગરબો ચાચર ફેરતાં, ધ્યાંન મહાકાળીનું ધરતાં ચાલો. ગરબો પંચે મળી ગાયો, પાલવ માજીનો સહ્યો, મુજને આપજો માહા માયો ચાલો. ૧૧ પાવાનો ગરબો જે ગાશે, મહાકાળી સાહ્ય તેને થાસે, શીવસુત ગુણ એના ગાસે ચાલો. ૧૨

---

## કાળકાનો ગરબો.

જુગદેવા જશ ગાઉછું, માહાકાળીરે, જીભ્યાએ વસજો માત પાવા વાળીરે. ૧ સેવક જાણી તાહરો માહાકાળીરે. શીર ઉપર ધરજો હાથ. પાવાવાળીરે. ૨ હોંસ હઇયામાં થાય છે, માહા. ગુણ ગાવા-નું છે મન. પાવા. ૩ દયા કરો તમે દાસને. માહા. તેથી ઉપજે બુદ્ધિ પાવન, પાવા. ૪ ગુણ ગંભીર છે તાહારો માહા. કેહેતાં ન-આવે પાર, પાવા. ૫ બાળક બુદ્ધિ શું કરે, મહા. જો હોય તારો આધાર, પાવા. ૬ નવતેરી નગરી વીષે, માહા. ચંપાવતી ચતુરસુ જાણુ, પાવા. ૭ રામ સરખુ રાજ છે, મહા. માંહી વસે અઢારે વર્ણ, પાવા ૮ ત્યાં ચતુર નારીયો અતિઘણી, મહા. નીરમળ છે તેનું મન, પાવા. ૯ ગરબો ખેલે ચોકમાં, માહા. નવરાત્રી કેરે દીન, પાવા. ૧૦ શણુગાર સરવે સોભિતા, મહા. નારી કુંજરનાં ચીર, પાવા. ૧૧ ગુણવંતાં ગરબે રમે, માહા. રાખીને મનશું ધીર, પાવા. ૧૨ તાળીની ઝડીયો પડે, માહા. ત્યાં શોભા નૌતમ થાય, પાવા. ૧૩

કારીલા શબ્દ સોહામણા, માહા. નવરંગી નારી ગાય, પાવા. ૧૪ તે મધ્યે માતા આવીયાં, માહા. વીજળીના સરખું રૂપ, પાવા. ૧૫ સુરજ સરખાં સોભીતાં, માહા. માએ રૂપ ધર્યું અદભુત, પાવા ૧૬ રાણીયો સર્વ ઝાંખી પડી, માહા. આ તેજ તણો અંબાર, પાવા. ૧૭ રાણીયો મનમાં એમ ધરે, માહા. બાઇ આ નવલી કોણ નાર, પાવા. ૧૮ રૂપે સ્વરૂપે આગળી, માહા. જેની સોના સરખી કાય, પાવા. ૧૯ મધ્ય રાત્રે રાણીયો પરવરી, માહા. જઇને વીનવીઓ રાય, પાવા. ૨૦ રાણીઓ રાય આગળ કહે, માહા. સાંભળજો પ્રાણ આધાર, પાવા. ૨૧ એક રામા રમવા આવીયાં, માહા જ્યાં બાવનમો બજાર, પાવા. ૨૨ બત્રીસ લક્ષણ આગળી, માહા. તેનો પદમનીનો અવતાર, પાવા. ૨૩ તેને જોઇ ત્રિભુવન મોહી રહે, માહા. તે આગળ નહીં કોઇ નાર, પાવા. ૨૪ રાજાને નારી ગમી, માહા. વળી સુરજ થયો પ્રકાશ, પાવા. ૨૫ તે દીવસ ગયો અતિ દોહલે; માહામનડામાં મોટી હાંમ, પાવા. ૨૬ વળી રાત પડી રવી આથમ્યો, માહા ચોઘડીયાં ઢમકે બજાર, પાવા. ૨૭ ઘેર ઘેરથી સહુ નીસર્યાં; માહા ગરબે ગાવા સહુ નાર, પાવા. ૨૮ રંગ મચ્યો સાહેલડી, માહા. એ વામાં આવ્યાં માત, પાવા. ૨૯ ત્યાં રાણીએ દાશી મોકલી. માહા. રાય આગળ કેહેવા વાત, પાવા ૩૦ ત્યાંથી પતાઇ રાવળ ઉઠીયો, માહા જોવાને નવલી નાર પાવા. ૩૧ આવી નીરખી નયણે બરી, માહા. તેને વીરહ વાધ્યો અપાર, પાવા. ૩૨ નખશીખ સુધી નીરખીયાં, માહા. મુરછાએ પડીયો રાય. પાવા. ૩૩ રાજા રંગે મોહી રહ્યો માહા. નારીશું લાગ્યો નેહ, પાવા. ૩૪ રમતાં રજની વહીગઇ, માહા પતાઇએ જાણી પેર, પાવા. ૩૫ પાપી પુઠે પરવર્યો, માહા માતનો ઝાલ્યો હાથ. પાવા. ૩૭ માગ માગ મુખથી કહ્યું માહા. એવું મુખથી બોલ્યાં માત, પાવા. ૩૮ તારૂં રૂપ વસ્યું હઇડા વિશે. માહા હું રાખીશ મારા ઘેર, પાવા. ૩૯ મોહોલ ચણ્યા માણેકના, માહા. તેની કાંચન જાળે પેર, પાવા. ૪૦ મારે મોહોલે રાણીયો અતી ઘણી, માહા. તેમાં પટરાણી આપ, પાવા. ૪૧ ખાઓ પીઓ ખુશીઓ કરો, માહા. રૂડી રાજ સરખી રીત, પાવા ૪૨ ત્યારે કોપ કરીને બોલીયાં માહા. તારૂં પ્રગટ્યું રાજા પાપ, પાવા. ૪૩ તારૂં રાજ જસે જડમુળથી, માહા. આવી મળસે તારો હોમ, પાવા. ૪૪ ચેત ચેત તું અભાગીયા માહા. એવું કહી પધાર્યાં ભુવંન, પાવા. ૪૫ પછે પુરવથી

દળ આવીયું, માહા. ત્યાં રોપ્યોછે રણસ્તંભ, પાવા. ૪૬ પોઢ ચલાવી પાધરી, માહા. બુડીઓ દરવાજે બંધ પાવા. ૪૭ સુરદાસે રહીને પુછીયું, માહા. શું ભરયુંછે માલ રસાળ, પાવા ૪૮ ત્યારે બુડી મારી બાળ કરી, માહા. નીકળ્યાછે મુગલા દૈત્ય, પાવા ૪૯ ત્યારે સળીયે વાકળીયે સત મુકીયું માહા. જઈ કહી પતાઇને પેર પાવા ૫૦ જુદ્ધ મચ્યું જયમ જોરથી, માહા. ત્યારે થઇ રહ્યો ઉતપાત પાવા. ૫૧ ત્યારે એવું દળ સઘળું હરયું, માહા. તે જુદ્ધ ચાલ્યું વરસ બાર પાવા ૫૨ લઇ લસ્કર આગળ થયો, માહા પછે ફેડાવીયો ભંડાર પાવા. ૫૩ પછે લોહી તણી રેલ વળી માહા, ત્યાં વરત્યો હાહાકાર, પાવા ૫૪ ત્યારે પતાઇ રાજાનુ પત ગયું માહા, ત્યારે જાણી જુગમાં વાત પાવા. ૫૫ ત્યારે પતાઇ મનમાં સમજીઓ, માહા. મુજ ઉપર કોપ્યાં માત, પાવા. ૫૬ કરગરતો શરણે રાજા ગયો, માહા. બે જોડી સનમુખ હાથ, પાવા. ૫૭ મુજ ઉપર માહા મેહેર કરો, માહા દળ સઘળું પાછું જાય પાવાવાળીરે. ૫૮ મહા કાળી મનમાં એમ ધરે મહા સુખાને આપુ સુખ, પાવા. ૫૯ થા તું અનામી રાજીઓ માહા. પતાઇનું ટાળ્યુ દુઃખ, પાવા. ૬૦ જે ગાયે સીખે સાંભળે, માહા. માહાકાળી તેની પુરે આસ. પાવા. ૬૧ માતુ જશવંતી કાળકા; માહા માહા ગુણ ગાયે છે ગોકળદાસ. પાવા. ૬૨.

## અંબાજીના મહીના.

કારતગ માસે કરણા કરો મુજ માતરે મા અંબાજી, અલબેલી અંબા સાંભળ મારી વાતરે મા અંબાજી. ૧ વાત સાંભળીને સમરે આજે હરી નાથરે મા અંબાજી તારા દરશનની મને મોટી અંબા આશરે મા અંબાજી. ૨ માગશર માસે મન મળવા અકળાયરે, મા અંબાજી તારી ઇચ્છા કરતાં અંબા દીન વહી જાયરે, મા અંબાજી ૩ દીન વહી જાયને આસા મુજને મોટીરે મા અંબાજી તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે, મા અંબાજી ૪ પોસ માસે મુજને મળવા શોષરે મા અંબાજી મુજ રાંક ઉપર સો ધરવો માજી રોસરે મા અંબાજી. ૫ રોષ ન ધરીયે તમો છો દેવી દયાળરે, મા અંબાજી. જેનું નામ ધરાવે શેવકજન પ્રતી પાળરે, મા અંબાજી ૬ માહા મહીને કાંઇ વરત સાંભળ્યાં તમારારે મા અંબાજી મા શુ જુઓછો કુડા કરત્ય હમારારે, મા અંબાજી. કુડાં કરમની કરણીછે મધ્યાનરે મા અંબાજી. તારા દરશનનુ મને મોટું અંબા ધ્યાનરે, મા અંબાજી. ૮ ફાગણ મહીને ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી.

રંગ ભર્યા મનડા નવ કરશો ભંગરે, મા અંબાજી. ૯ ભંગ ન કરશો મનડું હમારૂ તલખેરે, મા અંબાજી. મા ચીત હમારૂ ચરણે આવી અટકેરે મા અંબાજી ૧૦ ચૈતર મહીને ચીંતા મુજને ઝાંઝીરે, માઅંબાજી. મા જનમ ધરીને નવ નીરખ્યાં અંબામાજીરે મા અંબાજી. ૧૧ નીરખ્યાંમે અંબા અકળ સ્વરૂપરે, માઅંબાજી મા વળતાં કયાંથી દેખીશ માનાસુખરે, માંઅંબાજી. ૧૨ વૈશાખ મહીનેવરસ જાયદેહનાહીરે, મા અંબાજી. મા હવે વળતી વેળા રહીછે માહીરે; મા અંબાજી ૧૩ વેળા માહીને માથે મોટું દુઃખરે, મા અંબાજી. મા વળતાં ક્યારે દેશો અમને સુખરે. મા અંબાજી ૧૪ જેઠમાસે મુજને તેડો ઠેઠરે, મા અંબાજી. નહી તેડાતો જીવતર જાશે વેઠરે મા અંબાજીઃ ૧૫ વેઠ જાશે ને મીથ્યા થાસે જનમરે, મા અંબાજી ભાગ્ય નથી પણ ઓછા અમારા કરમરે મા અંબાજી. ૧૬ અષાઢ મારી અટકી ન ધરીયે મનરે મા અંબાજી. તારા દરશન માટે તલસે મારૂ તનરે, મા અંબાજી. ૧૭ તન તલસેને દયા ન આવે મારીરે. મા અંબાજી મા દયાળી દીલથી શું મુકોછો કાઢીરે મા અંબાજી. ૧૮ મા શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે મા અંબાજી મા જેને ઇચ્છા હોય તે આવે તારે પારેરે, માં અંબાજી. ૧૯ મા સંઘ ભરાય સૌને ઇચ્છા થાયરે મા અંબાજીમા પાપી હોય તે નિસચે પાવન થાયરે, મા અંબાજી. ૨૦ ભાદરવે મારો શીદને મન ભમાવોરે મા અંબાજી. તારા દુર્લભ દરશનઆપી તાપ સમાવોરે, મા અંબાજી ૨૧ તાપ સમાવીને શીતળ કરોને છાંયરે મા અંબાજી. મા શીશ નમાવતાં પ્રાયશ્ચીત પ્રલે થાયરે, મા અંબાજી. ૨૨ આસો માસે અરજ સાંભળજો વેહેલીરે, મા અંબાજી મા આરાસુરમાં કરો આનંદની હેલીરે, મા અંબાજી ૨૩ હેલા કરીને પુરો મનની આસરે, માં અંબાજી. મા સેવક જનને તેડો તમારી પાસરે, મા અંબાજી. ૨૪ બારે માસ પુરણ કીધા માતરે, મા અંબાજી. મા વીશ્વ ઉપર વીશ્વાસ ન કરસો ધાતરે, મા અંબાજી ૨૫ તેરમો મહીનો માહા ઉત્તમ કહેવાયરે. મા અંબાજી મા હરી પ્રતાપે પુરૂષોતમ સૌ ગાયરે, મા અંબાજી. પુરૂષોતમ માસે સંગ ભરાય બહુ ભારીરે, મા અંબાજી. મા ચાચર ઉપર તરતી ચાલેથાળીરે મા અંબાજી. ૨૭ આરાસુરમાં નીત્યે આનંદ થાયરે, મા અંબાજી. કરજોડીને બાપો શેવક ગાયરે મા અંબાજી. ૨૮

## બહુચરાજીનામહીના.

ચઈતરે ચીત્ત ઘણું બાંધ્યું, નમી નમી બહુચર આરાધ્યું, મન મારૂં ગોખે જઈ લાધ્યું સેવોને સલખન પુર રાણી. ૧ વઈસાખે વાવલીયા વાયા, માજીના ગઢ તળે આવ્યાં; અંબાજીની મોટી છે માયા. સેવોને. ૨ જેઠેતો જુગતીછે સારી, હરીહર બ્રહ્મ થકી ન્યારી; ગોખ ઉપર જાઉ બળીહારી. સેવો ૩ અસાડે મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે; ચોઘડીયાં તો અદભુત ત્યાં વાજે. સેવોને- ૪ શ્રાવણુ સરવડીયે વરસ્યો, માજીને ભજસોતો તરશો; નીકર તમે અથડાતા મરશો, સેવોને. ૫ ભાદરવો ભલી પેરે ગાજયો, શેવકને સનમુખ માયા જો; ખુડતાં બાવડલી સાજે; સેવોને. ૬ આસો માસે આવી મા દીવાળી આવ્યાંછે અંબાને કાળી, ગરબે રમે મોટાં મહાકાળી. સેવોને. ૭ કારતગે કાયલડી બોલે ના આવે કોઈ માજીને તોલે, તેને જોતાં ત્રિભુવન ડોલે સેવોને. માગશરે માનસરોવર નાહે, ચાચર આવી ગરબો જેગાએ; શેવકની કરજો મા સાહે. સેવોને. ૯ પોસે મા પ્રિત ઘણી તારી પાંડવોને લીધા ઉગારી; કૌરવ સરવ ગયા હારી. શેવોને. ૧૦ માહેતો મને નથી ગમતું મન મારૂં રે સદા ભમતું; મન મારૂં માજીમાં રમતું સેવોને. ૧૧ ફાગણે ફરફરતી હોળ પેહેરયાં માએ ચરણાને ચોળી; કેસર બહુ છાંટયાં માથે ઘોળી સેવોને. ૧૨ બારે માસ પુરણ મેં કીધા દઈત્યોને દંડ ઘણા દીધા; દેવતા સઉ ઉગારી લીધા. સેવોને. ૧૩ આસોસુદ બીજને બુધવારે, બારે માસ થયા નીરધારે, વલ્લભની રહેજો મા વહારે. સેવોને. ૧૪

## ગરબી.

સનખલપુર સાચી મા બહુચરા; માજી આપે જોબન ટાળો જરા; મા તે ખોટા પુરષને કીધા ખરા. સલખન. ૧ નવ ખંડમાં તારૂ બહેરે, માતુનીના તે કીધા મરદરે; રૂખીયાનાં ટાળ્યાં છે તે દરે સલખન ૧ એક અસુર આવીને ઉતરયો તેતો હતો કપટ કરોધે ભરયો; તેણે માજીનો કુકડો ભક્ષ કરયો. સલખન. ૩ ત્યાંતો માજીનો પરતો છે હુકડો, પર પંખિએ કીધો ટહુકડો; પેટમાંથી બોલ્યો છે કુકડો. સલખન. ૪ તેતો મુઓરે મરગ જીવતો થયો;તેતો બહાર આવીને ઉભો રહ્યો; ત્યારે પાએ લાગીને અસુર ગયો. સલખન. ૫ માને ચાચર ચોરેક બીરાજે, શરણાઈને નોબત વાજેરે; માનુ માન સરોવર આજેરે. સલખન. ૬ ગુણ ગાતાં તે સંભળ લીધીરે, અષ્ટ સીદ્ધિ નવે નિધ દીધીરે, માયે દાસને કૃપા તે કીધીરે. સલખલ. ૭

## મહાકાળીની સ્તુતિ છંદ ભુજંગીની ચાલ.

કરૂ સેવના તારી માત દેવા. બ્રહ્મા વિષ્ણું આદી માદેવ જેવા; જપે શેષ પોતે જુએ દેવી ન્યાળી. મહા કષ્ટ બાગો ભજુ માત કાળી ૧ દેવી દાનવોને મહા દુખ દીધાં, તેનાં શીર છેદી રૂધિર પાન પીધાં ભીજન દહિત નાઠા તને દેવી ભાળી. માહા ૨ કીધી કેસરી આડ સિંદુર રાતી, નાકે વેસરી વાળી દીસે સોહાતી; ઓઢી ચુંદડી પચરંગી વિશાળી. મહા. ૩ ધર્યાં ખડગ ખાંડાં ત્રિશુળ દેવી સોહીએ, વાજે ડાક ઘંટા તણે નાદ મોહીએ; પાએ ઘુઘરી વાજતી હાથ તાળી. મહા ૪ દેરે ડુંગરે ચાચરે વાસ તારો, જજો નિર્જ્જે સ્વર્ગવાટ સધારો; ધર્યુ રૂપ ધાતા વિધાતા તું ભાળી. માહા. ૫ મહા મુઢતો હુતો તેને બુદ્ધિ દીધી, જય ભોજ પાસે સવા લક્ષ લીધી; કીધો દાસ કાળી પાવાગઢ વાળી. મહા. ૬ નમ્મા માન મુકી મયા તેને કીધી, આપી રાજ રિદ્ધિવાળી અષ્ટ સિદ્ધિ; કીધી છત્રધારી અરી સરવ ટાળી. મહા. ૭ કીધા ગિરધરે શ્લોક માતાના આઠે, ભણે સાંભળે કે કરે નિત્ય પાઠે; ચિરંજીવી જીવો સદાયે સુખાળી. મહા. ૮

---

ભજુ ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી, કરે કોટી કલ્યાણુ કાળી કૃપાળી હરે દુખ દારિદ્ર દેવી દયાળી. ભજુ. ૧ જે આરાધશે અંબા આસસુરીને, રૂદે રાખશે નિત્ય શેવા પુરીને; તેનાં દુખ દારિદ્ર જાસે દુરીને. ભજુ. ૨ દેવી દોષનો કોશ હું દાસ તારો, ક્ષણું મા ક્ષમા થાય તે દોષ મારો; મહા કષ્ટથી મા મનેતો ઉગારો ભજુ ૩ નથી માતને તાન કે બ્રાત નારી, નથી સુત સુતા કોઇ સુખા કારી, થયાં શત્રુ માથે કરો સાહ્યમારી. ભજુ. ૪ સદાછો તમે ઇશ્વરી સુખ દાતા, જાણો દુર્ભાગ તે તણી તેડો ધાતા, શરણાંગતોની ખરી તુંજ માતા. ભજુ. ૫ પનિરાધારના માત છોજી આધારી, શત્રૂ સેવકોના સહુ દો સંહારી; મહા લક્ષ્મી છો અપાપર જાઉ વારી. ભજુ. ૬ કળીમાં કરોને કૃપા મન આણી, આપો રિદ્ધિ સિદ્ધિ સદા દીન જાણી; રહુ આશરે ગુણ તારા વખાણી. ભજુ ૭ નથી બુદ્ધિ કે જ્ઞાન વાણી વિવેક, મતી મંદમહારી મલીન અંગ છેક. માટે માત મારે તમે છોજ એક. ભજુ ૮ કહે હાથ જોડીને શંકર રેવા. આપો નિત્ય દરશનને વળીજ સેવા. કરો સાહ્ય છો આપ દેવાધિ દેવા. ભજુ. ૯

---

સમરૂં સારદા માત મોટી ભવાની, ચોસઠ જોગણી દેવ મુખે વખાણી. ઓઢી ચુંદડી મસ્તકે મોડ છાજે, માતા બહુચરા ગોખ મધ્યે બીરાજે ૧ અતી તેજ તારૂં નવે ખંડ માંય, દેવી આદ્ય શક્તિ માતા તું કહેવાય; દીપક જ્યોત તારી ભવાની સદા જે, માતા બહુચરા ગોખ મધે બિરાજે. ૨ તું તો તોતળા માત કાળી કરાળી, શિવા સ્યાંભવી બહુચરા તું જ બાળી; ભલું મુખ દીઠે મહાદુઃખ ભાજે; માતા બહુચરા ગોખ મધે બિરાજે. ૩ માર્યા શુંભનિશુંભને ચંડમુંડ, મહિસાસુરના કીધા સત્યખંડ; ત્રિશુળ ધારીને દેખતાં દૈત્ય ભાજે માતા. ૪ પુજું માતને ભાવશું ભક્તિ આણી. દેવ મારકંડે ને વેદે વખાણી; પાયે નેપુર ધુઘરી નિત્ય વાજે. તાતા. ૫ ધર્યા પુષ્પ કંઠે ઘણું માત ઓપે. દીપક જ્યોત તારી રવિ ત્રણુ લોકે, વેણા વંશી કંશી ચાચર ડાક વાજે માતા. ૬ ભલી લાજ રાખી રાજાને તહાંજી, સ્ત્રીનો પુરૂષ કીધો માતા બહુચરાજી; ઘણું શું વખાણું પાળો બ્રહ્મ આજે. માતા. ૭ શંભુનાથ નિત્યે જોડી હાથ રહેછે, મુખે બહુચરા બહુચરા એમ કહે છે; ભણે સાંભળે તે તણાં પાપ ખાજે. માતા. ૮

## ભુલી ભમેછે ભામની એ રાગ.

માતાજી ભવસીંધુ બુડતાં તારીયે, લાગ્યું છેરે તોફાન; નામા રાખોને નારાયણી, દોને જીવત દાન. ભવ. ટેક. માજી વહાણ રાખોને વિશ્વેશ્વરી. જળમાંહે ભરાયે; મારે તો તુ વિના કો નહી. થાજો માતાજી સાહે. ભવ. ૧ માજી પાણી અતી પ્રબળ થયાં, મોજા મારે છે માંહ્ય; મેઘ વરશે અસાડના, ઘણા વાયે છે વાયે. ભવ. ૨ મા હ્યારે દયાળી મા કીજીયે, નવ દીજીયે છેહ; અવની કારણ માતુ ઇશ્વરી, માગ્યા મોકલોછો મેહ, ભવ. ૩ આ શુભટ સ્વરૂપ માતુ સાંભળી, વેદ તારૂ કરે વખાણ; ભવદુઃખ કાપો મા ભગવતી, કાળી કરોને કલ્યાણ. ભવ. ૪ પ્રથમ પાલવ સાહ્યો તમ તણો, તે કેમ મુકશો જાય; પાયે અમ્રતફળ અંબાજી, ઇંદ્રફળ કોણ ખાય. ભવ. ૫ માજી સંસાર સાગર તારવા, બાંધી તારા નામની પાળ; અધવચ જો જળ મા મુકશો, તો નહીરે મારી લાજ. ભવ. ૬ જેમ જેમ આવું મા ઢુકડો, તેમ તેમ વેગળાં કેમ જાઓ; નાશીને છુટો નારાયણી. શેવકને ધાઓ. ભવ. ૭ માજી અગાત જળમાં મા ઇશ્વરી, દાસ તારો ગળકાં ખાય; બાંહે ઝાલીને બેઠો કર્યો, ગરૂવા ઘડની માય. ભવ. ૮ માજી કોઇને ગેર ગરાશીઓ, કોઇ ભોગવે ગામ; મારે તો આશરો તમ તણો; જપું તમારૂં નામ. ભવ. ૯ દાસને દયા માજી

કીજીયે, જાણી પોતાનો દાસ; ભજીયે તમારે શરણેછે, પુરો મારા મનની આશ. ભવ. ૧૦

## બાર માસ.

આવો હર શીવ શંકર ભોળા, ભોળાને શોહીએ ભસ્મ તણા ગોળા; માથે સોહીએ ફુલડાંના તોરા, આવો હરી શીવશંકર ભોળા. ટેક. હે કારતગ કીરતી નવ કરીએ, શંભુજીનું ધ્યાન રૂદે ધરીયે; ભવસાગર શીવ ચરણે તરીએ. આવો હર શીવશંકર ભોળા. ૧ હે માગસર માહા મંગળકારી, સદાશીવ શંકર શુભકારી; શંભુજીના મુખપર જાઉં વારી. આવો હર શીવશંકર ભોળા ૨ હે પોસેતો પ્રાણથકી પ્યારા, આવો મોરી અખીઅનશે પ્યારા; ઘડીએક નવ રહીએ ન્યારા, આવો હર શીવશંકર ભોળા. ૩ હે માહા શુદી પંચમી વસંત આવી, ઉમીયાજીતો અબીલ ગુલાલ લાવી; જટામાંહી જાનવી પ્યારી, આવો હર શીવ શંકર ભોળા. ૪ ફાગણ ફાગ ખેલુ હરશે, મેરી ગઇ ઉત્તમ તરશે; ભવસાગર શીવ ચરણે તરશે; આવો હર શીવશંકર ભોળા. ૫ હે ચઇતર ચીત ચરણે અટકયું, મારૂ મન શંભુસે લાગ્યુ; શંભુજીની તેણે કરી થાપુ. આવો હર શીવશંકર ભોળા. ૬ વઇશાખે વાર લાગી તમને નરખ્યાની તો ખાંત ઘણી હમને; શંભુજીના મુખ ઉપર ભવને, આવો હરી શીવ શંકર ભોળા. ૭ જેઠેતો જુગતી બની સારી, ઉમીયા પહેરે કસુંબલ સાડી; જટામાંહી ગંગાજી પ્યારી, આવો હર શીવ શંકર ભોળા ૮ અસાડેતો મેઘ રચ્યો ઘનમાં, દાદુર મોર બોલે વનમાં; શંભુવીના દુઃખ ઘણું તનમાં, આવો હર શીવશંકર ભોળા. ૯ શાવણે સરસ બનાં શેવા, ચાલો સખી શંભુને જોવા; શંભુજીથી દુઃખડાંને ખોવા, આવો હર વીવ શંકર ભોળા. ૧૦ ભાદરવેતો ભાંગ તણા ભોગી, અર્ધે અંગે ઉમીયા શંગ જોગી; બાડી શોધ લેજો શીવ ભોગી, આવો હર શીવ શંકર ભોળા. ૧૧ હે આશોએ અંગ ઉઠી અગની, શંભુ વીના કેમ જીવે સુજની, સંભારૂ રાત દિવસ રજની, આવો હર શીવ શંકર ભોળા. ૧૨ તેરમો અધીક માસ આવ્યો, હે સબ સખીયાંને મન ભાવ્યો; હે રણછોડદાસે ભાવે કરી ગાયો, આવો હર શીવ શંકર ભોળા, ભોળાને સોહીયે ભસ્મ તણા ગોળા. ૧૪

## ઠુમરી.

બાજી તારા મંદિરિયામાં, ઘણેરી મજા. (બે વાર) આંધળા લુલાં અપંગ દુખીયા, કોઇ મારેરે મજા, બાજી. ૧ કોઇ લાંઘણુ અને લાંઘણુ, કોઇ કોઇને કરેરે રજા. બાજી તા. ૨ શીખર ઉપર સોનેરી ધજા,

ચોળી ફરકે ધજા. માજી તા. ૩ વિપ્રને મોદિક મિષ્ટાંન આપે, એવી કામના કરેરે કજા. માજી તા. ૪ ભક્તદાસ કુચી દરશન દીજે, દેખી મેં વિસ ભુજા. માજી તા. ૫

## હોરી.

હોરી ખેલે દેવી રંગ ભરીરે. ટેક. ચુવાચંદન અમર અરગચા, ઉડે ગુલાલકી ઝોરી ભરીરે. હોરી ખે. ૧ કેસર કુમકુમ કેસુ ઘોળ્યાં, પીચકારીકી લગી જડીરે. હોરી. ૨ વળગી જુમી કરે સહુ દેવી, ફુલ દડાકી મારી પડીરે. હોરી. ૩ હાર જાઇ જુઇ ચંબેલી ફુલ, ઉછાળે છાબો ભરીરે. હોરી. ૪ તાલ પખાજ ઝાંઝર ડફ બાજે, રાગ તાનકી ધુમ પડીરે હોરી. ૫ વિમાન ચડી દેવાંગના આવ્યાં જે જે કહી સહુ પાગે પડીરે. હોરી. ૬ એ શોભા જોઈ હરખ્યા દેવતા, ધનાધન તું એ માત વડીરે. હોરી. ૭ કહે હરગોવન આ કળીયુગમાં, શરણે આયેકી બાહે ધરીરે. હોરી. ૮

## હોરી.

પ્રથમ દિવસ સુધ દેવી, વસતપંચમી આવે. ટેક. પ્રથમ દીવસ સુધ વસંતપંચમી, દેવિયો વસંત વધાવે. ઘેર ઘેરથી સહુ દેવિયો ચાલી, સલખનપુરમાં આવે, પ્રથ. ૧ ચુવાચંદન અમર કસુંબા, પુજા કરે મન ભાવે; હાર જાઇ જુઇ ચંબેલી, બહુચર ઉર સોહાવે. પ્રથમ. ૧ કેસર કસુંબા ગુલાબ રસ, ભરી પીચકારી છટાવે; અબીલ ગુલાલ દેવિયો ઉડાવે, ઓર આ લાલ ઉડાવે, પ્રથમ. ૩ અરગચા બહુચરને શીર રક્ત, લાલમ લાલ બનાવે; જાણે અંબા અરૂણે ઉધો, અઘુર બીબ જણાવે પ્રથમ. ૪ અંબા મારે મુસ્તકપર મેલી, ધુપ દીપ જણાવે. નૈવેદ બહુ વિધ વિધના; બહુચરને આરોગાવે, દેવિયો વસંત વધાવે. પ્રથમ. ૫ શણુગાર આરતી મોટી આરતી, જળહળ જોત કરાવે; ઘંટ ઘડીયાળા વાગે મંડપમાં, જેજેજે મુખ ગાવે, પ્રથમ. ૬ વંદન કરી બેઠાં સહુ દેવી અસ્તુતી પાઠ ભણાવે; પડી પાયે સહુ દેવીને પુજ્યાં, વાજાં પાસે મંગાવે. પ્રથમ- ૭ બહુચર ઉઠી સહુ દેવીને પુજ્યાં, પુરણ પ્રીતથી ભાવે, જેજેકાર સહુ દેવીયે કરીયાં, એમ કહી શીશ નમાવે પ્રથમ. ૮ તાળ. પખાજ ઝાંઝર ડફ બાજે, સારંગી સ્વર મિલાવે; વસંત બોલે સલખનપુર રાણી, ગાયે સહુ ગવરાવે. પ્રથમ. ૯ ઓછવ કરી ઉઠયાં ત્યાં દેવી, માગી બહુચર શું વિદાઇ; બહુચર કહે સહુ વેહેલા આવજો, પધારો કરો સજ આઇ. પ્રથમ. ૧૦ બોલાવીને બહુચર આવ્યાં, ગોખ મધે માયે; કેહે હરગોવન બેકર જોડી, મુજને કરજો દયાએ. પ્રથમ ૧૧

## રાગ છંદ.

જેમ જાણો તેમ તારો મઇયા જેમ જાણો તેમ તારો. ટેક. નદીયા ઘેરી નાવ પુરાણે કીસબીધ ઉતરે પારો; આખા તુમડાનું નહી ઠેકાણું બાંહ્યગ્રહી ઉતારો. મઇયા. ૧ કામ ક્રોધ મોહમત્સર મમતા, પાંચે ચોક શમારોરે; નાશીને શરણાંગત આવ્યોમા, અંબે કરો મુજ સાહરે મૈયા જેમ. ૧ સ્વર્ગ મ્રત્ય પાતાળમે જોયા, શક્તિ વડે સંસાર; સેષનાગ શક્તિનુ સાધન, પ્રથવી ઉપાડે ભારેરે. અંબે. ૩ શ્રીમંત સુરા બેઠા જગતમાં સ્રષ્ટી ઉપાધીન હારે; દાસ હરગોવન કહે કરજોડી નોધારા આધારે. મઇયા જેમ. ૪ સંપુર્ણ.

## ઠુમરી.

ચાલો અંબાને હજુર, સૌ સેવકો ચાલો અંબાને હજુરરે, દરશણ કરતાં દુઃખડાં ટાળે; સુખડાં આપે સ્તુતિ સુરે; ઝાંઝવા જળમાં બુડી રહ્યાછું, પડયો સાગર ભરપુરરે. ચાલો. ૧ દશને શોધ્યો પાંચને બાંધો બોતેરના જુવો મુળરે; દાસ હરગોવન કહે કરજોડી, રહીએ હુન્નરા હજુરરે. ચાલો ૨

## ગરબી.

અંબા જોયાની આડીરે નિરખુ મેરી માડી. ટેક. સોળ સણગાર સજી આઇ બેઠાં, ચરણા ચોળીને સાડીરે. નિરખુ ૧ સંસાર રૂપી વ્રક્ષ બનાવ્યું, તેને ફળફુલ થઇ વાડીરે. નિરખુ. ૨ મા દેશ દેશના સંગવી આવે. કોઇ હીંડે બેસે ઘોડે ગાડીરે. નિરખુ ૩ મા તેત્રીસક્રોડ દૈત્યજ દમતા, તેને નાંખ્યા તમે વાઢીરે. નિરખુ. ૪ મા પાદરવાસી પાદશાહ બેઠો, માને મોહોલે ઘુમેછે ઢાઢીરે. નિરખુ. ૫ મા ગાંડો ઘેલો થઇ પાવલે લાગુ, રખેને લેતા કાડીરે. નિરખુ. ૬ મા શીવ શક્તિ જેણે શ્રવણે ન સુણ્યા, તેના કરમમાં ટાઢીરે. નિરખુ ૭ મા કેહે હરગોવંદ બેહુ કરજોડી, દરશણ ઘો દાડી દાડીરે. નિરખુ. ૮

## પંદર તિથિઓ.

પડવે પુરણાનંદ સદાશીવ આવોરે;
મારૂ મન ઘણું હરખાય મનમાં ભાવોરે. ૧
બીજે બહુ જુગમાં રહ્યાછો વ્યાપીરે;
મારા શંકર ભોળાનાથ દુઃખને કાપીરે. ૨
ત્રીજે ત્રિલોકીનાથ શીવ પધારોરે;
શીવ આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩

ચોથે ચતુર સીર રાજ દિશાયે જોતીરે;
મારે શીવ મલવાના કાજ આશા મોટીરે. ૪
પાંચમે પ્રાણનાથ સદાશીવ કહાવોરે;
મારે શીવ રસ પીવા કાજ મનમાં ભાવોરે. ૫
છઠીના લખીયા લેખ તે કેમ મટશેરે;
મારે પુરવ જનમની પ્રીત શંકર મલશેરે. ૬
સાતમના સંતાપ ઘણા શીવ અમનેરે;
ઘેર આવોને પ્રાણ આધાર શું કહું તમનેરે. ૭
આઠમે આનંદકારી સદાશીવ આવોરે;
સહુ વિશ્વ કેરા નાથ ઘેર પધારોરે. ૮
નુમે નંદી વાહન ધારી શીવ કહાવોરે;
રૂડા કૈલાશીના નાથ કાશી આવોરે. ૯
દશમેતો દરશન મુજને આપોરે;
મારા પ્રાણજીવણ શીવરાય દુખને કાપોરે. ૧૦
એકાદશીના ઓછવ હમારે કરવારે;
શીવ શંકરજીનાં ધ્યાન રૂદેમાં ધરવાંરે. ૧૧
દવાદશીયે દૈત મારી ઘેર આવોરે;
દેવતા સુખીયા થાય આનંદ કહાવોરે. ૧૨
ત્રીયો દશીનાં વ્રત હમારે કરવાંરે;
શીવ પુજા ન કરી ધ્યાંન રૂદેમાં ધરવાંરે. ૧૩
ચૌદસે તો ચંદ્ર ધારી ઘેર આવોરે;
ઘેર આનંદ ઓછવ થાય મંગલ કહાવોરે. ૧૪
પુનમે તો પંદર તયો થઇ પુરીરે;
આવ્યા કઇલાશ કેરા નાથ નથી અધુરીરે. ૧૫
દયાનીધી તો દાસ તમારો ગાયરે;
શીવ પારવતીના નાથ થાજો સાહ્યરે. ૧૬

## થાળ.

કનક કળીશ ગંગાજળી ભરી, મારી બહુચર આગળ થાળજ ધરી આરોગો અંબાજી મોરી માય, જેમ જેમ સેવક સુખીયાં થાય મા, દ્રાખ ચારોળી બદામ અખરોડ; પસ્તાં લીંબચાને ફરસાં બોર મા, શિંગોડાં સાકર શેલડી; ખડબુચાં આંબા કાતળી મા, કેળાં ખાંડ ઘ્રત પુરાનુ કરી; આરોગો અંબાજી ચીત્તધરી મા, પછે પેંડા જન લાવે સાર; જલેબી લાડુને સેવો સુંવાળ મા. મીઠી મરકી આગળ ધરી; અનેક સુખડી બીજી વળી મા; મગના લાડુ ઘેબર સાર, બરફી ગા-

રીને દુધપાક મા; ખારાં તીખાં ને તમતમાં આદુ લીંબુને માંહી કરપટ ઘણાં; શ્રીફળ આંબજી લેજોરે ભોગ અને નીપન્યાં સર્વે સં-જોગ મા; ખીર ખાંડ ઘ્રત પોળી સાર આરોગો અંબાજી કંસાર મા; લેચી લાવસી ને સુરમાં વડાં વેડમીને શાકજ ઘણાં મા; શાક દાળ ઘ્રત પુરણ કરી, આરોગો અંબાજી મન ધરી મા; કેશરી કરમો મા હી ભરપુર જીદાળા માજી જમીએ કુર મા; દુધ કડયાં લઇ આગળ ધરયાં ગુટ ભરીને માયે આચમન કરયાં મા; આરોગી ઉઠયાં મોરી માય જુઠ રહ્યાં જન માગી માગી ખાય મા; શિંગાસન ઉપર સુંદરી બેઠાં માત સખી પરવરી મા, બેક બરાસે બીડી કરી આનંદ અંબા માયે મુખમાં ધરી મા; એકઇ આગળ ઢોળે વાય એના આગળ તરતજ થાય મા. વાગે પંચ શબ્દ નિશાન ભેર ભુંગળ વાગે પરિયાણ મા, સકળ મનોરથ પુરો મોરી માય બેઉકર જોડી કહે વલ્લભદાસ મા.

### પદ.

આરાસુરી અંબે બીરાજે કૃપા નિધી દયાળરે. ટેક મહમાય છો વિશ્વ વ્યાપીક કોટી સુરજ પ્રકાશરે; શેવક જનની વાહારે આવે સમરંતા તત કાળરે. આરા. ૧ કુમ કુમ કેસર ચંદન અક્ષત સુગંધી પુષ્પના હારરે ધુપ દીપ નૈવેદ ધરીને પ્રમે લાગો પાયરે આરા. ૧ જે જન માને શર ણે આવે પામે પદારથ ચારરે; વાંજીયાને મા પુત્રજ આપે ક્ષણું ન લાગે વારરે આરા. ૩ એવું જાણી શરણે આવ્યો છું પુરજો મનની આશરે કરજોડી શંકર કહે છે બાહે અહેકી લાજરે આરા. ૪

### ઠુમરી પદ.

આરાસુરી અલબેલી અંબે ચઉદ ભોવનની રાયરે; ભગત હેતે પ્રગ-ટયાં ભુતળમાં અંબા શક્તિ આધરે. ટેક સરગ મૃત્યુ પાતાલ મા; સચરાચર પુરો વાસરે આરા. ૧ અનેક દૈત્યને રણમાં રોળ્યા કરી સેવક જનની સાહેરે; દેવતા સરવ આનંદ પામ્યા વરત્યો જેજેકારરે. આરા. ૨ આધ શક્તિ અંબા ભવાની કરજો તેની શેવરે; સંસાર ના સુખ પામશેને અંતે મુકિત નીધાંનરે આરા. ૩ ભાવે કરીને ભજો અંબેને થાશે વિશ્વમાં વિખ્યાતરે સંકરદાસ કહે કરજોડી મને ખરો છે વિશ્વાસરે આરા. ૪

### અષ્ટપદી.

કરજોડી પ્રણામ કરૂ શ્રી ત્રિપુરા સુંદરીને મા કોટી રવીનું તેજ વિશંભર તેજોમય અનુભા ઇચ્છા શકિત પ્રથ્વી માતા વિશ્વ રચ્યું શ્રી હરીને,

કરજોડી. ૧ મહાકાળી શ્રી લક્ષ્મી સરસ્વતી વિશ્વ તણી નંભા બીંદુ ત્રિગુણા સર્વાંગ શોડા સદા ચક્રેશ્વરીને કરજોડી. ૨ બ્રહ્માદ બ્રહ્માસના તનનીને અકલીત કલીતા નકળીને શ્રી કંઠનીને બ્રહ્માંડ મણી માયા તે બેઠા છે ધરીને કરજોડી. ૩ અકાર ઉકાર મકાર બકારે અનુસ્વર ધાર કં ખં ગં નં ચં છં જં નં પદ પરમેશ્વરી કરજોડી ૪ સંગીત શાસ્ત્ર પ્રયોગ સ્પનેશ્વરી રહ્યુ યજુ શામ તુંબા; સારી ગમ પદને પદ ગીરજા વંદુ વાગેશ્વરીને કરજોડી ૫ શ્રી વિધા શ્રી પંચ દશએ ગાયત્રી ત્રિપદા પ્રણુર પર્યા અતી દેવી તેજોમય ઉત્તમ નનુ નાદેશ્વરીને કરજોડી ૬ મા બાળતરૂણી વૃધાવેશ ધારૂણી તારૂણી સત સભા ભવ મોચન દેવીજન કારણ શરણ પરાત્પરીને કરજોડી ૭ મા અક્ષે કંકણુ સુત્રી શ્રીવાસંન; શાલંકૃત અંબા, રામ નાથ કવિ ભુક્તિ મુક્તિ દીજે અજુ ભુવનેશ્વરીને કરજોડી. ૮

## પ્રભાત.

વાંણેલુ વાયુને ચાલો સલખનપુર જઈએ બાળા બહુચરીયાને નીરખી સુખીયાં થઈસે. ટેક ગોખે ચડીને ગાજે મહ્યા જગત તણી જાયા; દરશનુથી દુઃખ કાપે અંબા મોટી મંમાયા વાંણેલુ. ૧ માન સરોવર મહાતમ મોટું સ્નાન જઈ કરીયે; વળતી સલખનપુરી માતાનું ધ્યાન રૂદે ધરીયે વાંણેલુ. ૨ બળતાં ભવસાગરે ભવાની પાર કરો પ્રાણી; ભગત ઉધારણ જગત જનેતા વેદ વદે વાણી વાણેલુ ૩ દરશણ આપ્યાં દુઃખડાં કાપ્યાં પુરણ થઇ આશે; જોડી કર તુજ પાવે લાગુ સાંકળો દાસે. વાંણેલુ. ૪

## ઠુમરી પદ.

અંબે મૈયા ત્રિપુરા સુંદરી નવખંડમાં વિક્ષાતરે. ટેક બાળારૂપે બાહુચરા છાજે દક્ષણ તુળજા રૂપેરે; પાવાધડ કાળકા બિરાજે અંબારૂપ અનંતરે અંબે મૈયા ૧ જુગેજુગે સ્થાપીક અંબે ઇચ્છા શક્તિ આપરે જોગેશ્વરોને ધ્યાને ના આવે અકળીત કળા અપારરે અંબે ૨ નાના રૂપો કરે તું દેવી ઘટ ઘટ માહી પ્રકાશરે; દેવમુનીયો માનો પાર ના પાવે અખંડદેપ નીધાનરે અંબે ૩ કરૂણા કરજે આઇ ભવાંની દયાનીધી દાતારરે; કરજોડીને શંકર કહેછે નોધારા આધારરે અંબે ૪

## ઠુમરી પદ.

નીરખે પદ નારાયણી અંબે, જગત જનુની માતરે ટેક. વિશંભરી વરદાઇ અંબે, રાખો રૂદયા માંહીરે; પ્રીત કરીને પાસે આવે મન કરી દ્રઢ વિશ્વાસરે નીરખે ૧ કામ ક્રોધ મદ મચ્છર મમતા તજીને

ભરશે ધ્યાનરે; મનવાંછીત ફળ પામશેને સેજે પદ નિવારણુરે. નીરખે. ૨ સાચે મન શેવે અંબાને, ઉદીત જોત પ્રકાશરે; રીધી સીધી ફળ આપશે મા વણુ માગે દાતારરે. નીરખે. ૩ હું અપરાધી શરણે આવ્યો છું, નથી બીજો આધારરે; કરજોડીને શંકર કહે છે, બાનાની પત રાખ્યરે. નીરખે. ૪

## બાર મહીના છંદ.

બહુચર બાળીતુ મતવાળી બાર માસકુ તું કાળી, સદા મગન ભગત બહુ રખતી ચાચરસેં લગતી તાળી. ટેક. કાર્તગ મહીને માત કાળીકા પાવાગઢપર બીરાજતી કૃષ્ણ સ્વરૂપે કાળી કહીયે; અધર મોરલી બજાવતી. બહુચર. ૧ માગશર માસમે માત બહુચરા, સદા મગન નવખંડ ફરતી; દેશ દેશમે ગોખ બીઠાયા માજી ઘેર ઘેર તું થાપી. બહુચર. ૨ પોસ માસમે પાર્વતી કહીએ શંકરપર છાયા ધરતી; વ્રષભ વાહની શિવ કલ્યાણી શીરપર ગંગા બીરાજતી. બહુચર. ૩ માહા માસમે માયા કીધી માયા જુગમે તે વ્યાપી; નવદીન નવરાતર બેઠે. માજી ઘર ઘર તું થાપી બહુચર. ૪ ફાગણ માસમે ફગુવા ખેલે, ભર ભર જોરી ગુલાલકી; ચુવા ચંદન ઓર અગરચા મટકી ભરી હે કેસરકી. બહુચર. ૫ ચૈતર માસમે માત ચંડીકા ચામુંડાનામ ધરાવતી ચંડમુંડકુ મારકર ચોસઠ ખપર ભરાવતી બહુચર. ૬ વૈશાખ માસમે સિંહવાહની, હાથ લીયા મધુકા પ્યાલા; દઇતનકુ ફનપના કીયાહે કીયા દેવકા રખવાલા. બહુચર. ૭ જેઠ માસમે જુગત અંબીકા હે જનીતા જુગત જુગનકી; ગરીબા ગુરબા યાદ કરતાં વાહારે ચડતી ભગતુકી. બહુચર. ૮ અસાડમાસમે માત અંબીકા આરાસુરપર બીરાજતી; દેશ દેશકા સંગવી આવે માજી છત્રે તું છાજતી બહુચર. ૯ શ્રાવણુ માસમે માતા શક્તિ શલખનપુર આજે બેઠી; ધન ભાગ જનકુ કો કેહે. બહુચરકુ નજરૂ દેખી. બહુચર. ૧૦ ભાદ્ર માસમે ભદ્રકાલીકા ભક્તિ કરની દીલુંસે; ખીર ખાંડ ઓર ઘ્રત જલેબી નવેદ કરતા જુગતીસે. બહુચર ૧૧ આસો માસમે આદ્ય ઇશ્વરી આધાર જુગમે હે તેરા; કાલ રાત્રીકા સાધન કીહે દીવાળીકા હે સુરા. બહુચર. ૧૨ માસ પુરૂષોત્તમ પુરણુ કહીયે સુનલો દીલસે એ ગ્યાની; સનમુખ રેહેકે લાલ યું બોલે; રખની ભગતુકી બાની બહુચર. ૧૩

## ગરબી.

અંબા જોયાની આડીરે. એ રાગ.

આજ ઓછવનો દીનરે મા રમવાને આવો, મળ્યાછે તારા જનરે મા

લાડ લડાવો. ટેક. આ સંસારે મા સાચી ભવાની; મોહ્યું મારૂં મનરે મા રમવા. મારકંડને માયે અમર કીધો, જીવન કીધું ધનરે મા. લાડ. ૧ સેવનમાં કાંઇ મહાસુખ પામ્યો, સફળ કરયું જીવનરે. મા રમવા. કુલડીયે માયે કટક જમાડયું, સૌને પુર્યા અન્નરે મા. લાડ. ૨ મુઓ મહીષ માયે જીવતા કીધા, ગોપ પામ્યાં દરશનને મા રમવા. મુગલને કુકડો પેટમાં બોલ્યો, તારે જાણ્યું જનરે મા. લાડ. ૩ પાટણ પ્રગણાનો નિર્ધન રાજા, કીધો નારીનો નરરે મા. રમવા. મુરખને કાંઈ કવીતા આપી; પંડીત જેવા જનરે મા. લાડ. ૪ શક્તિ શિરોમણુ સર્વે મે જાણી, વ્યાપીક ત્રિભોવનરે મા. રમવા કેહે જોઇતો મારી મુઢ મતીઓ, આપે દો દરશનરે મા. લાડ. ૫.

## પ્રભાત.

આજ સખા સનખલપુર ગાતા, જોવા શ્રી મહારાજરે, બહુચરબાળી બહુ બરદાળી; ગોખે ચડીરે ગાજેરે. ટેક જોતા જુગતે જનુની જુગત. મુજ મનડાના ચોરરે, શોભા નરખી રહ્યુ મન હરખી. જેસો ચંદ ચકોરરે. આજ દરશન દાખી દાસલડાને, ચીત હરી મુજ લીધુરે પલક એક નવ થાએ અળગુ, જાણે કામણ કીધુરે, આજ. ૨ ગાતાં ગુણ સુખ આપે સુર્લભ, રાખે દલજો સાચુરે, કેહે સાંકલેશ્વર ભક્તિ આપો માત અવરની જાચુરે. આજ. ૩.

## પ્રભાત.

અવનીતળ શ્રી બહુચર બાળા, ભક્તિ વિના સૌ ખોટુંરે; ભક્તિ કરે ભવભીત ન લાગેઃ ભક્તિનું કારણ મોટુરે. ટેક. એનો ભેદ માહેશ્વર જાણે, કાંઇક જાણે વિધાતારે; પુરશોત્તમ તે પુરણ જાણે, નિશદીન ગુણ ગાતા ગાતારે, અવની. ૧ દેવને દુર્લભ ભક્તિ માની, નામે નીરંતર ગાયરે; મારકંડ માની ભક્તિ કરીને અમર કીધી કાયરે. અવની. ૨ ત્રિપુરા ભવમાં ભક્તિ પુરણ પ્રેમવીના તેની પેરેરે; માહા ભક્તિ કરતાં ભવ તરીએ જન્મ મરણ ભય કાપેરે. અવની. ૩ શેવક જન હોય જે ઇચ્છે જનમો જનમ માની ભક્તિરે ભક્તિ કરેથી સકળ સુખ આપે આદ્ય નીરંજન શક્તિરે. અવની. ૪ માટે કરજોડી હું માગું, પુરો મનની આશરે; ભગવતી મન આપ જાણી સાંકળેશ્વર નીજ દાસરે. અવનીતળ. ૫.

## ગરબી રાગ ખમાયચી.

પ્રેમશું ભરીરે ભેટયાં પ્રેમશું ભરી; બહુચરાજી આજ ભેટયાં પ્રેમશું ભરી. ટેક. જાણી તેવી જોઇ મોટી કહુંશું વિસ્તરી; રાત દીવસ રાખુ